"ગુજરાતી પંચ" ની ૧૯૦૭ ની પેહેલી ભેટ

# અયોધ્યા અને અંગ્રેજ

અથવા

## લૉર્ડ ડેલહૌસીની સ્વાહા: રાજનીતિ.

લખનાર,

ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.

તંત્રી ભારતજીવન.

પ્રકાશક,

સોમાલાલ મંગળદાસ શાહ.

તંત્રી—"ગુજરાતી પંચ."

પ્રથમાવૃત્તિ.



મૂલ્ય રૂ. ૧-૮-૦

ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ—અમદાવાદ.

राजन् दुधुक्षसी यदि क्षिति धेनु मेताम् ।
तेनाद्य वत्स मिवलोक ममुम् पुषाण ॥
तास्मिंश्च सम्यगनिशं परितुष्यमाणे ।
नाना फलै फलति कल्पलतेवभूमिः

**અર્થઃ**—હે રાજન ! જો તું આ પૃથ્વિરૂપિ ગાયને દોહીને-દુધ આદિ- મેળવવાની ઇચ્છા રાખતો હોય તો આ ત્હારી પ્રજાનું વાછરડાંની પેઠે પોષણ કર. (જો વાછરડું જીવતું હશે તોજ ગાયરૂપિ તેની માતા સારી રીતે દુધ આપેછે) તેમ થશે તોજ પૃથ્વિ કલ્પલતાની પેઠે વિવિધ પ્રકારનાં ફળ આપીને ફળવાળી થાય છે. (ભરતખંડને પણ ધનવાન બનાવવાથી અને તેની પ્રજાને સંતોષ આપવાથીજ ભરતખંડ અનેક રીતે ધનવાન થશે અને તેથી તેના રાજાને અનેક રીતે વિશેષ લક્ષ્મ મળશે



To

# The Hon'ble Munshi Madho Lal,

The Nestor of the politicians and patriots of the U. P., the Veteran Educationists, who has so nobly preserved the intellectual and Moral prestige of Gujarat in that far off Province, with whom loyalty to this Motherland is a sacred faith and self-sacrifice a creed, this book is reverently Dedicated (with permission) as an humble token of Gratitude and respect

by

SOMALAL M. SHAH,

*Editor, Gujarati Punch.*





"ओनरेबल मुनशी माधोलाल"



HON,, MUNSHI MADHOLAL.

ભારત જીવન પ્રેસ મુંબઈ.






# અર્પણ પત્રિકા.





## મહાનુભાવ ઑાન. મુનશી માધવલાલ,

મુ. બનારસ–કાશીપુરી.

સંયુક્ત પ્રાન્તોના રાજકાર્યકુશલ અને સ્વદેશવત્સલ સજ્જનોના
એક શિરછત્ર તરીકે, પ્રજાશિક્ષણના એક પુખ્ત હિમા-
યતી તરીકે, બુદ્ધિચાતુર્ય અને નીતિના સંબંધમાં
ગુજરાતની પ્રતિષ્ઠાના એક ઉચ્ચ પાલક
તરીકે, દેશભક્તિ અને સ્વાત્મભોગને
પોતાનો પવિત્ર ધર્મ સમજ-
નાર એક મહાત્મા તરીકે
આ પુસ્તક સન્માન
પૂર્વક આપને
આપની આજ્ઞાથી
આપના પ્રતિ આભાર
અને સન્માનની વૃત્તિ સાથે
અર્પણ કરવામાં આવે છે તે કૃપા
કરી સ્વીકારશો.



લિ. સ્નેહાભિલાષી,

**સોમાલાલ મંગળદાસ શાહ,**

અધિપતિ, "ગુજરાતી પંચ"



નામદાર વાઇસરૉયની વડી ધારાસભાના મેમ્બર

# ઑન. મુનશી માધવલાલનું

## સંક્ષિપ્ત

# જીવનચરિત.

नरपति हितकर्ता द्वेष्यतां याति लोके
जनपद हितकर्ता त्यज्यते पार्थिवेन ।
इति महति विरोधे विद्यमाने समाने
नृपति जन पदानां दुर्लभः कार्य कर्ता ॥

**અર્થઃ**—નૃપતિનું કલ્યાણ જેઓ કરે છે તેઓનો પ્રજા તિરસ્કાર કરે છે. પ્રજાના હિત કરનારનો નૃપતિ ત્યાગ કરે છે. આ બન્નેમાં સમાન વિરૂદ્ધતા હોવાથી, રાજા તેમ પ્રજાનું હિત કરનાર માણસ મળવા મુશ્કેલ છે.

---

રાજ્યવિજ્ઞાન એ એક જોખમ ભરેલું હથિયાર છે અને તેનો યથાવત્ ઉપયોગ કરી જાણે તેવા માણસો હમેશાં ઘણાજ થોડા હોય છે; કવિઓની માફક રાજ્યવિજ્ઞાનવેત્તાઓ પણ જન્મથીજ ઉદ્‌ભવ પામે છે, બન્યા બનતા નથી. પ્રખ્યાત અને પુખ્ત વિચારના રાજદ્વારી ઑન. મુનશી માધવલાલનું જે સંક્ષિપ્ત જીવનચરિત્ર અત્રે અમે આપવા માગીએ છીએ તેમાં આ સત્યનું સુંદર ચિત્ર આપણી દ્રષ્ટિ આગળ રજુ થાય છે.

આપણું ઐતિહાસિક નગર અમદાવાદ એક વખત વડનગરની સિપાહી નાગર પ્રજાનું પાયતખ્ત હતું. આ નાગરોનો ઇતિહાસ ઘણો રસિક છે. તેઓએ પોતાની કોમના ઘણા અસ્તોદય જોયેલા છે છતાં તેઓની હાલની સ્થિતિ સુદ્રઢ છે. સમુદ્રનાં મોજાંની માફક આ દેશપર આવી ગયેલી ભિન્ન-ભિન્ન સરકારોની કારકીર્દીમાં તેઓએ આગેવાની ભરેલો ભાગ લીધો છે;

મુસલમાનોના સમયમાં રાજદ્વારી તેમ ધાર્મિક સ્વાતંત્ર્ય માટે તેઓએ કેટલાક સૈકા સુધી મહાન્ પ્રયાસ કર્યો છે.

ગયા સૈકાના આરમ્ભકાળમાં માતૃભૂમિમાં કાંઇ અસંતોષ થવાથી આ સિપાહી નાગરોના કેટલાક અગ્રેસરોએ અમદાવાદ છોડી ઉત્તર હિન્દુસ્થાનનો આશ્રય લીધો અને આખરે પવિત્ર બનારસ નગરમાં કુટુમ્બ સાથે વસ્યા.

સિપાહી નાગરો પંચદ્રવિડની એક સન્માનનીય શાખાનો વિભાગ છે. તે આ નવા પ્રદેશમાં ત્યાંના પંચદ્રવિડ બ્રાહ્મણોની બીજી શાખાઓએ તેમનો અંતઃકરણપૂર્વક સત્કાર કર્યો અને હાલ પણ સિપાહી નાગરોની તેઓમાં ઉચ્ચ પંક્તિ છે.

ઈ. સ. ૧૮૧૭–૧૯ના અરસામાં સુપ્રસિદ્ધ સિપાહી નાગર રાજા બહાદૂરજીસાથે ગુજરાતના ઘણા નાગરો દિલ્હી ગયા. આ સમય પછી મુનશી માધવલાલના વડવા લખનૌથી અયોધ્યા જઇને રહ્યા અને નવાબી રાજ્યમાં તહેસીલદારી વગેરે જૂદી જૂદી જગાએ નોકરી કરી.

એક સૈકા પૂર્વે મુનશી માધવલાલના પ્રપિતામહ મહેતા ભવાનીલાલ બનારસ આવીને વસ્યા. તેમને ત્રણ પુત્ર હતા. તેમનાં નામ લાલા લક્ષ્મીલાલ, લાલા ગોવિન્દલાલ અને મુનશી ગીરધરલાલ હતાં. જીવનના પ્રારમ્ભથીજ લાલા લક્ષ્મીલાલે ફતેહમંદીથી વકીલાતનો ધંધો કરવા માંડયો હતો અને સરકાર તેમ પ્રજાની તેમનાપર ઘણી પ્રીતિ હતી. ગોવિન્દલાલ અને ગીરધરલાલે પણ તે સમયની સ્થાનિક સરકારોની સેવા બજાવી હતી.

મુનશી માધવલાલના વડવા ધીમે ધીમે તેઓની ઉચ્ચ બુદ્ધિથી વિખ્યાતિને પામ્યા. તેઓને વંશપરંપરાનો ખિતાબ મળ્યો, અને ધીરે ધીરે સંયુક્ત પ્રાન્તોના પ્રથમ વર્ગના " રઇસ "નું પદ મેળવવાને ભાગ્યશાળી થયા.

આ કુટુંબમાં બનારસ ખાતે ઈ. સ. ૧૮૪૦ ના માર્ચ માસની ૬ ઠી તારીખે મુનશી માધવલાલનો જન્મ થયો હતો. ઉચ્ચ બ્રાહ્મણ કુટુમ્બમાં જન્મ પામવાથી તેમ તેમના મહાન્ પિતા મુનશી બેનીલાલની પ્રીતિપૂર્વક સંભાળ નીચે ઉછરવાથી ઉચ્ચ પ્રકારનું સંગીન ગૃહશિક્ષણ તેઓ સંપાદન કરી શકયા.

તેમના કુટુમ્બની તેમની મહાન્ ગ્રાહક શક્તિપર મજબૂત ભુંસાય નહિ તેવી છાપ પડેલી છે. મુનશી માધવલાલ પોતાની માતૃભૂમિપર તેમ વેદનાં ધર્મ પુસ્તકોપર ઘણો પ્રેમ રાખે છે.

સંયુક્ત પ્રાન્તની દરબારી ભાષાઓ અરબી અને ફારસીનું તેઓએ ઉચ્ચ શિક્ષણ લીધું છે. આ ભાષાઓનું સંગીન જ્ઞાન મેળવ્યા પછી તેઓએ ક્વીન્સ કોલેજમાં દાખલ થઈ તે વખતે અંગ્રેજીમાં ઉચ્ચ ગણાતા સીનિયર કલાસના બીજા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો.

આ પછી તેઓ કાયદાનો અભ્યાસ કરવા લાગ્યા હતા અને ૧૮૬૦ માં મુનસફની એટલે હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષા તેમણે પસાર કરી હતી. અને પ્રથમ પંક્તિમાં આવ્યા હતા. સદર કોર્ટમાં કેટલોક સમય વકીલાતનો ધંધો કર્યા પછી કેટલોક વખત આગ્રા હાઈકોર્ટમાં તેઓએ વકીલાત કરી હતી.

આ પછી કેટલીક કૌટુમ્બિક અડચણોને લીધે, સરકારે ખાસ મહેરબાની દાખલ તેમને આપેલી બીજી પંક્તિના મુનસફની જગા, તેમને સ્વીકારવી પડી. આ જગાપર તેઓનો બુદ્ધિપ્રકાશ બહાર પડી આવ્યો અને કાયદાના એક મહાન્ અભ્યાસી તરીકે તેમની પ્રતિષ્ઠા સ્થાપિત થઇ. ધીરે ધીરે અલાહબાદની સ્મોલકોઝ કોર્ટના ફર્સ્ટ કલાસ જજની જગા જે યુરોપિયનો-નેજ તે વખતે આપવામાં આવતી તે મોટી જગાપર તેમની નીમણુંક થઇ.

આ જગ્યા ઉપર તેઓ હતા તે વખતે સુપ્રસિદ્ધ સોન્ડર્સ-હુરસહાઇ કેસમાં એક કમિશનર તરીકે તેમને નીમવામાં આવ્યા હતા. જે તીવ્ર ન્યાયબુદ્ધિ અને નિર્ભીરતાથી તેમણે આ પ્રસંગે પોતાની ફરજ અદા કરી હતી તે ઉપરથી, તેમના અંતઃકરણને ડગાવે તેવી આ જગત્માં કોઇ પણ સત્તા ન્હોતી એમ જણાઇ આવ્યું હતું. આ કેસમાં તેમને પોતાના કમિશ-નર-મિત્રોથી જૂદા પડવું પડયું હતું જેથી સામાવાળા તેમનાપર નાખુશ થયા હતા પરન્તુ સદ્‌ભાગ્યે સરકારને તેમના વિચારોની સત્યતાની ખાતરી થઇ હતી અને તેથી સરકાર તેમજ પ્રજામાં તેમની વિશેષ ખ્યાતિ થઇ.

ન્યાય ખાતામાં ૨૫ વર્ષની લાંબી અને રાજભક્તિપૂર્ણ નોકરી પછી પોતાના નાનાભાઇની નબળી તબીયત અને પોતાની જાગીરના કામના દ-બાણને લીધે તેમને નોકરી છોડવાની ફરજ પડી હતી.

થોડા વર્ષની વિશ્રાન્તિ પછી તેમના અખૂટ ઉત્સાહ અને સ્વદેશ પ્રેમને લીધે શાન્ત અને વાનપ્રસ્થ જીવન ગાળવું તેમને પસંદ પડયું નહિ. સંયુક્ત પ્રાન્તોમાં "ટીનન્સી બિલના સંબંધમાં થયેલી હીલચાલથી પ્રજાસેવા માટે તત્પર થવાની તેમને જરૂર પડી. લોકોએ તેમને આગળ પડવાને વારંવાર દબાણ કર્યું. આ બારીક સંજોગમાં સરકાર અને પોતા-

ના દેશ બન્ધુઓની સેવા ઉઠાવવી એ પોતાનું કર્તવ્ય છે એમ તેમને લાગ્યું. પ્રાન્તિક ધારાસભામાં મેમ્બર થવાને ઉમેદવાર તરીકે તેઓ બહાર પડયા અને સનં ૧૯૦૦માં તેઓ ધારા સભાના મેમ્બર તરીકે ચુંટી કાઢવામાં આવ્યા; બીજી ચુંટણી વખતે પણ તેમનીજ પસંદગી કરવામાં આવી હતી. આ પછી તેઓ ૧૯૦૬ના ઑક્ટોબર માસમાં હિંદી વડી ધારા સભાના મેમ્બર તરીકે ચુંટી કઢાયા હતા અને હાલ તેઓ તે જગોએજ કામ કરે છે.

ધારાસભામાંના તેમના કામથી સ્પષ્ટ જણાઇ આવે છે કે સરકાર તેમ પ્રજાના તે ખરા હિતૈષી છે. તેમની ઉચ્ચ લાયકીના સ્વીકાર તરીકે, દિલ્હીના રાજ્યાભિષેક દરબાર વખતના કળા કૌશલ્યના પ્રદર્શનમાં ઇનામ મુકરર કરવા માટે તેમને એક જજ્જ તરીકે નીમવામાં આવ્યા હતા. પોતાની રસિક અભિરૂચિ, અને સુશિક્ષિતપણાથી તેમણે તે કામ એવું પ્રતિષ્ઠિતપણે તેમ કર્તવ્યપરાયણતાથી કર્યું હતું કે તેથી નામદાર વાઇસરૉયનું તે તરફ લક્ષ ખેંચાયું હતું અને આ દબદબા ભરેલા પ્રસંગે સરકારને તેમણે કરેલી મદદ માટે તેમનો તેણે જાહેર રીતે ઉપકાર માન્યો હતો.

તેમના ચરિત્રની ઉચ્ચતા અને પવિત્રતાનાં તેમના યુરોપિયન તેમ અન્ય કોમના મિત્રો ઘણાં વખાણ કરે છે.

તેમના સાંસારિક જીવન વિષે હવે થોડુંક વિવેચન કરવું આવશ્યક છે.

તેમના જાહેર જીવનમાં જે ઉચ્ચતા અને પવિત્રતા જોવામાં આવે છે તેજ ઉચ્ચતા અને પવિત્રતા તેમના સાંસારિક જીવનમાં પણ જોવામાં આવે છે. પ્રકૃતિથીજ તેમનું આત્મત્વ એવું અપ્રતિમ અને ઉચ્ચ છે કે સર્વનાપર તે પોતાની મૃદુ અને મનોહરની સત્તાનો પ્રચાર કરે છે.

તેમના જીવનના સર્વ વિભાગોમાં જે અદ્‌ભુત એકતા જોવામાં આવે છે તેથી ઘણા લોકો તેમનાપર અત્યંત પ્રેમ અને સન્માન રાખે છે અને ઘણા તેમના તરફ અંતઃકરણપૂર્વક પૂજ્યભાવ રાખે છે.

વેદના તે મહાન્ પ્રશંસક, બ્રાહ્મણો અને પવિત્ર બ્રાહ્મણ જીવનપર તે પ્રીતિ રાખનાર છે. તેમણે ત્રણ મહા યજ્ઞ કરેલા છે. બનારસના મહાન્ પંડિતોની તે વારંવાર સભા મેળવે છે અને સાંસારિક અને ધાર્મિક મહાપ્રશ્નોના વાદમાં તેઓ ઘણી ઉત્સુકતાથી ભાગ લે છે.

દુષ્કાળના ખરાબ સમયમાં લોકોની દારિદ્રતાની તેમને એટલી બધી લાગણી થઇ આવી કે તેમણે તે કામ ઉપાડી લીધું, તેમને ઘણી રીતે મદદ આપી, પોતાનાં ગામોમાં તેમણે સંકટ નિવારક કામો ઉઘાડ્યાં. તેને માટે સરકારે તેમનો મોટો ઉપકાર માન્યો હતો. તે ખરેખર એક નૈસર્ગિક વિચારક, અગાધ બુદ્ધિવાળા અને બહુશ્રુત તત્વવેત્તા ખરા સ્વદેશાભિમાની અને સંપૂર્ણ રીતે વ્યવહારકુશળ સદ્દગૃહસ્થ છે.

૧૮૯૬ના સપ્ટેમ્બર માસની ૧૦મી તારીખે પોતાના કનિષ્ટ બન્ધુ મુનશી સાંવલાલના સ્મારક તરીકે બિમાર સખ્સોના ઉપયોગ માટે બનારસની પ્રિન્સ ઑફ વેલ્સ હૉસ્પિટલમાં તેઓએ એક જૂદો વૉર્ડ બાંધ્યો છે. બનારસની, સંસ્કૃત પુસ્તકાલયમાં મદદ તરીકે તેમણે રૂ. ૨૫૦૦૦ ભર્યાં છે, જે વિદ્યાર્થીઓ સંસ્કૃતનો આગળ અભ્યાસ વધારવા માગતા હોય તેમને માટે તેમણે "સાંવલાલ સ્કોલરશિપ" એ નામની સ્કોલરશિપ સ્થાપી છે અને તેના નિભાવ માટે અલ્લાહબાદ યુનિવર્સિટીના સત્તાવાળાઓને તેમણે રૂ. ૪૫૦૦૦ની રકમ આપી છે.

છેલ્લું પણ સર્વથી મહાન કાર્ય તેમના જીવનમાં તેઓએ થોડા સમયપર કર્યું છે તે એ છે કે તેઓએ બનારસ ખાતે એક પ્રજાકીય યુનિવર્સિટી સ્થાપવાના કામમાં ત્રણ લાખ રૂપિઆ આપવાની યોજના ઉભી કરી છે. લાંબાં લાંબાં ભાષણો કરનાર, પરન્તુ દેશ હિતને માટે દેશ બન્ધુઓના ઉન્નતિનાં કાર્ય કરવામાં પોતાના દ્રવ્યનો ભોગ આપવાનો સમય આવે ત્યારે હમેશાં મન સંકુચિત રાખનાર, દેશ હિતૈષીનો ડોળ કરનાર દંભી જનોને, તેમનું જીવન એક ઉચ્ચ આદર્શ સમાન છે. મુનશી માધવલાલનું જીવન ચરિત્ર કેવું ઉચ્ચ, કેવું પવિત્ર, કેવું લોકોપકારક, કેવું શિક્ષણીય તેમ અનુકરણીય છે તે ઉપરના તેમના સંક્ષિપ્ત જીવન વૃત્તાંન્તપરથી વાચકવૃન્દને સ્હેજ પ્રતિત થશે.



# પ્રસ્તાવના.

આ પુસ્તકમાં અયોધ્યાના નવાબોના રાજ્ય સમયનું એક ચિત્ર આ લેખવામાં આવ્યું છે. ભરતખંડના ગવર્નર જનરલ લોર્ડ ડેલહૌસીએ આ દેશમાં આવી બે મ્હોટા વ્યાપાર કર્યા છે! એ નામદારે પ્રથમ પંજાબ પછી અને અયોધ્યા, એવાં બે મ્હોટાં રાજ્યોને તોડી પાડી તેનાં નામ નિશાન જડ મૂળથી કાઢી નાંખ્યા છે ! પક્ષપાતિ ઇતિહાસકારો ગમે તેમ લખે પણ અમે નિર્ભયપણે કહીશું કે લૉર્ડ સાહેબે પોતાની દુર્નિતિ બતાવવાને એ બે ઉદાહરણો મુકયાં છે! અને એ બે વિશાળ રાજ્યોને સ્વાહા: કરી દીધાં છે! જો લૉર્ડ સાહેબે ધાર્યું હોત તો ગમે તેટલી અવ્યવસ્થા છતાં પણ એ રાજ્યોને સુધારી શકત. અને સુવ્યવસ્થા કરી શકત પણ ક્ષુદ્ર રાજ લોભને વશ થઇને જ તે નામદારે એ રાજ્યને છિન્ન ભિન્ન કર્યાં છે. અયોધ્યાના ભલા અને અમીર નવાબ સાહેબોને ભોળવી ભોળવીને સંધિ ઉપર સંધિ કરી તેમનાં રાજયમાં પગ પેસારો કરી અન્તે એ રાજ્યને લાલ રંગમાં મેળવી દીધું છે એ લૉર્ડ સાહેબનું કૃત્ય કોઇપણ રીતે પ્રશંસા પાત્ર નથી.

ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના સમયમાં તેના કર્મચારીઓએ હિંદુસ્તાનમાં જે અનીતિ ચલાવી તથા જે રાજકિય જુલમ ચલાવ્યો તે માટે આખું હિંદુસ્થાન ખળભળી ઉઠયું હતું. એ ખળભળાટ વધતો જ ગયો અને તેને પરિણામેજ ૧૮૫૭ નો બળવો ઉઠયો, પણ તે સમયના ડાહ્યા અને સુચતુર અંગ્રેજ કર્મચારીઓએ સ્વ. મહારાણી વિકટોરીયા માતાના નામનો ઢંઢેરો બહાર પાડી સર્વત્ર શાંતતા ફેલાવી. પરન્તુ તે પછીના સમયથી ઢંઢેરામાં આપવામાં આવેલાં વચનો પૂર્ણ રીતે પાળવામાં આવ્યાં નહિં. અંગ્રેજોએ કાળા અને ગોરામાં ભેદ માન્યો. ન્યાય અને રાજદરબારમાં પણ ભેદ માન્યો. એ ભેદનું કારણ હિંદુસ્થાન વાસીઓ સમજી ગયા છે. એ પ્રાપંચિક ભેદ સ્હામે રક્ષણ મેળવવાને હિંદુસ્થાનના સમસ્ત વિદ્વાનોએ " ઇન્ડિયન નેશનલ કોન્ગ્રેસ " સ્થાપન કરી છે પરંતુ પચીસ વરસ થવા છતાં અંગ્રેજો તેને દાદ આપતા નથી. અને દિનપ્રતિદિન હિંદુસ્થાનની પ્રજામાં અસંતોષની લાગણી ફેલાતી જાય છે. અંગ્રેજો હિંદુસ્થાનની ઉન્નતિ કરતા નથી. અંગ્રેજો હિંદીવાનોને ન્યાય આપતા નથી, એ વાત હિંદીવાનોમાં જોસભેર ચર્ચાય

છે. અર્થાત્ હિંદમાં અસંતોષની લાગણી ફેલાય રહી છે. પરન્તુ રાજાનો ધર્મ પ્રજાને સંતોષ આપવામાં સમાયલો છે. પ્રજાનો સંતોષ એજ રાજાનું રાજ્ય વધારવાનું સબળ શસ્ત્ર છે. જાપાનના રાજાએ પોતાની પ્રજાને તેમજ ખુદ ઈંગ્લંડના રાજાએ ઈંગ્લંડની પ્રજાને ઉન્નતિ ઉપર લાવવા જેવા કાયદા બાંધ્યા છે. તેવાજ કાયદા બાંધવા અને હિંદુસ્થાનની પ્રજાને ઈંગ્લંડના જેવી ધનવાન બનાવવી એજ તેનું પ્રથમ કર્તવ્ય છે. તેમ નહિં થાય અને હિંદમાં દિન પરદિન કંગાલપણું વધતું જશે તો હિંદીવાનોને અસંતોષ ન્હાના રૂપમાંથી પ્રચંડ રૂપે પ્રકટી નિકળશે. એ સૌ કોઇ કબુલ કરશે.

આ પૂસ્તકમાં બતાવ્યું છે કે નવાબ નસિરૂદ્દિનના રાજ્ય સમયથી પ્રજાનો અસંતોષ વધ્યો છે પરન્તુ બ્રિટિશ ગવર્નમેન્ટે ધાર્યું હોત તો એ રાજ્ય પોતાના હાથમાં લઇ સુવ્યવસ્થા કરીને પાછું નવાબને સોંપી શકત. પરન્તુ ખેદની વાત છે કે તેમ થયું નહિ. આ પુસ્તક લખવામાં જે જે ઈતિહાસોનો આધાર આપ્યો છે તે ફુટનોટમાં લખ્યો છે. અને તે લખનારાઓ અંગ્રેજો જ છે. એટલે તેમના જ લેખથી તેમણે કરેલું કૃત્ય સત્ય કે અસત્ય છે તે જણાઇ આવે છે. પરન્તુ જુલમી ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીનો રાજ્ય અમલ જઇ જ્યારથી સ્વ. મહારાણી વિકટોરીયા માતાના હાથમાં રાજ્ય આવ્યું ત્યારથી એવા જુલમો થતા અટક્યા છે. અને મ્હોટાં મ્હોટાં રાજ્યો જમીન દોસ્ત થતાં અટક્યાં છે. આપણે કબુલ કરવું જોઇએ કે હિંદુસ્થાનમાં અંગ્રેજોનું રાજ્ય રહે તે કોઇપણ પ્રકારે અયોગ્ય નથી પરંતુ પ્રજાની ધન સંબંધી સ્થીતિ વધે, હુન્નર ઉદ્યોગ આબાદ થાય અને કરના આકરા પડતા બોજા ઓછા થાય તો હિંદુસ્થાનની પ્રજા એકે અવાજે બોલે કે: "અંગ્રેજોનું રાજ્ય અમર તપો." અમારા દેશ બંધુઓને પણ અમારી એજ વિનંતિ છે કે તેમણે પોતાના બાહોશ રાજ-કર્તાઓ પાસે કાયદાની હદમાં રહીને પણ નિર્ભયપણે મંડયા રહીને એટલું જ માંગવું કે જેથી આપણા દેશના હુન્નરનું રક્ષણ થાય અને દેશ ધનવાન થાય અને એજ કામમાં મચ્યા રહી દેશના હુન્નરને ઉત્તેજન આપવું. તો આપણી ધારેલી ધારણા આપણે જ પાર પાડીશું; અને આપણા દેશી બંધુઓને ડુબતા બચાવવાનું મહત્પૂણ્ય મેળવીશું.

આ પુસ્તક બંગાલી પુસ્તક " **સિપાહી યુધ્ધેર ઇતિહાસ** " ના કર્તા શ્રીયુકત રજનિકાન્ત ગુપ્ત, **એઇ કી રામે અયોધ્યાના** કર્તા શ્રીયુકત ચણ્ડિચરણ સેન, " કે સાહેબ કૃત " " સિપાઇવાર " વિગેરે જુદાં

જુદાં બંગાલી, અંગ્રેજી પુસ્તકોનો આધાર લીધેલો છે. અને તેથી તે ગ્રંથકારોનો આભાર માનું છું.

આ ગ્રંથ-આવાજ બીજા કોઇ ગ્રંથ કરતાં સંપૂર્ણ થાય તે માટે ઘણા ગ્રંથોનું સંશોધન કરી પૂર્ણ માહિતી મેળવી લખ્યો છે અને તેથી વાચકવર્ગ પોતાની મેળેજ તૂલના કરી શકશે. ભાષા બનતે પ્રયત્ને સાદી રાખી છે પરંતુ ભાષા લાલિત્યને જાળવવા સંસ્કૃત શબ્દો મુકવા પડયા છે. આશા છે કે વાચકવર્ગ ક્ષમા કરશે.

મુંબઇ. રામનવમી ૧૯૬૩. — ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા. કર્તા.



# અનુક્રમણિકા.



## શુદ્ધિપત્ર.

આ પુસ્તકમાં પ્રુફ રીડરના દ્રષ્ટિ દોષથી ૧૭ મે પાને પરિચ્છેદને બદલે અધ્યાય તથા ૨૨ મા પાને ચતુર્થ પરિચ્છેદને બદલે તૃતિય અધ્યાય તેમજ સપ્તમ પરિચ્છેદનું પૃષ્ટ ૪૪ પહેલું છપાવું જોઇએ તેને બદલે આગળ પાછળ છપાયાં છે તે સુધારી વાંચવા કૃપા કરવી.

અમદાવાદમાં પ્લેગ ચાલવાને કારણે આ પુસ્તક મોડું બહાર પડ્યું છે તે માટે વાચકવર્ગ ક્ષમા આપશેજ.

પ્રસિદ્ધ કર્ત્તા.



# અયોધ્યા અને અંગ્રેજ.

## પ્રથમ પરિચ્છેદ.

### પૂર્વ ઇતિહાસ.

कामं क्रोधंच लोभंच दम्भं दर्पंच भूमिपः ।
सम्यग्विजेतुं यो वेद स महिमभिजायते ॥*

उद्योगपर्व १२८–४३४२



વિ કુલભૂષણ મહાત્મા **વા**લ્મિકિના સુકાવ્યવડે ગ્રથિત થયેલું, **રઘુકૂલ તિલક** મહારાજા **રામચંદ્ર**જીની વિલાસભૂમિ કહેવાઇ પ્રસિદ્ધ થયેલું, "**રામરાજ્ય**" કહેવાઇ પ્રજાગણની જીભે નૃત્ય કરી રહેલું, દયાવાન, ક્ષમાવાન અને સત્યવાન **રામરાજા**ની રાજ્યપ્રણાલીથી સુખી થઇ પ્રજાગણના હૃદયમાં કેંદ્રસ્થાન પામેલું, **મેકોલે** જેવા ન્યાયી લેખકની લેખિની વડે, વિસ્તાર અને સમૃદ્ધિ માટે **યુરોપ**નાં પ્રસિદ્ધ **ફ્રાન્સ** અને **જર્મની** જેવાં સામ્રાજ્યોની

---

* **તાત્પર્ય:**—જે રાજા, કામ, ક્રોધ, લોભ, દમ્ભ અને દર્પ જેવા **સર્વ** રિપુઓનો, સમાન પ્રકારે જય કરી શકે છે તેજ પૃથ્વિનું રાજ્ય કરી શકે છે. ( એ સદ્ગુણોથી રહિત રાજા, પ્રજામાં અપ્રિય થઇ, નાશ પામે છે. )

ગણનામાં ગણાયલું, **હિંદુ** રાજાઓના રક્ષણ વડે ચિરકાલ સ્મરણીય થયેલું **અયોધ્યા**, એજ **રામનું અયોધ્યા**, ઓગણીસમી સદીના પ્રારંભકાળમાં, ઈસ્ટ ઇન્ડિયા કમ્પનીના **ગવર્નર જનરલ લૉર્ડ** ડેલહૌસીના શાસન ભાર નીચે છે. હમણાં **ભારતવર્ષ**માં દેશી રાજ્યોનું પરિવર્તન થાય છે. જૂદા જૂદા દેશી રાજાઓ, ઈસ્ટ ઇન્ડિયા કંપનીના કાર્યભારથી ચકિત થઈ શંકા અને ભય પામી રહ્યા છે. કયે સમયે, કયું રાજ **કમ્પની** બહાદરના પેટમાં ચાલ્યું જશે તે શંકામાં ને શંકામાં દેશી રાજાઓનાં નેત્રમાં નિદ્રા નથી, પેટમાં ક્ષુધા તૃષા નથી, હૃદયને વિશ્રાંતિ નથી, રાત્રિ અને દિવસ ચિંતાના સાગરમાં ગોતાં ખાઈ રહ્યા છે.

દેશી રાજાઓને આવી ચિંતા—ભયયુક્ત—થવાનું કારણ **હિંદુસ્થાન**ના **ગવર્નર જનરલ લૉર્ડ** ડેલહૌસીની સ્વાહાઃ રાજનીતિ છે ! **પંજાબ**, **નાગપૂર**, **ઝાંસી**, ઇત્યાદિ રાજ્યોને પાયમાલ કરવા છતાં **લૉર્ડ** સાહેબનો દુર્નિવાર લોભ પરિતૃપ્ત થયો નથી. સ્વલ્પ સમયમાંજ એક સમૃદ્ધ રાજ્ય તરફ તેની વક્ર દ્રષ્ટિ પડી. **પંજાબ**ની પેઠે રાજવિદ્રોહનું કારણ બતાવીને એ રાજ્ય, **બ્રિટિશ** કમ્પનીને આધીન કર્યું નથી, **નાગપૂર** અને **ઝાંસી**ની પેઠે દત્તક પુત્રનું બહાનું બતાવીને એ રાજ્યદાન ગ્રહણ કર્યું નથી. એ રાજ્યના અધિશ્વર તો **બ્રિટિશ** કમ્પનીના ચિરકાલના બંધુ હતા, તેણે પોતાનું ધન, જન, જીવન સમસ્ત ચિરકાલને માટે **બ્રિટિશ** કમ્પનીના ઉપકાર અર્થે ઉત્સર્ગ કર્યું હતું. એ રાજ્યના ઉત્તરાધિકારી જીવિત હતા. તોપણ માત્ર " અમારી ઇચ્છા થઇ છે " એમ કહીનેજ એ રાજ્યના મહાલય ઉપર **લૉર્ડ** ડેલહૌસીએ પોતાની **બ્રિટિશ** પતાકા ફરકાવી હતી. માત્ર "ઇચ્છાબળ"ને લીધેજ એ રાજ્ય **બ્રિટિશ** કમ્પનીને હસ્તગત થયું હતું. એક નિર્દોષ દેશી રાજાનું રાજ્ય **બ્રિટિશ** સિંહના મુખમાં પડવાનું કારણ કોઈ પૂછે તો ઉત્તર એજ છે કે " **ઇચ્છાબળ** ".

એ સમૃદ્ધ રાજ્યનું નામ **અયોધ્યા**.* **રામચંદ્ર** જેવા મહાન દયાળુ, મહાન ન્યાયી, મહાન પરોપકારી અને મહાન દિવ્યગુણધારક રાજાના રાજ્યનું નામ **અયોધ્યા**. **અયોધ્યા** અતિ પ્રાચીન કાળથી સુખ સમૃદ્ધિ વડે પરિપૂર્ણ

---

* **અયોધ્યા**ની ઉત્તર અને ઉત્તર પૂર્વે **નેપાલ**, પૂર્વે બ્રિટિશાધિકૃત **ગોરખપૂર**, દક્ષિણ પૂર્વે **અલાહાબાદ**, દક્ષિણ પશ્ચિમે **દોઆબ**, બ્રિટિશાધિકૃત **ફતેહપૂર**, **કાનપૂર** અને **ફરૂક્કાબાદ**, ઉત્તર પશ્ચિમે **શાહજહાંનપૂર**, એની સીમા ૯૯૯૨૩ વર્ગ માઇલ અને પ્રજાની સંખ્યા ૫૦,૦૦,૦૦૦ ( M. M. Musseehooddeen. )

હતું. હજાર ઉપર હજારો વરસ ચાલ્યાં ગયાં છે પરંતુ **અયોધ્યાનું** એ પ્રાકૃતિક સૌંદર્ય અને સમૃદ્ધિ મહિમા ચાલ્યો ગયો નથી. વાસ્તવિક રીતે **અયોધ્યા** એ ભારતવર્ષની, સર્વ પ્રકારના સ્વાભાવિક દ્રવ્યની વિકાસભૂમિ, અને સર્વ પ્રકારની સમૃદ્ધિનું વિલાસક્ષેત્ર. એટલું છતાં પણ વાચકોને શંકા થશે કે આટલી સમૃદ્ધિ અને સૌંદર્યનું ક્ષેત્ર શા કારણથી સ્મશાનભૂમિ જેવું થયું ! પરંતુ પ્રકૃતિનો એવો નિયમજ છે. સમ્પત્તિ એજ વસ્તુઓનું પ્રધાનકારણ. §દરાયસની પૂત્રિ જો સુંદર ન હોત તો મહાન પ્રતાપી **સિકંદર** બાદશાહનો ધર્મ, ઇતિહાસમાં વર્ણવવામાં આવત નહિ. જો **અયોધ્યા,** સુસમૃદ્ધ સુવ્યવસ્થિત અને સર્વાંશે સૌભાગ્યલક્ષ્મિનું પ્રિય નિકેતન ન હોત તો **લૉર્ડ ડેલહૌસીની** દ્રષ્ટિ એ રાજ્ય તરફ આકર્ષણ પામત નહિ ! ! સુંદરતા એજ વિનાશનું કારણ. સુંદરતા, માટેજ અંગ્રેજોનું " **ઇચ્છાબળ** " !

ઇ. સ. ૧૧૯૩ માં **થાણેશ્વરના** રણક્ષેત્રમાં **પૃથ્વિરાજનું** પતન થયા પછી **મહમ્મદ ગોરીનો** ગુલામ-પણ સરદાર બનાવેલો-**કુતબુદીન એબક** **દિલ્લીના** સિંહાસન ઉપર આરૂઢ થયો. **અયોધ્યા** જય કર્યા પછી કુતબુદ્દીને એ રાજ્યને પોતાના રાજ્ય સાથે જોડી દીધું. તે સમયથી **અયોધ્યા** દિલ્લીના રાજાને તાબે રહ્યું. **અકબર** બાદશાહના સમયથી **અયોધ્યામાં** પંદર સુબા નિમવામાં આવ્યા હતા. તેમાંનો એક સુબો ત્યાં રાજ્ય ચલાવતો હતો. આ પ્રમાણે દીર્ઘકાળ પર્યંત, **દિલ્લીના** બાદશાહની અર્ધચંદ્ર શોભિત પતાકાને અધીન રહ્યા પછી, **અયોધ્યાનો,** અતર્કિત કારણે, **બ્રિટિશ** કમ્પની સાથે રાજનૈતિક સંબંધ થયો. જે સમયે **મીરકાસીમ અંગ્રેજો** સાથે થયેલા યુદ્ધમાં પરાજય પામ્યો અને **અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાનો** આશ્રય ગ્રહણ કર્યો તે સમયે **બ્રિટિશ** કંપની સાથે **અયોધ્યાનો** સંધિ સંબંધ થયો. **સુજાઉદ્દૌલા મીરકાસીમને** આશ્રય આપી **અંગ્રેજો** વિરૂદ્ધ સૈન્ય એકઠું કરવા લાગ્યો. ઇ. સ. ૧૭૬૪ની ૨૩ મી અકટોબરે **બોકસર** સ્થાને યુદ્ધ થયું. યુદ્ધમાં પરાજય પામેલા **સુજાઉદ્દૌલા** સાથે **અંગ્રેજોને** ઇ. સ. ૧૭૬૫ ની ૧૬ મી **ઑગષ્ટે** સંધિ થઈ. સંધિના નિયમ પ્રમાણે, શત્રુના

---

§ **સિકંદર** બાદશાહે **દરાયસ** ઉપર ચઢાઇ કરી ત્યારે તેણે પોતાની સુંદર પુત્રી તેને આપવાનો લોભ બતાવ્યો હતો. જો કે તે મુસલમાન હતો. મુસલમાનોએ **હિંદુસ્થાનમાં** ઘણી સુંદર **સ્ત્રીઓની** મોહજાળમાં પડી રાજ્યોનું ગમે તેમ કર્યું હતું. પણ **સિકંદર** બાદશાહ મહાન પવિત્ર અને બુદ્ધિશાળી હતો. તેણે **દરાયસની** સુંદર પુત્રી તરફ લક્ષ ન આપતાં **દરાયસ** સાથે લડાઈ કરી તેને જીત્યો, હતો.

હુમલાથી રક્ષણ મેળવવા માટે–એક મિત્ર રાજ્ય તરિકે બ્રિટિશ કમ્પની જે સૈન્ય અયોધ્યામાં રાખે તે સૈન્યનું ખરચ, અયોધ્યાના નવાબ પોતાની ત્રિજોરીમાંથી આપે અને એ શિવાય બોકસરના યુદ્ધમાં થયેલા ખરચ માટે નવાબે બ્રિટિશ કંપનીને ૫૦ લાખ રૂપિયા આપવાનું સ્વિકાર્યું હતું.+

આ સમયથી નવાબ સુજાઉદ્દૌલા, અંગ્રેજો સાથે વિલક્ષણ સદ્ભાવ બતાવતો હતો. આ સમયથી નવાબે અંગ્રેજો વિરૂદ્ધ પ્રપચ કરીને મિત્રતાને કદી પણ કલંક લગાડ્યું નહોતું. † કિન્તુ સંદેહ–doubt–એજ અંગ્રેજ શાસનનો પ્રધાન મંત્રી, સંદેહ–doubt–એજ બ્રીટિશ ઇન્ડિયાની બ્રીટિશ જાતિના સ્વાર્થ સિદ્ધિનું અદ્વિતીય સાધન. સંધિ થયા પછી ત્રણ વરસે, સુજાઉદ્દૌલા, અંગ્રેજો વિરૂદ્ધ પ્રપંચ અને સૈન્ય સંગ્રહ કરે છે એવી વાર્તા–ગપ–ચાલી ! એજ વાર્તાએ, એજ ગપે ગવર્નમેન્ટના હૃદયમાં ગંભીર સંદેહ ઉત્પન્ન કર્યો. સંદેહને વશ થઈ બ્રિટિશ ગવર્નમેંટે નવાબ પાસેથી

---

+Aitchison, Treaties. Vol. II., P. 76—79.

† અયોધ્યાનો નવાબ બ્રિટિશ ગવર્મેંટનો કેવો સુહૃદ અને કેવો હિતેષી હતો તે બતાવવા માટે આ સ્થળે એક ઘટનાનો ઉલ્લેખ કરવામાં આવે છે. સને ૧૭૭૨માં પ્રસિધ્ધ હયદરઅલ્લીએ અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાને એક પત્ર લખી મોકલ્યો હતો. પત્રમાં લખ્યું હતું કે "તમે આટલું સૈન્ય અને આટલા બધાં યુધ્ધ કરવાનાં સાહિત્યોના અધિસ્વામી હોવા છતાં ક્રિશ્ચિયન ધર્માવલંબી–અંગ્રેજોની અધીનતા સ્વિકાર કરોછો તેથી હું અત્યન્ત વિસ્મય પામું છું. હું જેમ તેઓને ભય પમાડું છું તે પ્રમાણે તમે પણ તે–અંગ્રેજ–લોકોને કેમ ન્હસાડતા નથી! હું એજ માર્ગ ઉચિત સમજું છું. એ લોકોનો વિનાશ કરવો એજ આપણું કર્તવ્ય છે." આ પત્રનો ઉત્તર નવાબે લખ્યો કે "જેઓએ સાંસારિક કાર્યમાંથી, સર્વ પ્રકારે સ્વાર્થ ત્યાગ કર્યો છે તેમને માટેજ ધર્માન્ધતા છે. પરંતુ મ્હારા જેવા કે જેના ઉપર અતિ વિશાળ સંખ્યાના ભિન્ન ભિન્ન ધર્મ્માવલંબીઓને માટે કર્તવ્ય ભાર પડયો છે તેને માટે એ માર્ગ અતિશય દોષ યુક્ત છે. જે સમસ્ત સૈન્ય અને યુધ્ધ સામગ્રી, મ્હારા અધિકારમાં છે એમ આપે જાણ્યું છે તે માત્ર ઈસ્ટ ઇન્ડિયા કમ્પનીના શત્રુ વિરૂધ્ધ કાર્ય કરવા માટેજ છે. હું એ ઉભય વસ્તુઓનો અન્ય પ્રકારે વ્યવહાર કરીશ એવું મનમાં જાણતુંજ નહીં." એક સમયે આ બન્ને પત્રો લખનૌના બ્રિટીશ રેસીડન્ટના હાથમાં આવ્યા. રેસીડન્ટે પત્રનો મર્મ જાણી લઇ ગવર્નર જનરલ ઉપર મોકલી આપવા માટે નવાબની અનુમતિ લીધી. ગવર્નર જનરલ પત્રોના મર્મ તથા નવાબની સૌહૃદજનિત સરલતા અને વિશ્વસ્તતા જાણી શકે તેથીજ રેસીડન્ટની અનુમતિ મેળવી હતી. M. M. Musseehooddeen. comp. Dacoitee in Excelsis. P. 12. 13. Note.

જવાબ માંગ્યો. **નવાબે** ખરૂં કારણ જણાવ્યું. બીજી તરફ **ભા**રતવર્ષની મંત્રિસભાના સદસ્ય મેમ્બરોએ અનુસંધાન કરી લોક વાયકા-પ્રસરેલી ગપને ખોટી બતાવી. પરંતુ તેથી બ્રીટિશ કંપની પ્રસંન્ન થઈ નહિ; સંદેહને લીધે **નવાબ** સાથે સંધિપત્રમાં સુધારા થયા. એ સુધારાને અનુસરી **નવાબ** ૩૫ હજારથી વધારે સૈન્ય રાખી શકશે નહિ; એવો નિશ્ચય થયો. §

આ પ્રમાણે **બ્રિ**ટિશ સિંહ સાથે મિત્રતાનો સંબંધ કર્યા પછી, **નવા**બનું અદ્રષ્ટચક્ર ફરવા લાગ્યું. કમ્પનીએ જોયું કે **અ**યોધ્યા એક સુસમૃદ્ધ અને વિશાળ મનુષ્યોનું નિવાસ સ્થાન છે. **નવાબ** પણ સર્વાંશે સૌભાગ્ય લક્ષ્મીનો વીર પૂત્ર છે. **નવાબને** બહુ સંખ્યાની પ્રજા છે, સમૃદ્ધ નગર છે, અભેદ્ય દૂર્ગ છે, અને તે ઉપરાંત અપરિમિત લક્ષ્મી છે. આ સૌભાગ્ય-સમ્પદસુખ કમ્પની સરકારથી જોઈ રહેવાયું નહિ ! કમ્પનીના પ્રધાન કર્મચારીઓ, રાજનીતિની અપૂર્વ કૌશલ્યતાવડે, બન્ધુત્વના બંધનના અમોઘ સાધન સન્ધિવડે, એ સઘળું ગ્રહણ કરવા પ્રવૃત્ત થયા

વિલાયતના ડિરેકટરોએ **ચુ**નારનો દૂર્ગ, પોતાના, અધિકારમાં લેવાનો **ભા**રત વર્ષની ગવર્નમેંટને પત્ર લખ્યો. અને ભવિષ્યમાં એવો કોઈ સુવિધાજનક સમય આવે તો તેને જવા દેવો નહિં એમ પણ લખ્યું * ઈ. સ. ૧૬૬૫ ની સંધિની છઠ્ઠી કલમ પ્રમાણે, **નવાબ** પાસે બ્રીટિશ કમ્પનીના જે ૫૦ લાખ રૂપિયા લેણા હતા તેના બદલા તરીકે **ચુ**નારનો કિલ્લો કમ્પની પોતાના સ્વાધિનમાં લે પરંતુ એ રૂપિયા જ્યારે બ્રિટિશ ગવર્નમેંટને **નવાબ** ભરી દે ત્યારે એ કિલ્લો કમ્પની પાસેથી **નવાબના** તાબામાં જાય. એવો સંકલ્પ કરીને કમ્પની એ કિલ્લો લેવાને પુનઃ તૈયાર થઈ. સંકલ્પની સિદ્ધિ કરવાનો ઉપાય શોધવામાં અધિક વિલંબ થયો નહિ. આ સમયે લુંટારાઓની લુંટથી સમસ્ત **ભા**રતવર્ષ ત્રાસ પામી ઉઠયું હતું. **મહારાષ્ટ્રીય** લશ્કરે **રો**હિલખન્ડ થઇને **અ**યોધ્યા તરફ ઉત્પાત આરમ્ભ કરવા માંડયો. **અ**યોધ્યા **રો**હિલખન્ડની ઉત્તર પશ્ચિમ દિશાએ આવેલું છે અને દક્ષિણ

---

§૩૫ હજાર સૈન્ય આ પ્રમાણે:-૧૦૦૦૦ ઘોડેસ્વાર, ૧૦૦૦૦ પાયદળ,૫૦૦૦ નજીબ, ૫૦૦ તોપચી, અને ૯૫૦૦ અનિયમિત સૈનિક. "આ ૩૫ હજાર સૈન્યમાં કોઇ યુરોપીય સૈનિક પેઠે સુશિક્ષિત અને સુસજ્જિત નહોતું."– Aitchison's Treaties, Vol II. P. 64.

* Return to House of Lords of Treaties and Engagements between East India Company and Native Powers in Asia &c. P. 55 Comp. Dacoitee in Excelsis, P. 14

પૂર્વ દિશાએ નવાબની સ્વતંત્રતાનું અલ્હાબાદ અને ચુનારનો કિલ્લો છે. આ સમયે સારો યોગ મળેલો જાણી કમ્પનીએ પોતાની સંકલ્પસિદ્ધિ માટે કૂટ રાજનીતિની કૌશલજાળ પાથરી. ઇ. સ. ૧૭૬૫ ની સંધિ અનુસારે નવાબના કોરા અને અલાહબાદ, દિલ્હીના બાદશાહ શાહઆલમને આધિન હતાં. તે બાદશાહે ઈ. સ. ૧૭૭૧ માં નવાબને પાછા સોંપી દીધાં. હમણાં લુંટારાઓના ભયથી રક્ષણ કરવા—પરમમિત્ર નવાબના રાજ્યને નિરાપદ રાખવા—માટે ૧૭૭૨ ની ૨૦ મી માર્ચે બે સંધિ થઈ. એ સંધિઓના નીયમ પ્રમાણે કમ્પની સરકારે ચુનારનો કિલ્લો પોતાના તાબામાં લીધો. અને અલાહાબાદનો રક્ષણ ભાર માત્ર પોતાના હાથમાં રાખ્યો * અર્થાત્ બ્રીટિશ ગવર્નમેંટ સાથે મિત્રતાનું રક્ષણ કરવા જતાં, નવાબ સુજાઉદ્દૌલાએ બે વખત પોતાની સમ્પત્તિ ગુમાવી ! પ્રથમ સમયે પોતાનું સૈન્ય ઓછું થઈ ૩૫ હજાર રહ્યું અને બીજી વખતે પોતાના અલાહાબાદ અને ચુનારનો કિલ્લો એ બંને ગુમાવ્યાં !

આ સમયે બ્રિટિશ કમ્પનીની રાજસ્વ—અવસ્થા અત્યન્ત મંદ હતી. રૂપિયાની ગેરહાજરીમાં, હેસ્ટિંગ્સની ગવર્મેંટ, કેવી ભયભિત થઇ પડી હતી તેના વૃત્તાન્તનું લૉર્ડ મેકોલેની લેખિનીથી એક સુન્દર ચિત્ર આલેખાયું છે. તેનો સારાંશઃ—"શાન્ત ભાવે રાજ્ય શાસન કરો અને અધિક દ્રવ્ય મોકલતા રહો, પડોશી રાજાઓ સાથે શાન્તિનો પ્રસાર સૂક્ષ્મ રીતે કરો, શાન્ત વ્યવહાર બતાવો અને અધિક દ્રવ્ય મોકલો." વિલાયતના કર્મચારીઓ તરફથી હેસ્ટિંગ્સને જે ઉપદેશ મળતો હતો તેનો સંક્ષિપ્ત સારાંશ આજ છે. આ ઉપદેશ સરળભાવે સમજવામાં આવે તો એમજ કહેવાય કે "પ્રજાના પિતૃસ્થાને રહો અને દૌરાત્મ્યકારી થાઓ. ન્યાયની મર્યાદાનું રક્ષણ કરો અને અન્યાયના પરિપોષક થાઓ. શાંત સ્વભાવના થાઓ અને હિંસા પરાયણ થાઓ." પ્રાચીનકાળના ક્રિશ્ચન ધર્માવલંબીઓ, વિધર્મી લોકો સાથે જે પ્રકારે વ્યવહાર કરતા હતા, વિલાયતના ડિરેકટરો, ભારતવર્ષ તરફ તેજ પ્રમાણે ભાવ બતાવતા હતા. એ ધર્મવાળાઓ વધ કરવાના જીવને કસાઇને હાથે સોંપી આગ્રહ પુર્વક કહેતા કેઃ—તેના તરફ ઘણી દયા અને સૌજન્ય બતાવવું." જે સ્થળે ડિરેકટરોનો આદેશ પાળવાનો હતો તેનાથી પંદર હજાર માઇલ ઉપર બેઠેલા ડિરેકટરો, પોતાની આજ્ઞાનો યથાર્થ અર્થ કરશે

---

* Dacoitee in Excelsis. P. 16 Comp. A Collection of Treaties. Vol. II P. P. 65—82—84.

નહિ તે જાણતા હતા અને તે અસંભવ નહોતું. પરંતુ તેમના કલકત્તાના પ્રતિનિધિઓ તે આદેશને યથાર્થરૂપે જાણી શકયા હતા. જ્યારે રાજભણ્ડાર શૂન્ય, સૈન્યનો પગાર બાકી, સૈન્યની સંખ્યા ઓછી, રાજની પ્રજા પ્રતિદિન શેહેર, નગરનો ત્યાગ કરી જતી તેવા સમયે પણ તે પ્રતિનિધિઓને દશ લાખ રૂપિયા ઇંગ્લંડ મોકલવા પડતા હતા. હેસ્ટિંગ્સે જ્યારે જોયું કે રૂપિયા એકઠા કરવા માટેના બીજા અગ્રાહ્ય ઉપાયોની આવશ્યકતા છે, અને તેથી તેમના—વિલાયતના ડિરેકટરોનાં—નીતિ વાકયોનું પાલન કરવા કરતાં કોઇપણ માર્ગે તેમને માટે દ્રવ્ય ભેગું કરવું એજ શ્રેયષ્કર થઇ પડશે. *

નવાબ સુજાઉદ્દૌલા પાસે અપરિમિત દ્રવ્ય હતું અને તેથી હેસ્ટિંગ્સ તે તરફ પોતાનો હાથ લંબાવવાને સંકોચાયો નહિ. ઇ. સ. ૧૭૭૨ ની ૨૦ મી માર્ચે બ્રિટિશ કમ્પનીએ કોરા અને અલાહાબાદ લીધાં હતાં અને ૧૭૭૩ ની ૭ મી સપટેમ્બરની સન્ધિ અનુસારે, ૫૦ લાખ રૂપિયા લઈ તેજ કોરા અને અલાહાબાદ, નવાબ સુજાઉદ્દૌલાને પાછાં વેચ્યાં તે ઉપરાંત નવાબની સહાયતા માટે રાખવામાં આવે તે સૈન્યના ખર્ચ માટે—પ્રત્યેક સૈન્યને માટે—નવાબ પ્રતિમાસે ૨,૧૦,૦૦૦ રૂપિયા આપવા બંધાયા. † આ પ્રમાણે ગવર્નમેંટની મિત્રતાના પ્રસાદવડે સુજાઉદ્દૌલા અને તેની સત્તાધિકારી સમ્પત્તિ નષ્ટ થવા લાગી! એક રીતે તેમની સમ્પત્તિ વડે કમ્પની બહાદુરનો ધનભણ્ડાર પૂર્ણ થવા લાગ્યો. બીજી રીતે તેમના અધિકારનાં સ્થાનો, બ્રિટિશ પતાકા વડે શોભિત થઈ બ્રિટિશ અધિકાર સુચક રક્તવર્ણે રંજિત થઈ—ભારતવર્ષના માન ચિત્રમાં સ્થાન મેળવવા લાગ્યાં!

ઇ. સ. ૧૭૭૫ માં નવાબ સુજાઉદ્દૌલાનું મૃત્યુ થયું. તેનો પુત્ર આસફઉદ્દૌલા અયોધ્યાના રાજ સિંહાસન ઉપર બેઠો. બ્રિટિશ ગવર્મેંટ સાથે થયેલી સંધિ અનુસારે નવાબ સુજાઉદ્દૌલા, સૈન્યના ખર્ચ માટે જે રૂપિયા આપતો હતો તેના આંકડા સાથે, આસફઉદ્દૌલાની સંધિ સમયે બીજા ૫૦૦૦૦ રૂપિયાનો વધારો થયો એ ઉપરાંત સન્ધિના નિયમ પ્રમાણે ગવર્મેંટે વારાણસી, જોનપૂર અને ગાજીપૂર ગ્રહણ કર્યાં. §

ઇ. સ. ૧૭૯૭ માં નવાબ આસફઉદ્દૌલા કબરનિવાસ પામ્યા પછી તેના પૂત્ર મિર્જાઅલીએ વજીરનું પદ ગ્રહણ કર્યું.× પરંતુ ગવર્મેંટે જોયું કે

* Macaulay, Essay on Warran Hastings.
† Aitchison, Treaties, Vol II., P. P. 65–85–86.
§ Aitchison, Treaties, P. 65. Comp. Dacoitee in Excelsis. P. 21.
× એ વજીરઅલીના નામથી પણ પ્રસિદ્ધ હતો. Dacoitee in Excelsis P. 35.

મિર્જાઅલી કરતાં, આસફ્ઉદ્દૌલાના ભાઇ સાદતઅલિ સાથે ધારવા કરતાં વધારે પૈસા મેળવવામાં સગવડ પડશે અને તેથી મિર્જાઅલિને બદલે સાદતઅલિનેજ રાજસિંહાસન ઉપર બેસાડવાનો સંકલ્પ કર્યો. એટલા માટે જ સર જહૉન શોર્ નામનો અંગ્રેજ અધિકારી વારાણસીથી લખનૌ પહોંચ્યો. અને આસફ્ઉદ્દૌલાના પુત્રત્વ સંબંધી શક બતાવી મિર્જાઅલીને રાજસિંહાસન ઉપરથી વેગળો કરી સાદતઅલિને ગાદીએ બેસાડવાનો વિચાર બહાર પાડયો. આ સમયે મિર્જાઅલિ કે જે સુજાઉદ્દૌલાનો ખરો પૂત્ર હતો તેની શી દશા થઈ હશે ? તે ગમે તેમ હો પણ બ્રિટિશ કમ્પનીના આગ્રહ આગળ મસ્તક નમાવી સાદતઅલિ સન ૧૭૯૮ ની ૨૧ મી જાનેવારીએ લખનૌના સિંહાસન ઉપર બેઠો. † સિંહાસન ઉપર આરૂઢ થયા પછી એક માસે ( ૨૧ મી ફેબ્રુવારીએ ) સર જહૉન શોરે નવા નવાબ સાથે જે સંધિ કરી તેના નિયમ પ્રમાણે, કમ્પનીને બ્રિટિશ સૈન્યના ખરચ માટે વાર્ષિક ૭૬ લાખ રૂપિયા આપવાનો નિશ્ચય થયો. આ સૈન્યની સખ્યા ઓછામાં ઓછી દશહજાર રાખવામાં આવી.*

આ પ્રમાણે એક પછી એક સંધિ થવાથી અયોધ્યાનું એક પછી એક અંગ ખંડિત થઇ બ્રિટિશ રાજ્યની સાથે જોડાવા લાગ્યું. પ્રથમજ લખવામાં આવ્યું છે કે ઇ. સ. ૧૭૭૨ ની ૨૦ મી માર્ચે થયલી સંધિ પ્રમાણે કમ્પની બહાદુરે ચુનારનો કિલ્લો મેળવ્યો ત્યારપછી ૧૭૭૫ ની ૨૧ મી મેએ વારાણુસી, ગાઝીપૂર, કાનપૂર વિભાગ, ૧૭૮૭ માં ફતેહગઢનો કિલ્લો, અને ૧૭૯૮ માં અલાહાબાદ તેમના અધિકારમાં આવ્યું. અયોધ્યામાં કમ્પની સરકારનું જે સૈન્ય હતું તેનો ખરચ ચલાવવા માટે ૫૫ લાખ રૂપિયા આપવાનો નિયમ હતો, સર જહૉન શોરના સમયે હમણાં—૭૬ લાખ રૂપિયા સુધી વધવા પામ્યો છે § આટલું બધું કરવા છતાં પણ બ્રિટિશ કમ્પનીની આશા પ્રમાણે મિત્રતા ( ! ) દ્રઢ થઈ નહી. નવાબને અધિક બંધુત્વપાશમાં બાંધવા માટે, રંગભૂમિ ઉપર વળી એક વિશેષ પાત્ર —મહાપુરૂષ—નાં દર્શન થયાં ! લૉર્ડ મૉર્નિંગ્ટન—મારક્વિસ ઑફ્ વેલેસ્લી— ૧૭૯૮ ના મે માસમાં કલકતામાં પધાર્યા. અકટોબર માસમાં તેની દ્રષ્ટિ અયોધ્યા તરફ ગઇ ! અત્યાર પહેલાં અયોધ્યામાં જે સૈન્ય હતું તે જાણે

† Ibid P. 35.

* A Collection of Treaties Vol. II., pp. 66–115–116.

§ Dacoitee in Excelsis pp. 39–37.

ઓછું પડતું હોય તેમ તેણે બીજી બે પલટણો રાખવાનો નિશ્ચય કર્યો અને લખી મોકલ્યું કે કાંતો **નવાબ સાદતઅલિએ** વાર્ષિક પેન્શન લઈ રાજકારભારમાંથી છુટા થવું કે કાંતો રાજયનો અર્ધો અંશ એ બધી લશ્કરી પલટણોના ખરચ માટે આપવાનું સ્વિકાર કરવું. **વેલેસ્લી** સાહેબ માત્ર મ્હોડેથી બોલી જાણતો હતો એમ નહોતું. પણ મ્હોડેથી બોલ્યા પછી પોતાની વાતને અમલમાં મુકાયલી જોવાને ઉત્સુક રહેતો હતો. **વેલેસ્લી** સાહેબની ધારણા સફળ થઈ. ૧૮૦૧ ના **નવેમ્બરની** ૧૪ મી તારીખે પુંનઃ એક સંધિ થઈ. સંધિના નિયમ પ્રમાણે **નવાબ સાદતઅલિએ અંગ્રેજી** સૈન્યના ખરચ માટે રૂપિયા ૧, ૩૫, ૨૬, ૪૭૪ ની આવકની જમીન અર્થાત સમગ્ર રાજ્યના અર્ધા ભાગ કરતાં પણ વધારે ભાગ, પોતાના દિલોજાન મિત્ર, સુખ દુઃખના સાથી, **બ્રિટિશ કમ્પનીને** હસ્તે સમર્પણ કરી ! +

**બ્રિટિશ કંપનીના** દુર્નિવાર લોભને લીધે, **નવાબ સાદતઅલિની** સમ્પત્તિ ન્યૂન અને ક્ષમતા સંકુચિત થઇ. સૌભાગ્યનો વિષય માત્ર એટલોજ હતો કે તેને લાંબા સમય સુધી હૃદયની વ્યથા ભોગવવી પડી નહિ ! સૌભાગ્યની વાત એટલીજ હતી કે **નવાબ** સાહેબના મસ્તિકનો ચળકતો મુકુટ, **અંગ્રેજ** મિત્રના હાથવડે ભૂમિ ઉપર મુકાયો નહિ ! **નવાબ સાદતઅલિએ** પોતાના સિંહ મિત્રની મિત્રતામાં શું ફાયદો છે, તે હવે સારી પેઠે જાણી લીધું અને મનમાંને મનમાંજ પસ્તાવા લાગ્યો.



+ Collection of Treaties; Vol II P. 67. Comp. Calcutta Review No. VI Vol III. P. 379. Dacoitee in Excelsis P. 48.



# દ્વિતીય પરિચ્છેદ.

## વિશેષ વિવરણ.

The number, influence and enormous amount of the salaries, pensions and emoluments of the Company's Servants, Civil and Military in the Vizier's service now became an intolerable burden upon the Revenue ( of Oude ) *Warren Hastings.*




યોધ્યા ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીનો ધનભણ્ડાર ! ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના ગવર્નર જનરલને દ્રવ્યની આવસ્યકતા થતાંજ છલે, બળે, અને કૌશલે અયોધ્યાના વજીર પાસેથી દ્રવ્ય લેવા માંડયું. વજીરે, પ્રજા પીડન પૂર્વક, કડકપણે, પ્રજા પાસેથી રાજકર ભેગો કરી કમ્પનીની તંગીમાં સ્હાયતા કરવા માંડી. કમ્પનીનું દેવું આપવા માંડયું. પરંતુ એ દેવું અક્ષય ! જેટલા રૂપિયા આપે તેટલા ઓછા ! અને તેથી અયોધ્યાનો પ્રજાપીડન વ્યાપાર બંધ પડયો નહિ. ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ અયોધ્યામાં પ્રવેશ કર્યો ત્યારથી પ્રજાપીડન દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યું છે. હવે તે મંગલમય દિવસો નથી. કવિશ્રેષ્ઠ વાલ્મિકિના કથન પ્રમાણે હમણાં રામ રાજ્યની પ્રજાને ઘેરઘેર મંગલાચરણ અને જયધ્વનિ નથી ! એ મંગલાચરણ અને જયધ્વનિને બદલે પ્રજાને ઘેરે ઘેર ક્રંદનધ્વનિ સાંભળવામાં આવે છે ! પ્રજાજનોના હાહાકાર ધ્વનિ વડે સમગ્ર અયોધ્યા ઉદાસ થઈ રહ્યું છે. હમણાં તે " રામરાજ્ય " નથી ! હમણાં તે મંગલમય દિવસો નથી !

અયોધ્યાના નવાબ–વજીર–સાદતઅલિએ જોયું કે ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીનું દેવું કોઇપણ પ્રકારે ભરી શકાતું નથી. દિવસે દિવસે નવી સંધિઓ થાય છે. દિવસે દિવસે નવું દેવું ઉભું થાય છે. તેથી દેવામાંથી મુક્ત થવા માટે રાજ્યમાંથી અરધા ભાગ ઉપરાંત રાજ્ય ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીને આપ્યું. તે સમયે નવી સંધિ થઇ. એ સંધિના નિયમ પ્રમાણે કમ્પની સરકાર પોતાના અરધા રાજ્યમાંથી કર–Taxes–ઉઘરાવી, સૈન્યનો ખરચ ચલાવવા લાગી. વજીર પાસેથી હવે કદી રૂપિયા લેવામાં આવશે નહિ ! અર્ધ રાજ્યનું દાન કરવાથી અયોધ્યાનો વજીર ઋણમુક્ત થયો.

રાજ્ય વિનાશ શોક, સાદતઅલીને અસહનીય થઇ પડ્યો. અર્ધ રાજ્યનું દાન કરવા પછી ૧૮૧૪ ની ૧૧ મી જુલાઇએ રાજ્યશોકે નવાબ સાદતઅલી આ લોક છોડી પરલોકમાં ચાલ્યા ગયા. તેના પછી તેનો પૂત્ર ગાજીઉદ્દીન હૈયદર અયોધ્યાના સિંહાસન ઉપર બેઠો હતો.

બાલ્યાવસ્થામાં માનભંગ અને યૌવનાવસ્થામાં નિર્વાસિત, દરિદ્રતાના ખોળામાં પ્રતિપાલન પામેલા નવાબપુત્ર સાદતઅલી પ્રૌઢાવસ્થામાં શૂન્ય રાજકોષ અને ઋણના ભારથી દબાયલો હતો. અને તેથી રાજ મળ્યા પછી વિલાસ, મોજ શોખથી વિમૂખ અને મિતવ્યયી હતો. એનું પ્રત્યેક કાર્ય એક સૈનિક પુરૂષને લાયક, ત્વરિત ગતિએ અને કાર્ય દક્ષતાપૂર્વક થતું હતું. દરિદ્ર અવસ્થામાં વિદ્યાલયમાં વિદ્યા લાભ કરી, દ્રવ્યનો સંચય કેમ કરવો તે પણ સારી પેઠે શીખ્યો હતો. અને તેથી તેના મૃત્યુ સમયે અયોધ્યાનો રાજભણ્ડાર દ્રવ્યથી પરિપૂર્ણ હતો. ગાજીઉદ્દીન સિંહાસનારૂઢ થયો તે સમયે અયોધ્યાની ત્રિજોરીમાં ચૌદ કોટિ રૂપિયા સીલિક હતા. પરંતુ તે રૂપિયા વડે અયોધ્યાની પ્રજાનું દુઃખ દારિદ્ર દૂર થયું નહિ. અયોધ્યાની પ્રજાનો સુખ–સૂર્ય, સૂર્યવંશી રાજકર્તાઓની સાથે સાથેજ અસ્ત પામી ગયો ! પ્રાચીન કવિઓએ કહ્યું છે કેઃ–"અયોધ્યા સ્વર્ગ, અયોધ્યા સુખશાંતિની ચીર આવાસભૂમિ" પણ ઓગણીસમી શતાબ્ધિના કવીઓ કહે છે કેઃ—

અયોધ્યા સ્મશાન તૂલ્ય,
મરુ ભૂમિ, મૃત્તક તૂલ્ય;
હાયના પોકાર થાય !
ક્રંદન ધ્વનિ જ્યાં સંભળાય.

કેવી અશુભ ક્ષણે અંગ્રેજો સાથે નેપાલનું યુદ્ધ થયું ! ઇસ્ટ ઇન્ડિયા કંમ્પનીનો ગવર્નર જનરલ લૅાર્ડ મેયો, અયોધ્યાની મધ્યમાં થઇને પશ્ચિમ

દિશા તરફ જતો હતો. એજ સમયે **અયોધ્યાની** ઉપર **શનિની** દ્રષ્ટિ પડી! **ગવર્નર જનરલ લૉર્ડ મેયોએ નવાબ ગાજીઉદ્દીનની** મુલાકાત કરી. **ગાજી-**ઉદ્દીન મુસલમાન, મુસલમાનોની ભાષા અને વ્યવહાર, શિષ્ટાચાર પ્રસંગે અસાધારણ અમીરાઈ અને વાકયથી પરિપૂર્ણ, દુકાનદારોની વાતચિત, લેવું આપવું, અને મળવું, ઈત્યાદિ કાર્યોમાં પણ એજ નમ્રતા, એજ વિનિત ભાષા. **ગાજીઉદ્દીન હૈયદર** ધર્મ શાસ્ત્રનાં પુસ્તકો વાંચનાર **મુલ્લાં**, એ નામથી પરિચિત થવાનો મ્હોટો પ્રયત્ન કરતો હતો. અહંકાર, મદ, કે તોછડાઇ બતાવવી એ એક રાજાને ઉચિત નથી એમ સારી પેઠે સમજતો હતો. રાત દિવસ પવિત્ર **કુરાનનાં** પાનાં ઉથલાવતો હતો. તેના મુખમાંથી હમેશાં **કુરાનની** કથા વાર્તાના પ્રસંગો નિકળતા હતા. પોતાના રાજ્યના અભ્યાગત **લૉર્ડ મેયોની** સાથે મુલાકાત થઈ તે પ્રસગે પણ અમીરાઇ અને વિનિત ભાવ બતાવ્યો. અને શેકહૅન્ડ કરતી વખતે કહ્યું કે " **મેરા જાન ઔર માલ આપકે વાસ્તે હૈ !** "

**લૉર્ડ મેયો** વાણિજ્ય વ્યવસાયનો પ્રધાન કર્મચારી હતો. **ગાજીઉદ્દીનના** મિષ્ટ કંઠના ઉપલા સુમધુર શબ્દોએ તેના કર્ણમાં પ્રવેશ કરતાંજ અમૃતનો વર્ષાદ વરસાવ્યો. **લૉર્ડ મેયોએ ગાજીઉદ્દીનના** શબ્દોમાંથી કેટલાક શબ્દો તત્કાળ પોતાની સ્મરણ પોથી–Memorandum Book–માં નોંધી લીધા. **પોલીટીકલ** ડિપાર્ટમેન્ટનો **સેક્રટરી** મી. **સુઇટન** અને કાઉન્સિલનો મેમ્બર મી. **એડમ** એ બન્ને આ બાબતના સાક્ષી સ્વરૂપ રહ્યા.

**ને**પાલનું યુદ્ધ પુરૂં થતાં ન થતાં ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીનો ધનભાણ્ડાર ખાલી થઇ પડ્યો ! દ્રવ્યની ઘણીજ તંગી ! હવે શું ઉપાય ? **અયોધ્યાના** વજીર પાસે પૈસા કઢાવવાનો હવે માર્ગ નહોતો. વજીર પાસેથી અર્ધું રાજ્ય લઇ લીધું તે વખતે નિશ્ચય થયો છે કે હવે બીજા રૂપિયા લેવામાં આવશે નહિ ! પરંતુ સ્વેતાંગ અને અસિતાંગ મનુષ્યો વચ્ચે શું પ્રતિજ્ઞા થઈ શકે છે? અસિતાંગ લોક એક પ્રકારે જનાવર, તેમની સાથે વળી પ્રતિજ્ઞા કેવી ! **લૉર્ડ મેયો** અતિ પ્રખર મનુષ્ય ! **ગાજીઉદ્દીન હૈયદરના** સુમધુર શબ્દો તેના હૃદયના ઉંડા ભાગમાં ખોદાઇ રહ્યા હતા. " **મેરા જાન ઔર માલ આપકે વાસ્તે.** " શુ આવા મિષ્ટ વાક્યને **લૉર્ડ** સાહેબ કદી પણ ભૂલે તેવા હતા ! નહિજ.

**ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના** વિચારમાં " મેરા જાન ઔર માલ " નો અર્થ એક કરોડ રૂપિયાનું દાન. પરંતુ **ઇસ્ટ ઇન્ડિયા** કમ્પનીના **કર્મચારીઓ**

મ્હોટા સાધુ પુરૂષ ! તેઓ કોઇનું દાન ગૃહણ કરતા નહોતા. દાન ગૃહણ કરવાનો સ્વપ્ને પણ વિચાર કરતા નહોતા ! અને ઇંગ્લિશ પાર્લામેન્ટ ! તેતો સ્વતંત્રતાની આવાસ ભૂમિ ! હમણાં મી. બાર્ક કે મી. સેરિડાનની પેઠે હાહાકાર કરીને કમ્પનીના કર્મચારીઓને કોણ પદભ્રષ્ટ કરે તેમ હતું ? દેવું કરવાને બહાને રૂપિયા લેવા તેમાં કાંઈ વિપદ નહોતી. બ્રીટિશ કમ્પની સાહુકાર હતી ! એ દેવું સો વરસે કે હજાર વરસે પણ કમ્પની પાછું આપશે ! એવો વિચાર કરી લૉર્ડ મેગોએ ગાઝીઉદ્દીન+ હયદર પાસેથી ઋણ-દેવું-કરવાનો બંદોબસ્ત કરવાનો હુકમ કર્યો.

ગવર્નર જનરલના સેક્રેટરી રિકેટ સાહેબે ૧૮૧૫ ની ૧૦ મી ડીસેમ્બરે લખનૌના રેસીડન્ટ કર્નલ બેલી સાહેબને લખ્યું કે: * * "તમે વિશેષ કાર્ય દક્ષતાપૂર્વક એક કરોડ રૂપિયાનું દેવું કરવાનો બંદોબસ્ત કર્યો છે. પણ બીજા એક કરોડ રૂપિયા લીધા વિના ચાલે તેમ નથી. નવાબનો ધનભણ્ડાર આ સમયે ખુબ પરિપૂર્ણ છે વિગેરે * * * * * " ત્યાર પછી ૧૮૧૫ ની ૧૫ મી જાનેવારીએ લખ્યું કે:-એક પળનો પણ વિલંબ ન કરતાં બીજા એક કરોડ રૂપિયાનું ઋણ-દેવું કરવાનો બંદોબસ્ત કરો. §

લખનૌના રેસિડન્ટ કર્નલ બેલિએ પ્રત્યુત્તર આપ્યો કે: * મ્હને સ્મર્ણ નથી કે ગાઝીઉદ્દીન હયદરે, મ્હારી રૂબરૂમાં બે કરોડ રૂપિયા આપ-

---

+ On December 10, 1814, Mr. C. M. Ricketts, Secretary to Government, writes to Lieutenant Colonel Baillie, Resident at Lucknow, praising his "admirable skill in negotiation," and suggesting its employment in extracting the second crore of Rupees which you mentioned " I think, the Nawaub would readily advance, , ' since his treasury was full ". *Dacoitee in Excelsis; Or the Spoliation of Oudh; page 64.*

§ On January 2nd, 1815, Mr. Ricketts again writes to Colonel Baillie-" Lose no time in commencing this negotiation with Nawab for a further supply of cash " *Ibid.*

* Colnol Baillie in reply writes;-" I have no recollection of the circumstance of His Excellency's former offer of a second crore of Rupees. If was certainly not made to me or to His Lordship distinctly in my presence. The Nawab made a general observation, in the true oriental style, that his " **Jan Mal** (Life and property) were at His Lordship's command, and an express-

વાનું વચન આપ્યું હોય. તે મુસલમાન, શિષ્ટાચાર પ્રમાણે કદાચ કહ્યું હશે કે : " મેરા જાન ઔર માલ આપના કાર્ય માટે. " આપ કહો છો કે ગાજીઉદ્દીન હૈદરે મ્હારી ગેરહાજરીમાં ગવર્નર જનરલને એક કરોડ રૂપિયા દાન સ્વરૂપ આપવાની ઇચ્છા બતાવી છે. પરંતુ તેમના લખેલા પત્રાદિ ઉપરથી એ ભાવ પ્રકટ થતો નથી. તેણે લખ્યું છે કે " માત્ર એક કરોડ રૂપિયા ઋણ તરીકે આપી શકશે. એક કરોડથી વધારે રૂપિયા કોઇપણ રીતે આપી શકશે નહિ."

૧૮ મી ફેબ્રુઆરીએ મી. રિકેટે લખ્યું કે: બે કરોડ રૂપિયા વિના કોઈ પ્રકારે ચાલશે નહિ.†

આ પત્રનો પ્રતિઉત્તર આપતાં લખનૌના રેસિડન્ટે લખ્યું કે:—વજીર કોઇપણ રીતે રૂપિયા આપવા ના પાડે છે. અનેક કહેવા પછી માત્ર ૫૦ લાખ રૂપિયા આપવાને હા કહે છે.*

---

ion to the same effect was contained in one of the papers of requests which he recalled. You told me, I also remember, and so did Swinton and Adam, that at a conference from which I was absent, His Excellency had offered the first crore as a gift instead of a loan, and as much more as might be wanted; but His Excellency's written offer to me of a crore was expressed in by no means so liberal terms, and as the paper is still by me, I insert a translation of it here. You mentioned yesterday the necessity of a supply of cash for the extra ordinary charges of the Company. As far as a crore of Rupees I shall certainly furnish by way of loan but beyond that sum is impossible, and a voucher for this sum must be given—" *Dacoitee in Excelsis; or The Spoliation of Oudh pages 64–65.*

† On the 18th February, however, Mr. Ricketts is still pressing Colonel Baillie,—" as without another crore Government may experience the most serious embarassment." *Dacoitee in Excelsis; or The Spoliation Of Oudh page 65.*

* On the 23rd we find from another letter of Ricketts that the Wuzier is offering only an additional fifty Lakhs, instead of the required crore, and in his letter he (the Wuzier) makes us apparently blow hot and cold in one breath, for he

પરંતુ ગવર્નર જનરલે વજીરને કોઈપણ રીતે છોડયો નહિ: છલે, બલે અને કૌશલે તેની પાસે બે કરોડ રૂપિયાનું કરજ લીધું.

નેપાલ યુદ્ધ પૂર્ણ થયા પછી લૉર્ડ મેયો ઇંગ્લાંડ ગયો, અને લૉર્ડ આમહર્સ્ટ તેના પદ ઉપર–હિંદુસ્થાન–આવ્યો. તેના ભરતખંડમાં આવ્યા પછી થોડા સમયમાંજ બ્રહ્મદેશના રાજા સાથે યુદ્ધનો આરંભ થયો. બ્રિટિશ કમ્પનીને આ વખતે પણ રૂપિયાની જરૂર પડી. રૂપિયા વગર યુદ્ધનો ખરચ ચાલે નહિ; લૉર્ડ આમહર્સ્ટે કયે પ્રકારે એ તંગીનો વખત પસાર કર્યો તે આ સ્થળે લખવાની અગત્ય નથી. વાંચક મહાશય હિંદુસ્થાનનો ઇતિહાસ વાંચવાથી તે જાણી શકશે. બ્રહ્મદેશનું યુદ્ધ પુરૂં થયા પછી લૉર્ડ આમહર્સ્ટે, બંધુતા જણાવવા માટે ગાજીઉદ્દીન હૈદરને લખ્યું કે: બ્રહ્મદેશના યુદ્ધમાં અતિશય ખરચ થયો છે. આવા ઘોર સંકટ સમયે આપે એક કરોડ રૂપિયાનું કરજ આપી અસાધારણ બંધુભાવ બતાવી આપ્યો છે તે માટે મેં પહેલાંથીજ રેસિડન્ટ રિકેટ સાહેબદ્વારા આપને ધન્યવાદ આપ્યો છે."

"આપનો આવો ઋણ–કરજ–આપવાનો ઠરાવ અત્યન્ત ઉપકારપ્રદ થયો છે, અને ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના મિત્ર રાજ્યમંડળમાં આપેજ અકપટ બન્ધુતાનો પરિચય બતાવી સર્વ કરતાં શ્રેષ્ટતા મેળવી છે."

"આપની અને અમારી વચ્ચે–પરસ્પર–બંધુતાનો, ચીરપ્રફૂલ્લ અને ચીરપ્રસ્ફૂટિત ઉદ્યાન, ફુલ, ફળોવડે આ સમયે વિશેષ રૂપે સુસજ્જિત થયો. આ પરિમિત બંધુતાનો લાભ અને ફળ, આ દેશ અને વિલાયતના સકલ

says: "that we decline the offer of his troops because the urgency of the case did not require it, but that we solicit pecuniary aid because a necessity has occurred of raising troops; in fact, if we understand the Wuzier's difficulty, he conceived that we were reverting to the plan of subsidies under another denomination. Nevertheless, the second crore of Rupees was obtained before long, whether by allurement, or menaces, or by the spontaneous good will of the Wuzier, it is vain to inquire; and the Governor General expressed his high approbation of the ability and address with which Colonel Baillie had conducted the Negotiation to this result" :—*Dacoitee in Excelsis; or The Spoliation of Oudh, page 61.*

સ્થાનોમાં **અંગ્રેજોનાં** હૃદયમાં વજ્રલેપ પેઠે થયાં છે. આપના જેવો આટલો બધો ભ્રાતૃભાવ ક્વચિદ્ પણ કોઈ **અંગ્રેજ**, પોતાના હૃદયમાંથી વેગળો કરી શકશે નહિ. ”

“ આપના પ્રધાન મંત્રિ–પ્રધાન સેનાપતિ–સંગ્રામક્ષેત્રમાં સિંહસ્વરૂપ જેવા છે, અને રાજ્યના દક્ષ કાર્ય કરનાર અને સ્તંભ સ્વરૂપ છે. પૃથ્વીના રાજા **અયોધ્યાના** બાદશાહ **ગાઝીઉદ્દીન હૈદરના** ચીર અનુરક્ત ભૃત્ય, નવાબ **મહમુદ મુક્તાર ઉલ્ મુલ્કનો** વ્યવહાર અને આચરણનું અમે અંતઃકરણ પૂર્વક અનુમોદન કરીએ છીએ. ઈત્યાદિ, ઇત્યાદિ. §

---

§ *Translation of a Khureeta (letter to a Prince) from Lord Amherst, Governor General of India, to His Majesty Ghazee-ood-Deen Hyder, King of Oudh, dated 14th October 1825.*

After the usual compliments–"It is now sometime since I conveyed to Your Majesty, through the Resident, Mr. Mordaunt Ricketts, my cordial thanks for the instance you have given me of your friendship, by advancing, upon certain conditions, by way of loan, the sum of one crore of Rupees (£ 1,000,000 Sterling) in case of extreme emergency and need, the Burmese war having cost enormous sums of money.

"This your offer has proved of essantial service, and at the same time manifests your unfeigned attachment as well as the interest you take with welfare of the British Government, from among all the allies of which, I have further to assure you, Your Majesty has carried off the Golden Ball of Superiority.

"The ever-verdant and blooming garden of our mutual friendship has been refreshed and embellished, while the benefits and fruits of our amity, which have existed from the days of yore, are impresed upon the heart of every Englishman, both here and in Europe, as indelibly as if they had been engraven upon adamat, nor will lapse of time or change of circumstances efface from the memory of the British Nation so irrefragable a proof, so irresistible an argument, of the fraternal sentiments of Your Majesty.

"I have also to express my entire approbation of the conduct and fullest satisfaction with the efficiency of your Prime

નવાબ ગાઝીઉદ્દીનને આ પ્રમાણે ધન્યવાદના વર્ણાદથી તેમજ "રાજા" "King"નો ખેતાબ આપી ખુશી કરવામાં આવ્યો હતો. પરંતુ નવાબ સાહેબ તે સારી પેઠે જાણતા હતા. નવાબ સાહેબે માત્ર પોતાના પિતાના બનાવેલા ઝરામાં રૂપિયાનું જળ વેહેવડાવવાનું ચાલુ રાખ્યું હતું.



# દ્વિતીય અધ્યાય,

## મહાત્મા નિકેતન.

There are more things in heaven and earth—*Horatio.*
Than are dreamt in your philosophy—*Hamlet.*



ભારતવર્ષ, આજકાલ પાશ્ચાત્ય વિજ્ઞાન પ્રકાશથી પ્રકાશિત થયું છે. જનમંડળના કુસંસ્કાર, અજ્ઞાનતા અને અમૂલક ધર્મવિશ્વાસ, દિન પ્રતિદિન, લોપ થાય છે. યુક્તિ અને પ્રમાણ જોયા વિના કોઈ કોઇનો પ્રચારિત ધર્મ અથવા મત ગ્રહણ કરતું નથી, અભ્રાન્ત ગુરૂ અને અભ્રાન્ત શાસ્ત્રો, દેશમાંથી અન્તર્હિત થયાં છે. જનમંડળનું ધર્મબાધક સ્વાતંત્ર્ય, અને

Minister, illustrious son and sincere friend, Nawab Matmood. Dowlah Mooktiar-ool-Moolk, lion in the battle field, Commander-in-Chief, pillar of the State, for ever devoted to the King of the World Ghazee-ood-Deen Hyder, Padshah of Oudh, and who has exerted himself most efficiently in this matter, gaining thereby my unqualified commendation."—*Dacoitee in Excelsis or The Spoliation of Oudh. Page 68.*

સ્વતંત્ર મતનો અધિકાર, ધીમે ધીમે સર્વ સ્થળે સ્વિકાર થાય છે, પરંતુ આવી વિજ્ઞાન ચર્ચા, અને આવા સ્વતંત્ર અનુસંધાનના સમયમાં કોણ વિશ્વાસ કરી શકશે કે મનુષ્યોને માટે અગમ્ય અને ચીરકાલ બરફથી ઢંકાયલા હિમાલય પર્વતનાં પ્રત્યેક સ્થાનોમાં અનાશક્ત, જીવનમુક્ત મહાત્માઓ, સિદ્ધ પુરૂષો અને યોગીરાજો નિવાસ કરે છે! પરંતુ આ વિશાળ વિશ્વ સંસારમાં શત્ શત્ અલૌકિક ઘટના અને અલૌકિક દ્રષ્યો અમારી દ્રષ્ટિએ પડી સર્વદા અમારા ક્ષુદ્ર વિચાર અને બુદ્ધિ ગર્વનું ખંડન કરે છે. આ સંસારમાં અમારો જન્મ અંધાવસ્થામાં, અને અંધાવસ્થામાંજ મૃત્યુ થાય છે! ચીરકાલ અંધ થઇનેજ અમે સંસારમાં વિચરણ કરીએ છીએ. કદાચ મનુષ્યોના માનવામાં ન આવે એવી એકાદ અલૌકિક ઘટના, આ સ્થળે આલેખવામાં આવે તો, વાંચક નરનારીઓએ તેને તદ્દન કલ્પનાનું રાજ્ય માની લેવું નહિ. સકળ પ્રકારની કલ્પનામાં પણ કિંચિદ્ સત્યકણિકા હોઇ શકે છે.

ચીર તુષારાવૃત–નિત્ય બરફથી ઢંકાયલા–હિમાચલ પર્વતનાં સ્થાને સ્થાને પ્રકૃતિનાં બનાવેલાં સુરમ્ય અને મનોહર મહાત્મા નિકેતન–મહાત્માઓને રહેવાની ગુફાઓ–જણાય છે. એ સકલ પવિત્ર સ્થાનોમાં, મહાત્માઓ યોગાસને, બંધનેત્રે, સર્વદા તેજ મંગલમય પરમેશ્વરના ધ્યાનમાં નિમગ્ન થઈ રહ્યા છે. એ મહાત્માઓમાંનાં કેટલાક યોગબળે જડદેહ ત્યાગ કરી સુક્ષ્મ દેહવડે જગતમાં સર્વત્ર ભ્રમણ કરે છે. જગતમાં શાન્તિ સ્થાપવી, જગતમાં દુઃખ નિવારણ કરવાં, જગતમાં ધર્મોન્નતિ કરવી, એ એક પ્રકારની તપશ્ચર્યા અથવા યત્ન કહેવાય છે. પરંતુ તેઓ જડજગતમાં કાર્ય કરતા નથી, ક્ષુધાર્તને અન્નદાન, તૃષ્ણાતૂરને જળ પ્રદાન અને દરિદ્રને ધન વેંહેંચી આપવા માટે તૈયાર હોતા નથી. પણ એ મહાત્માઓ આધ્યાત્મિક જગતમાં કાર્ય કરીને સંસારનાં દુઃખ દારિદ્રયના વૃક્ષને મૂળમાંથી છેદી ભેદી નાખવાનો યત્ન કરે છે. વાસના અને કામનાઓથી વિવર્જિત થઈ તેઓ સદા પરહિત કરવામાં ગુંથાયલા રહે છે. તે મહાત્માઓ કોઇ જાતિ, કોઈ દેશ કે કોઈ શાસ્ત્રના પક્ષપાતિ નથી. તેઓ પૃથ્વની સકળ જાતિ, સકળ દેશ અને સકળ ધર્મશાસ્ત્ર સમભાવેજ જુવે છે. તેઓની ભાષા અને શબ્દોચ્ચાર સાધારણ મનુષ્યોની ભાષા તથા શબ્દોચાર કરતાં સ્વતંત્ર હોય છે. તેથી તેઓની કથા વાર્તા કોઇથી સહજે સમજી શકાય તેમ નથી.

**ઇ. સ.** ૧૮૩૧ માં અયોધ્યાના બીજા રાજા નસિરૂદ્દિન હૈદરના રાજત્વકાલમાં એક દિવસ હિમાચલ પર્વત ઉપર કોઈ મહાત્માની ગુફામાં

એ મહાપુરૂષ પરસ્પર વાર્તાલાપ કરે છે. એમની પરસ્પર કથાવાર્તા ઉપરથી સમજાય છે કે તેમાંનો એક ગુરૂ છે અને બીજો શિષ્ય છે.

શિષ્યે શરિર ઉપર કામળ પહેરેલી છે. તેનું શરીર જોવાથી સ્પષ્ટ જણાય છે કે તેણે હજુ સુધી દિવ્ય—શરિર મેળવ્યું નથી. પરંતુ ગુરૂનું શરિર શિતોષ્ણ વિવર્જિત છે. શિષ્ય હજુ સુધી ચર્મચક્ષે જુવે છે. પણ ગુરૂના વર્તન ઉપરથી જણાય છે કે ગુરૂ અન્તર્દ્રષ્ટિ મેળવી શકયા છે. એ બન્નેનાં મુખ જોવાથીજ તેમના મનના ભાવ સ્પષ્ટ જાણી શકાય છે. આજે શિષ્યનું ઔદાસ્યપૂર્ણ મુખમણ્ડલ જોઇને ગુરૂએ કહ્યું:

"વત્સ! હૃદયનું દુઃખ દુર કર. સુખ અને દુઃખ એ બન્ને મનુષ્યના મનનો વિકાર માત્ર છે. સુખ અને દુઃખ એજ મનુષ્યની અધોગતિનું કારણ છે. શિત અને ઉષ્ણ, જે પ્રમાણે શરિર ઉપર અસર કરીને શરિરમાં વિધવિધ રોગ ઉત્પન્ન કરે છે તે પ્રમાણે સુખ અને દુઃખ માનસિક રોગ ઉત્પન્ન કરે છે."

શિષ્યઃ પ્રભો! હજાર યત્ન કરવા છતાં પણ મનનું દુઃખ વેગળું કરી શકાતું નથી.

ગુરૂઃ ત્યારે તું સ્વદેશ જા, યોગનો કઠિણ માર્ગ ત્હારાથી પસાર થઇ શકશે નહિ.

ગુરૂની સલાહ સાંભળીને શિષ્ય ચુપ થઇ ગયો. તેનાં બન્ને નેત્રોમાંથી અશ્રુ નિકળવા લાગ્યાં. ગુરૂએ પાછું બોલવું શરૂ કર્યું:

"તું હમણાં સ્વદેશ તરફ જા, ત્હારા હૃદયનો મોહાન્ધકાર હજુ દૂર થયો નથી."

ગુરૂનું આ વાકય સાંભળીને શિષ્યે તરતજ ગુરૂને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો. તે બોલ્યોઃ "પ્રભો! હવે મ્હારો સ્વદેશ કયો? સ્મશાન એજ મ્હારો સ્વદેશ, પવિત્ર સલિલા, નિર્મળ નિર્જળા ગંગાનું હૃદય એજ મ્હારી જન્મદાતા માતાનો ખોળો, તમે શા માટે મ્હને માતાના ખોળામાંથી દૂર કરોછો?"

ગુરૂ સ્મીત હાસ્ય કરી બોલ્યાઃ વત્સ! મ્હોટા પાપમાંથી ત્હારો ઉદ્ધાર કરવા માટે.

શિષ્યઃ ત્યારે હવે તો મ્હારી પ્રાર્થના પૂર્ણ કરો.

ગુરૂઃ તે મ્હારાથી બને એમ નથી.

શિષ્યઃ તમે ઇચ્છા કરો તો થઇ શકે એમ છે.

ગુરૂઃ તું અજ્ઞાન છે, યોગબળે મેળવેલી શક્તિ શું કોઇ કોઇને આપી શકે છે? એ શકિત તો યોગ બળેજ મેળવી શકાય છે.

શિષ્ય: કેટલાં વરસે મેળવી શકાશે?

ગુરૂ: તે ત્હારી માનસિક અવસ્થા ઉપર આધાર રાખે છે. કદાચ પ-ચ્ચાસ વરસે પણ મેળવી શકાય.

શિષ્ય: ત્યારે તો મ્હારી ઇચ્છા હવે પૂર્ણ થશે નહિ!

ગુરૂ: વાસના અને કામનાથી વિરક્ત થયા સિવાય યોગી થઈ શકાશે નહિ.

શિષ્ય: આત્મસુખની વાસના તો દીર્ઘકાળથી ત્યાગ કરી છે. હવે તો માત્ર જગત્‌ની મંગલ કામનાનીજ ઇચ્છા છે.

ગુરૂ: સર્વ પ્રકારની કામના પરિત્યાગ કરવી પડશે.

શિષ્ય: જગત્‌ની મંગલકામના પણ પરિત્યાગ કરવી પડશે! તમે તો સર્વદા જગત્‌ની મંગલકામના કરોછો.

ગુરૂ: પરમાત્માની મંગલ ઇચ્છા પૂર્ણ થાય એજ મ્હારી મનઃ કામના છે.

શિષ્ય: આ ભયંકર અત્યાચાર વેગળો કરવાની શું પરમેશ્વરની ઇ-ચ્છા નથી?

ગુરૂ: તેની ઇચ્છા થતાં તત્ક્ષણ વેગળો થશે.

શિષ્ય: ત્યારે દેશમાં વ્યાપેલો ઘોર અત્યાચાર શું તેની ઇચ્છાવડેજ થાય છે?

ગુરૂ: જગત્‌નું એ સર્વ ગુઢ તત્વ, ત્હને સમજાશે નહિ. અત્યાચાર, વિપદ, દુઃખ અને યન્ત્રણા એ સર્વ, જન વિશેષ કિંવા જાતિ વિશેષનું, કર્મનું ફળ છે.

શિષ્ય થોડીવાર મૌન ધારણ કર્યા પછી બોલ્યો: ત્યારે હવે મ્હને શી આજ્ઞા છે?

ગુરૂ: તું અવિલમ્બે અયોધ્યા તરફ ગમન કર.

શિષ્ય: અયોધ્યા જવાથી શું થશે? અયોધ્યામાં ચાલતો ભીષણ અત્યાચાર, નજરે જોઈ શકાશે નહિ!

ગુરૂ: એવો ભીષણ અત્યાચાર લાંબો વખત રહેશે નહિ.

શિષ્ય: એ અત્યાચાર કેટલા દિવસમાં બંધ થશે?

ગુરૂ: જેમ જેમ જનમંડળની નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ થશે તેમ તેમ દેશમાં વ્યાપેલો અત્યાચાર બંધ થશે.

શિષ્ય: એ અત્યાચાર બંધ કરવાનો કોઈ અન્ય ઉપાય નથી શું?

ગુરૂ: ના, એ અત્યાચાર કદી પણ ઓછો થશે નહિ, કર્મ ફળ કોઇ બંધ કરી શકશે નહિ. કર્મનું ફળ અવશ્ય ભોગવવુંજ પડે છે.

શિષ્ય: ત્યારે તો એ પાપી રાજ્યનો ત્યાગ કરી જવાથીજ સકલ દુઃખ બંધ થશે.

ગુરૂ: સંસારના દુઃખો વડે તું હિતાહિતનું જ્ઞાન ભૂલ્યો છે. તું કર્તવ્યનો માર્ગ પકડ. કર્તવ્ય કરવાથીજ—પુરૂષાર્થ—કરવાથીજ દુઃખ દુર થાયછે.

શિષ્ય: નરક જેવા મુસલમાન જનાનામાંથી માનકુમારીનો ઉદ્ધાર નહિ થશે તો નિશ્ચય પ્રાણ ત્યાગ કરીશ.

ગુરૂ: તેના ઉદ્ધારનો ઉપાય હું અવિલંબ્બે કરીશ.

શિષ્ય: શો ઉપાય કરશો ?

ગુરૂ: તે માટે ત્હારે ચિન્તા કરવાનું કારણ નથી. તે બાલિકા, સિંહની ગુફામાંથી, અને વાઘના મુખમાંથી, નિરાપદે બેર આવશે.

શિષ્ય: એ શું સમ્ભવિત છે? ઇન્દ્રિયાશકત નસિરૂદ્દિન હુયદરના જનાનખાનામાં રહીને શું તેના ધર્મની રક્ષા થઈ હશે ?

ગુરૂ: રાવણને ત્યાં સિતા રહેવાથી તેનાં ધર્મનું શું થયું હતું ?

શિષ્ય: તમારા શબ્દો કૌતુકજનક જણાય છે. એ નિરાધાર બાલિકામાં આત્મરક્ષણ કરવાની શક્તિ નથી.

ગુરૂ: વિપદ એજ અત્યુત્કૃષ્ટ શિક્ષા ગુરૂ છે. વિપદ અજ્ઞાનને બુદ્ધિમાન, અદૂરદર્શીને દૂરદર્શી બનાવે છે. નિશ્ચયપૂર્વક કહુંછું કે એ બાલિકાના પ્રપંચ વડે દર્શનસિંહ પરિવારસહ નાશ પામશે અને નસિરૂદ્દિનનો પણ પ્રાણ જશે.

શિષ્ય આશ્ચર્ય ચકિત થઈ બોલ્યો: શું દર્શનસિંહ પરિવારસહ નાશ પામશે ? અરેરે ! નિરપરાધીના પરિવારનો વિનાશ થાય તેમ હું ચ્હાતો નથી ! માત્ર દર્શનસિંહનો વિનાશ થાય એવીજ પ્રાર્થના કરૂંછું. તેની કામ રૂપ કળાથીજ માનકુમારીનું સર્વ નાશ—સતિત્વ નાશ—થવાનો સમય આવ્યો છે. તે ઉપરાંત બીજી પણ કેટલી કુલકામિનીનો ધર્મ નષ્ટ થાય છે ! એજ હિંદુ કુલ કંટક, બાદશાહના પાપકાર્યમાં સહાય થાય છે. બાદશાહ માત્ર રૂપાંધ, મોહાંધ, ઇન્દ્રિયપરાયણ, નિર્બોધ અને મુઢ છે.

ગુરૂ: તું યત્ન કરશે તો દર્શનસિંહનાં સ્ત્રી પુત્રને મૃત્યુના દુખમાંથી બચાવી શકશે.

શિષ્ય: હું શી રીતે રક્ષા કરી શકીશ ?

ગુરૂ: સમય આવવે તું તે જાણી શકશે. હમણા અયોધ્યા તરફ ગમન કર. ગઈ કાલે જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે કાર્ય કર.

શિષ્યે કૃતજ્ઞતાપૂર્વક ગુરૂજીને પ્રણામ કર્યા અને અયોધ્યા જવા માટે પ્રયાણ કર્યું. ગુરૂ પુનઃ ધ્યાનમગ્ન—સમાધિસ્થ થયા.





# તૃતીય અધ્યાય.

## ફોઇ બા.

This "greatest of his friends" was a former Resident with whom the King had been on very intimate terms; let us call him Mr. Smith, that name will do as well as any other. Mr. Smith had a very captivating wife; and scandal did say that the King was fonder of Mrs. Smith than of her husband.—*W. Knighton.*






સ. ૧૮૨૭ માં અયોધ્યાના પ્રથમ બાદશાહ ગાજીઉદ્દિન હુયદરનું મૃત્યુ થયું. તેનો પૂત્ર નસિરૂદ્દિન હુયદર રાજ્ય સિંહાસન ઉપર બેઠો. ગાજીઉદ્દિનના મૃત્યુ પૂર્વેજ અયોધ્યાનો રાજ ભાણ્ડાર લગભગ શૂન્યકાર થયો હતો! પિતાનું સંચય કરેલું અઢળક દ્રવ્ય, ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીને દાન કરીને ગાજીઉદ્દિન હુયદરે ખેતાબ મેળવ્યો હતો. ગાજીઉદ્દિનના રાજત્વ પૂર્વેજ અયોધ્યાના નવાબ પુરૂષોને પરમ્પરાથી " વજીર " સંજ્ઞાથી બોલાવવામાં આવતા હતા. ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ ગાજીઉદ્દિન પાસેથી અનેક રૂપિયાનું ઋણ લીધું હતું, ગાજીઉદ્દિને તેમના ઉપર અતિશય ઉપકાર કર્યો હતો. કમ્પની સરકાર કાંઇ ખેતાબો વેંહેંચવામાં કંજુસ નહોતી અને એ રીતે અઢળક રૂપિયા આપનાર લેણદારોના તરફ પ્રતિ ઉપકાર કરવાને ભૂલે તેમ નહોતી! અંગ્રેજોના રાજ્યમાં—અંગ્રેજોના ધનાગારમાં–રૂપિયા, રત્ન, જવાહિરનો બદલો ખેતાબ હતો. અને તેની તેઓ કંજુ-

સાઈ કરે તેમ નહોતું ! ગાજીઉદ્દિનના રૂપિયાનાં ઉપકારને બદલે તેને લખ્યું કે " તેમની—નવાબ (બાદશાહ)ની " વજીર " સંજ્ઞા, દિલ્લિના બાદશાહની અધીનતા બતાવે છે અને તેથી બાદશાહ—*King*—નો ખેતાબ લેવાથી દિલ્લિના બાદશાહનું આધિનપણું સ્વિકાર કરવું પડશે નહિ. " બાદશાહ ગાજીઉદ્દીન આ બદલાથી રાજી થઈ ગયો અને ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના મતનો સ્વિકાર કર્યો. તેણે " **બાદશાહ** "નો ખેતાબ લીધો. પરન્તુ દુર્ભાગ્ય બળે નવાબ, બાદશાહનો ખેતાબ લાંબો વખત ધારણ કરી શકયો નહિ. ખેતાબ મળ્યો પણ રાજ ભાણ્ડારમાં પથરા ખખડતા હતા ! તેમજ અર્ધું રાજ્ય અંગ્રેજોને સમર્પણ કર્યું હતું તેથી તે શોક, તે દુઃખ તેને રાત દિવસ આત્મ દુઃખ કરવા લાગ્યું. એજ શોકથી ગ્રસિત થઇ તેના પિતા સાદતઅલ્લિનું મૃત્યુ થયું અને પિતૃ સંચિત દ્રવ્ય શોકે ગાજીઉદ્દિન હૈયદરનું પણ મૃત્યુ થયું.

સાદતઅલ્લિ અતિશય પ્રખર, કાર્યદક્ષ અને મિતવ્યયી હતો. ગાજીઉદ્દિન કાર્યદક્ષ નહિ હોવા છતાં પણ વિલાસ પ્રિય અને ઇન્દ્રિયાશક્ત નહોતો. પરંતુ અયોધ્યાના નવા નવાબ નસિરૂદ્દિન હૈયદરનો સ્વભાવ, તેના પિતા અને પિતામહથી તદ્દન વિપરિત હતો. નસિર બાલ્યાવસ્થાથીજ સ્ત્રીઓના સંસર્ગમાં આનંદ માનનાર હતો. વિવિધ કુશિક્ષા મેળવેલો નવાબ, જનાનખાનામાંજ જેની બાલ્ય શિક્ષા તેમજ લજ્જા, ભયથી રહિત, પશુ પેઠે આચરણ કરનાર, મદ્યપાન કરનાર ફિરંગી અને અંગ્રેજોના સંસર્ગથી જેનો યૌવન કાળનો જીવન સમય વ્યતીત થતો હતો તેનો દુઃસ્વભાવ અને દુરાચરણ કેવાં હોઈ શકે તે માટે સુજ્ઞ વાચકો સહજે વિચાર કરી શકશે ! નસિરૂદ્દિનના જીવન ચરિત્રનો ઇતિહાસ લખતાં પુસ્તક બિભિત્સપૂર્ણ થઈ પડે, અને તે માટે આટલેથીજ બંધ કરવામાં આવે છે.

નસિરૂદ્દિનને ફિરંગી અને અંગ્રેજોનો સંસર્ગ પ્રિય હતો તે જોઈ ગાજીઉદ્દિને તેનો સિંહાસન ઉપરનો હક્ક રદ કરવાનો યત્ન કર્યો હતો. તેના વિચિત્ર ચરિત્રને જોઈ એક વખત ગાજીઉદ્દિને, પૂત્ર નસિરના પ્રાણ લેવાનો ઉદ્યોગ કર્યો હતો. પરંતુ ગાજીઉદ્દિનની પ્રધાના બેગમે ચતુરાઈથી તેનો પ્રાણ બચાવ્યો.

નસિરૂદ્દિનના સિંહાસનારૂઢ થવા પૂર્વેજ રાજકોષમાંથી બે કરોડ રૂપિયા નિકળી ગયા હતા. તેમ થવાથી અયોધ્યાનો રાજ ભાણ્ડાર એકેવારે શૂન્ય થયો હતો. થોડા સમયમાંજ બે કરોડ રૂપિયા કેમ ખરચાયા તે કોઇ

જાણી શક્યું નહિ. લખનૌ નગરના જનમંડળનો વિશ્વાસ હતો કે નસિરૂદ્દિન હૈદરે, લખનૌના તે વખતના રેસિડન્ટની ધર્મ પત્નિને એ રૂપિયા આપી દીધા.

આ દેશની સ્ત્રીઓ પર્દાનશીન અર્થાત્ પરદામાં રહેનાર, આ દેશના મનુષ્યોની શિક્ષા અને આચાર વ્યવહાર, અંગ્રેજોની શિક્ષા તથા આચાર વ્યવહારથી તદ્દન જુદા પ્રકારનાં હોય છે. અંગ્રેજ સ્ત્રીઓ પુરૂષો સાથે મળી આહાર, વિહાર કરે છે, એકત્ર મળી ફરવા જાય છે, અને અંગ્રેજો એવા આચાર વ્યવહારને દોષરૂપ ગણતા નથી. પરંતુ આ દેશના પુરૂષો, કોઈ સ્ત્રીને કોઈ પુરૂષો સાથે અંગ્રેજો પેઠે આહાર, વિહાર કરતાં જૂવે તો તેને દોષરૂપ અને અન્યાયરૂપ ગણે છે અને તે સ્ત્રીના સતિત્વ માટે અનેક તર્ક વિતર્ક કરે છે. દેશાચાર પ્રમાણે મનુષ્યો આચરણ કરે છે અને તેથી આ દેશના લોકોને જેમ અમે નિરપરાધી માનીએ છીએ તેમ અંગ્રેજોને પણ નિરપરાધી માનીએ છીએ.

લખનૌના તે વખતના રેસીડન્ટની સ્ત્રી અત્યન્ત પ્રખર—ચંચલ સ્વભાવની, બુદ્ધિમતિ અને રૂપવતિ હતી. અન્ય અંગ્રેજ સ્ત્રીઓ પેઠે, આ દેશના લોકો તરફ તિરસ્કાર ભાવ દર્શાવતી નહોતી. તેણી નવાબ અને બીજા રાજ પુરૂષો તરફ વિશેષ શ્રદ્ધા અને સ્નેહવાત્સલ્ય બતાવતી હતી. અર્થાત્ તેણી દેશી પુરૂષો સાથે વિશેષ વાર્તાલાપ કરતી હતી. તેણીનું અસાધારણ રૂપ લાવણ્ય અને ઉદાર વ્યવહાર જોઈ નવાબ નસિરૂદ્દિન તેણી ઉપર અત્યંત પ્રેમ રાખતો હતો. રેસીડન્ટપત્નિ પણ વખતો વખત નસિરૂદ્દિનની મુલાકાત લેતી હતી.

આ શુદ્ધાચરણી અંગ્રેજ મહિલાને. નવાબની સાથે ફરતી અને વાતચિત કરતી જોઈ, લખનૌના હિંદુ કિંવા મુસલમાન, સર્વે નાના પ્રકારના અપવાદ આપતા હતા. ઈંગ્લંડના હમેશના નિયમાનુસારે, આત્મીયતા કિંવા બંધુતા બતાવવા માટે સ્ત્રીઓ પુરૂષના મુખનું ચુમ્બન કરે છે અને પુરૂષને પણ પોતાના મુખ ઉપર ચુમ્બન કરવા દેછે. અમે નિશ્ચયપૂર્વક જાણતાં નથી પરંતુ સભ્ય અને સુધરેલા દેશની રીતિ પ્રમાણે ઉક્ત રેસીડન્ટ સાહેબની પત્નિએ નસિરૂદ્દિનના મુખનું ચુમ્બન કર્યું હોય કે તે મોહિનીમૂર્તિએ નવાબને પોતાના મુખનું ચુમ્બન કરવા દીધું હોય તો તે બનવું સમ્ભવિત હતું. લખનૌનાં અધિકાંશ હિંદુ કિંવા મુસલમાનો ચીરકાલ વિચિત્ર પ્રકારના ધર્મચુસ્ત. એવા કેટલાક હીણબુદ્ધિના હિંદુ મુસલમાનો કહેતા હતા કે આ

પ્રમાણે મુખચુમ્બન થાય ત્યારે અરધા નેકાહ થઇ ગયા ! તેઓને ખબર નહોતી કે અંગ્રેજી આચાર, વ્યવહારાનુસારે મુખ ચુમ્બન કરવાથી વિશેષ દોષ નથી પણ વિશુદ્ધ અને દૃઢ પ્રેમનું તે એક ચિહ્ન છે. પરંતુ લખનૌના નગરમાં વાત ઉડી કે નસિરૂદ્દિને રેસીડન્ટને બે કરોડ રૂપિયા આપ્યા છે, રેસિડન્ટે પોતાની વર્તમાન પત્નિને, બે કરોડ રૂપિયા લઈ નવાબ સાહેબને વેચી દીધી છે અને હવે રેસીડન્ટ વિલાયત જઇ બીજી સ્ત્રી પરણશે. અયોધ્યાના હિંદુ મુસલમાનોને જેવી બુદ્ધિ તેવોજ વિશ્વાસ ! આ લોકવાયકા, પ્રથમતઃ નવાબ મહાલયના હિણબુદ્ધિ નોકર ચાકરોએ ચારે તરફ ફેલાવી દીધી.

લગભગ એક માસ પર્યંત ધર્મચુસ્ત મુસલમાન અબદુલ્લા, અખસૂ, રહિમ, અઝીમઅલ્લિ, નિયામતખાં, અને નવાબના ખાનસામા રોસનઅલ્લિ, બજારમાં જઈ બીજાઓ સાથે ગુપ્તપણે વાતો કરવા લાગ્યા, અને પ્રત્યેક એક બીજાને કહેવા લાગ્યા કે " મિયાં, આ વાત બીજા કોઇને કહેશો નહિં." ધીમે ધીમે આ આધાર વગરની વાત સઘળે પ્રસરી ગઇ, એટલુંજ નહિં પણ કવચિદ્ કવચિદ્ અયોધ્યાના બાદશાહના આસિસ્ટન્ટ દિવાન રાજા મેવારામસિંહ પણ રાજા બખ્તારસિંહ સાથે વાત કરતાં કરતાં એજ વાત કહાડી ઉપહાસ્ય કરતા હતા.

બીજી તરફ કવચિદ્ કવચિદ્ લખનૌના મુખ્ય મૌલવી મીર કરામતઅલ્લિખાં સાથે મૌલવી હુસેનઅલ્લિ, આ નેકાહ સંબંધી કુરાનનો મત પુછતા હતા. કરામતઅલ્લિએ કહ્યું: " નેકાહ કરવા પહેલાં મેમ સાહેબને કલમા ભણવા પડશે. મુસલ્લમાની ધર્મ ગ્રહણ કરવો પડશે. તેમ નહિ થશે તો કાફર સાથે મુસલમાનનો નેકાહ થશે નહિં. " હુસેનઅલ્લિએ કહ્યું કે, કલમા ભણવાથી પરદેનશીન થવું પડશે, વિલાયતી મેમ શું કદી પણ પરદામાં રહેશે ?

આ સાંભળી કરામતઅલ્લિ હીહી શબ્દે હાસ્ય કરવા લાગ્યો. અને બોલ્યો. સુબ્હાનઅલ્લા ! બેગમ થઇને શું પરદામાં નહિ રહે ?

એક દિવસ નવાબનો મુખ્ય ખાનસામા રોસનઅલ્લિ લખનૌના બજારમાં યારમહમદની દુકાને બેઠો બેઠો હુક્કો ગગડાવતો હતો. ગુડગુડ શબ્દ કરતો હુક્કો પોતાના મ્હોં ઉપર મુકેલી ચલમમાંથી તંબાકુ બાળતો હતો, મીયાં રોસનઅલ્લિના મોઢામાંથી થોડો થોડો ધુમાડો નિકળતો હતો, મીયાં એક હાથે લાંબી દાઢી ઉપર હાથ ફેરવતાં ફેરવતાં દુકાનદાર યારમહમદ સાથે કંઇક ગુપ્ત વાતો કરતા હતા. મીયાં રોસનઅલ્લિને જોતાંજ આસપાસથી

પાંચ પચીસ મનુષ્યો ત્યાં એકઠાં થઈ ગયાં. કોઇએ પુછ્યું, "મીયાં! મ્હોટા સાહેબની મેમ સાહેબ સાથે નવાબ સાહેબના નેકાહ ક્યારે થશે!" કોઇએ જવાબ આપ્યો, ઘણું કરીને આ મહિનામાંજ થશે.

રોસનઅલિના પ્રત્યુત્તર મળવા પહેલાંજ, ભેગા થયલા મનુષ્યોમાંથી મૌલાબક્ષ બોલી ઉઠયો, હાં, આ મહિનામાંજ નેકાહ થશે. દશ કરોડ રૂપિયા સ્ત્રીધન નહિં આપે તો મેમ સાહેબ, નવાબ સાથે કદીપણ નેકાહ કરશે નહિં.

રોસનઅલિ પોતાનો રોપ બતાવવા વિશેષ ગંભિર સ્વરે બોલ્યો: ચુપ કર યાર! મ્હોટાં ઘરની વાતોનું આપણે શું કામ?

રોસનઅલિના મુખ ઉપરનો બ્હિકણ ભાવ જોઇ, ભેગા થયલા મનુષ્યોમાંથી બુઢો હુસેનખાં બોલી ઉઠયો, મીયાં! અમારી દાઢી મુછ પાકી ગયાં છે, નવાબ આસફઉદ્દૌલાના સમયથી લખનૌમાં વેપાર કરીએ છીએ, બધુંજ જોયું છે, બધુંજ જાણીએ છીએ. સુબ્હાન અલ્લા! આગે બીજા કોઇને કંઇ કહેવાના નથી, મીયાં! અમને એટલા બધા કાચા પોચા જાણશો નહિં!

હુસેનખાંની વાત પુરી થતાં ન થતાંમાંજ, ફાટલી તુટલી પાઘડી, મેલી, ફાટલી સુરવાલ, અને ફાટલો ડગલો પહેરી, નવાબ મેહેલમાંથી એક સિપાહી મુલારામસિંહ ત્યાં આવી પહોંચ્યો. તેનાં ફાટલાં તુટલાં અને મેલાં લુગડાં જોઈ, ઉભેલાં માણસોમાંથી એકે હાસ્યમુખે પૂછ્યું: આપ સાહેબ! આવી હાલત કેમ? ફાટલી પાઘડી! મેલી સુરવાલ! આ શું?

સિપાહીએ કહ્યું, ભાઈ! દો બરસ હુવા એક પયસાભી પગાર નહિ મિલા. યહ નૌકરીભી છોડ દેના હોગા. નબાબ સાહેબ બડા સાહબકા મેમ કો, હરરોજ લાખો રૂપયે દેતે હૈય, લેકિન નોકર ચાકરકો પગાર નહિ મિલા.

ઉભેલા મનુષ્યોમાંથી એક બીજો મનુષ્ય બોલ્યો, જ્યાદહ ક્યા મિયાં, ઔરભી તીન બરસ તક સિપાહીયોંકો પગાર મિલેગા નહિં. નવાબ સાહબ, બડા સાહબકી મેમ સાહેબાસે નેકાહ કરેંગે ઉસ વકત દસ કરોડ રૂપિયા દેંગે.

ત્રીજો બોલ્યો, હાં, દશ કરોડ રૂપયા! ગજબકી બાત મીયાં! એક લાખ રૂપયા દેનેસે, ઐસી પાંચ મેમકે સાથ નેકાહ હો સકતા હૈ! બુઢ્ઢી મેમકે લીયે ક્યા દશ કરોડ રૂપયા? અલ્લાહ તોબા!

ચોથો બોલ્યો, ભાઇ! તુમ્હારા કાલા ચમડા હય, તુમ પૈસે બીના કિતનીહી ઔરતેં લા શકતે હૈય?

પાંચમો બોલ્યો, **વિલાતી મેમ** કુછ કાલે ગોરે ચામડેકો દેખતી નહિ હઝરત! વ્હો તો પૈસેકો દેખતી હય પૈસેકો!

ચોથો માણસ ફરીથી બોલ્યો, **નવ્વાબ ઔર અમીર** ઔર ઉમરાવ લોકકી જૈસી બુદ્ધિ વેસીહી આંખે મીયાં! વ્હો કયા બિચારસે ઐસી રીં-છડીકે ઉપર આસકત હુવે વ્હો સમઝમેં નહિં આતા—

આ લોકોમાં આ પ્રમાણે વાતચિત થતી હતી એટલામાં આ સ્થળેથી થોડે વેગળે, એક દુકાન ઉપર અકસ્માત કેટલાંક માણસો ભેગાં થઈ ગય-લાં અને બોલચાલ થતી જણાયાથી તે બધા તે તરફ દોડયા. તે સ્થળે એક સ્ત્રી, એક હાથીના મ્હાવતને ગાળો દેતી હતી. બીજાં મનુષ્યો, સ્ત્રીનો પક્ષ લઇને, મ્હાવતને ઠપકો અને તિરસ્કાર આપતા હતા. મ્હાવત કહે છે કે, હું શું કરૂં? ત્રણ દિવસ થયાં હાથીને આહાર મળ્યો નથી. હાથીએ ફ-ળનો ટોપલો નજર આગળ પડેલો જોઈ બધાં ફળ ખાધાં છે.

સ્ત્રી કહે છે, "તું દુષ્ટ છે, તેં જાણી જોઇને મ્હારાં ગરીબ માણસનાં ફળ હાથીને ખવડાવી દીધાં છે," બીજા લોકો સ્ત્રીના કહેવાને મળતા થાય છે. વાસ્તવિક રીતે મ્હાવતે જાણી જોઇને ફળો ખવડાવી દીધાં છે.

એક વરસ થયું હાથીખાનાનો નક્કી થયલો ખરચ, **નવાબ** પાસેથી મળતો નથી! એક એક મ્હાવત, બે ત્રણ દિવસે હાથીને બજારમાં લઈ જાઇ, ફળોના ઢગલા આગળ હાથીને લઈ જઈ ઉભો રાખે છે, હાથી સુંઢ વડે ફળો ઉંચકી લઇ ખાઇ જાય છે. દુકાનદાર મ્હાવતને અને **નવા-બને** ગાળો દે છે. રડે છે, કકળે છે અને અંતે હાથ ધોઈ બેસી રહે છે! શું કરે! **નવાબી** રાજ્ય!

આજે બજારમાં ભારે હોહા થઇ રહી છે. એક ગરિબ બીચારી ફળ વેચનારી રડતી રડતી ગાળો દે છે. કેટલાક **મુસલમાનો** ભેગા મળી **રેસિ-ડન્ટની મેમની** નિન્દા કરે છે. સર્વે કહે છે કે **નવાબના** સમસ્ત રૂપિયા **મેમ** સાહેબ લઇ જાય છે. **નવાબના** નોકરોને પગાર મળતો નથી, **નવા-બના** હાથી ઘોડાને પણ ખાવાનું મળતું નથી.

એક તરફ **નવાબના** મેહેલમાં નોકરો તથા પશુઓના ઉપર અત્યાચાર થવા લાગ્યો. બીજી તરફ પૈસાની તંગી હોવાથી, રાજકર વસુલ કરવાને, રાજ્યના જુદા જુદા પ્રદેશની પ્રજા ઉપર ઘોર અત્યાચાર આરમ્ભ થયો; પ્રજામાં ગપ ચાલી કે "**નવાબ રેસીડન્ટની મેમને** પ્રતિદિન એક લાખ રૂ-પિયા આપે છે!" આ ગપનું પરિણામ એ આવ્યું કે સઘળે સ્થળે **મેમ સાહેબની** ખોટી નિંદા થવા લાગી. અને સઘળા નિરપરાધી, નિર્મળ પ્રેમ-વાળી **મડમ** સાહેબ ઉપર ગુસ્સે થવા લાગ્યા.

રેસીડન્ટ સાહેબ, રાજ્યના સર્વ પ્રકારના સમાચાર સંગ્રહ કરવાને સદા ઉત્સુક હતા. તેણે રાજ્યના સમાચાર મેળવવાને ગુપ્તચર–ditectives–છુપી પોલીસ રાખી હતી. તે લોકો રાજ્યના ગુપ્ત સમાચાર રેસીડન્ટ સાહેબને પહોંચાડતા પરંતુ પોતાના ઘરની સ્ત્રીના સમાચાર તે જાણતો નહોતો. પોતાની ધર્મ પત્નિ ઉપર, નવાબની પ્રજા ગુસ્સે થઈ છે, પોતાની ધર્મ પત્નિની નિંદા થાય છે, પોતાની ધર્મ પત્નિ ઉપર કલંકનું વાદળું ચઢી આવ્યું છે તેની તેને ખબર નહોતી. જાણવા છતાં પણ શું પોતાની પાસે ભેગા કરેલા રૂપિયા લોકનિંદાના ભયથી તે પાછા આપી દેત ? કદી નહિં. રેસીડન્ટે આ સમયેજ પંચોતેર લાખ રૂપિયાના કમ્પનીના કાગળો–નોટો–લીધી હતી. તે નોટો ઈંગ્લંડ મોકલી દીધી. શા માટે તે અમે નિશ્ચયપૂર્વક જાણતાં નથી. પરંતુ રેસીડન્ટ સાહેબે પંચોતેર લાખ રૂપિયા ભેગા કર્યા હતા તે વાત ઉઘાડી પડી ગઈ !

આ સમયે લૉર્ડ વિલિયમ બેન્ટિક ગવર્નર જનરલના પદ ઉપર હતા. મી. મેટકાફ કૌંસિલનો મેમ્બર હતો. આ બન્ને ધાર્મિક મનુષ્યો હતા. લખનૌના રેસિડન્ટે પંચોતેર લાખ રૂપિયા ભેગા કર્યા છે એ વાત સાંભળી તે બન્નેનાં નેત્રો ચકિત થયાં ! તે બન્ને વિચાર અને વિસ્મયમાં પડ્યા ! અને નાના પ્રકારનો સંદેહ કરવા લાગ્યા ! તેઓએ કૌંસિલ ઓફિસનાં બારણાં બંધ કરી એ બાબતની તપાસ શરૂ કરી. રેસિડન્ટને આ તપાસની ખબર મળતાં તેણે પોતાનું રાજીનામુ લખી મોકલ્યું પણ તે ગવર્નમેંટે મંજુર કર્યું નહિ. તેમ છતાં પણ રેસિડન્ટ, પત્નિ સહિત વિલાયત ચાલ્યા ગયા.

ગવર્નમેંટની તપાસનું પરિણામ કોઇના જાણવામાં આવ્યું નહિ. તપાસ કરવાને સમયે કૌંસિલ ગૃહનાં દ્વાર બંધ હતાં. ભારત વર્ષના મિત્રરૂપ દેશી રાજા સંબંધી, કૌંસિલમાં જેટલા વિષયોની સમાલોચન થતી હતી, તે પરમેશ્વર સિવાય બીજા કોઇને જાણવું દુર્ઘટ હતું. માત્ર હિમાચલ નિવાસી જે મહાત્મા પુરૂષોએ દિવ્યદ્રષ્ટિ મેળવી હતી તેઓજ જાણી શકતા હતા. તે મહાત્માઓ જાણવા છતાં પણ બીજા કોઇ મનુષ્યને કહેતા નહોતા. પરંતુ પરમાત્માની અકળ કળા છે ! હિંદુસ્થાનના કેટલાક લોકો ભૂત, પ્રેતને માને છે. અમે પણ તેજ વાતને થોડીક પૂષ્ટિ આપી કહીએ છીએ કે કૌંસિલનાં બારણાં બંધ હોવા છતાં, તેના એકાદ છિદ્રમાંથી વિલાયતી કિંવા દેશી ભૂત–પ્રેત દ્વારા–કળ કૌશલ્યથી કૌંસિલના સમાચાર બહાર પડ્યા. પરંતુ ભૂતની વાત કોણ સાચી માને ? ખરૂં જોતાં ભૂત પ્રેતના કહેવાથી જે સમાચાર બહાર પડે તેના પોણા સોળ આના ગપાષ્ટક !

એ રેસિડન્ટ સાહેબના વર્તન સંબંધી તપાસ ચાલ્યાનું પરિણામ પાંચ વરસ સુધી ભૂત પ્રેતના પિતા પણ જાણવા પામ્યા નહિ. ચાર પાંચ વરસ પછી ઇ. સ. ૧૮૩૫ ની ૯ મી જુલાઇના "મીરટ ઑબઝર્વર" (Meerat Observer) નામના વર્તમાનપત્રમાં, ભૂતની ગુપ્ત વાત પ્રસિદ્ધ થવા લાગી. ૨૩ મી જુલાઇએ કલકત્તાના ભૂતે, પૂર્વોક્ત ભૂતના કેટલાક કથન અને સમાચારનું ખંડન કર્યું. પરંતુ લૉર્ડ વિલિયમ બેન્ટિકે રેસીડન્ટ સાહેબને નોકરી ઉપરથી વેગળો કર્યો હતો એ બાબતમાં સંદેહ રહ્યો નહિ.

ઉકત રેસિડન્ટ સાહેબને નોકરી ઉપરથી વેગળા કર્યાની વાત સાંભળી કદાચ વાચકવર્ગના વિચારમાં આવશે કે અયોધ્યાની પ્રજાએ, રેસિડન્ટની ધર્મપત્નિ માટે જે લોકવાયકાનો પ્રસાર કર્યો હતો તે સત્ય હશે. અમે તેમને વિના કારણે ધર્મચુસ્ત અથવા ધર્મઅંધ કહી તેમની નિંદા કરી છે, પરંતુ ભૂતોના સમાચાર બહાર પડયાથી તેમજ રેસિડન્ટ સાહેબને પાણીચું–નાળિયેર મળ્યાથી ભૂતની વાત ઉપર કંઇક વિશ્વાસ મુકવાનું કારણ મળે છે ! આ નવલકથાનો લખનાર પોતેજ બુદ્ધિહીણ ! ગમે તેમ પણ વાચક વર્ગ તેવો નથી ! અમે નિશ્ચયપૂર્વક કહીએ છીએ કે રેસિડન્ટ સાહેબની ધર્મપત્નિ સાથે, નવાબના નેકાહ થવાની વાત થઈ નહોતી. મેમ સાહેબ કદાચ નસિરૂદ્દિન હુયદરની ફોઇબા થયાં હશે. ઇન્દ્રિયાશક્ત, હિણબુદ્ધિ નસિરૂદ્દિનના મનની વાત તો અમે કહી શકતા નથી. પરંતુ સત્ય રીતે મેમ સાહેબે, નસિરના દરબારમાં ફોઇબાનું આસન ગ્રહણ કર્યું હતું ! નસિર સાથે નેકાહ કરવાની વાસના, મેમ સાહેબના હૃદયમાં કવચિદ્ પણ પ્રવેશ કરી શકી નહોતી. પરંતુ વિલાયતી ફોઇબા અને હિંદુસ્થાનની ફોઇબા મધ્યે કેટલોક વિશેષ ફેર છે તે અમે અસ્વિકાર કરતા નથી. હિંદુસ્તાનની ફોઇબા પચીસ ત્રીસ વરસથી અધિક વય થતાં વૃદ્ધનું આસન ગ્રહણ કરે છે; અને તેના વય સંબંધી કોઇ સ્ત્રીઓમાં ચરચા થાય તો બે પાંચ વરસ વધારેજ કહેવાય. પરંતુ વિલાયતી ફોઇબા સહેજે વૃદ્ધ થવાની ઇચ્છા ધરાવતી નથી ! વિલાયતી ફોઇબાને પચાસ વરસ થયાં હોય તોપણ તેને પુછવાથી છેવટે ૨૫–૩૦ વરસ સ્વિકાર કરશે ! કારણ વિલાયતી ફોઇબાના દાંત પડી જાય તો બનાવટી દાંત તૈયાર હોય છે, સ્તન મંડળ નીચાં પડી જવાથી સ્પ્રિંગદ્વારા ઉન્નત કરી યુવાવસ્થાનાં સ્તન જેવો દેખાવ કરી શકે છે, ગાલ બેસી જાય તો તેને યુક્તિપૂર્વક ફુલાવી રાખે છે, ચાલવાની અને બેસવાની છટા પણ એવી હોય છે કે જેથી તેના વયનું અનુમાન કરવું બની શકે નહિ ! અમારા દેશની સ્ત્રીઓ, એવી ચતુરાઇ જાણતી નથી, જેવો

દેશ તેવો આચાર ! વિલાયતી ફોઇબાના એવા પ્રકારનું વ્યવહારબંધન તે દેશમાં નિંદાજનક નથી. અમારા દેશની સ્ત્રીઓને એટલી વયે લગ્નની આશા રહેતી નથી, વિલાયતી ફોઇબા વૃદ્ધ થવા છતાં પણ એક વખત લગ્નની આશા કરે છે. હિંદુસ્તાનની, એટલા વયની સ્ત્રીઓ, સાંસારિક ભોગ વિલાસથી એકીવારે પેન્સન ગૃહણ કરે છે, પરંતુ વિલાયતી ફોઇબા–કેટલાક ભારતવર્ષના દેશી અમલદારોની પેઠે–મૃત્યુની પૂર્વે, પ્રાણાન્તપર્યંત, પેન્શન ગૃહણ કરતી નથી ! વિલાયતી સ્ત્રીઓ પંચોતેર વર્ષની થતાં ભાગ્યેજ ત્રીશ ચાલીસ વર્ષ કબુલ કરે છે ! જેવી દેશની વિચિત્રતા તેવીજ મનુષ્યોના સ્વભાવની વિચિત્રતા !



# પંચમ પરિચ્છેદ.

## પારિષદ્ વર્ગ.

Engaged in every species of debauchery, and surrounded by wretches, English, Eurasian and Natives, of the lowest description, his whole reign was one continued satire upon the subsidiary and protected system—*Calcutta Review. Vol. III.*



સમયનું કેવું અપૂર્વ પરિવર્તન ! એક સમયે જે સ્થાન સ્વર્ગ સદૃશ હતું તેજ સ્થાન આજે નરક સદૃશ થઇ પડયું છે. જે અયોધ્યાના રાજ્યાસન ઉપર શ્રી રામચંદ્રજી જેવા જીતેન્દ્રિય, પ્રજાવત્સલ રાજાએ રાજ્ય કર્યું છે તેજ અયોધ્યાના સિંહાસન ઉપર આજે ઇન્દ્રિયાસક્ત, વિલાસપ્રિય, નસિરૂદ્દિન હયદર પ્રતિષ્ઠિત થયો છે. અયોધ્યાના દ્વિતીય નવાબ નસિરૂદ્દિન હયદરના ચરિત્ર માટે પરિચય આપવાની અગત્ય નથી. પણ્ડિતોએ કહ્યું છે કે, મનુષ્યના ચરિત્ર માટે તેના બંધુઓનું ચરિત્ર અવલોકન કરવાથી જ-

ણાઇ આવે છે. સંગતિ એજ મનુષ્યના સ્વભાવ ક્ષેત્રમાં બીજક રૂપ છે, જેની જેવી સંગતિ હોય છે તેવોજ સ્વભાવ, તેવું ચરિત્ર, અને તેથી બાદશાહ અને નવાબના મિત્ર પરિષદના ચરિત્ર માટે એક બે દ્રષ્ટાંત આપવાથી, વાંચક સ્વયં બાદશાહ અને તેના પરિષદ્ વર્ગના ચરિત્રની વિલક્ષણતા જાણી શકશે.

નસિરૂદ્દિનના મુખ્ય પાંચ મિત્રો હતા. તે અંગ્રેજ અને ફિરંગી જાતિના હતા. તેમાં એક તેનો શિક્ષક, બીજો પુસ્તકાલયનો અધ્યક્ષ લૈબ્રેરીયન, ત્રીજો જર્મન ચિત્રકાર અને ગવૈયો, ચોથો શરિર રક્ષક–Body guard અને પાંચમો અંગ્રેજ હજામ–Barber. આ બધામાં અંગ્રેજ હજામ, બાદશાહના દરબારમાં સૌથી વિશેષ પ્રાધાન્યપણું ભોગવતો હતો. આ નવલકથામાં લખાયલા અનેક પ્રસંગમાં એ અંગ્રેજ હજામનો વિશેષ સંબંધ છે, અને તેથી એ હજામભાઇના ચરિત્રનું સંક્ષિપ્ત વિરણુ, વાંચકો સમક્ષ પ્રકાશ કરવામાં આવે છે.

એ અંગ્રેજ હજામ ઇંગ્લંડની કોઇ અંગ્રેજ સ્ત્રીના ગર્ભમાં ઉત્પન્ન થયલું નર રત્ન હતું ! વિલાયતમાં જે વ્યભિચારિણી–અનેક પતિવાળી સ્ત્રીના પુત્ર પિતાનાં નામને જાણતા નથી એવા સઘળા નન્દનકુમારો માતાના નામથી ઓળખાય છે. આ હજામ ભાઇના પિતાનું નામ પણ કોઇ જાણતું નહોતું ! તેથીજ એને કોઇ એક અંગ્રેજ સ્ત્રીના પૂત્રના નામથી અત્રે પ્રસિદ્ધ કરવા આવે છે. એ હજામ બાલ્યાવસ્થામાં ઈંગ્લંડમાં ક્ષૌર કર્મ–હજામત કરવાનું કામ–શિખ્યો હતો. અને ત્યાં તેજ ધંધો કરતો હતો. પરંતુ તેને દ્રવ્ય મેળવવાની અતિશય તૃષ્ણા હતી. ઈંગ્લંડના હજામોમાં વાત ચાલતી હતી કે ભારત વર્ષની ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના રાજનગર કલકત્તામાં અંગ્રેજોની હજામત કરવાને અંગ્રેજ હજામની ખોટ છે. એ સ્થળે અંગ્રેજ હજામોને માટે વિશાળ ક્ષેત્ર પડેલું છે, આ વાત ઉપર લખેલા અંગ્રેજ હજામભાઇના જાણવામાં આવતાં તે સાહેબ ભારત વર્ષમાં આવવા તૈયાર થયો. પરંતુ હિંદુસ્તાન આવવાને માટે તેની પાસે સ્ટીમરનું ભાડું આપવા જેટલા પણ પૈસા નહોતા. તેથી કાલાવાલા કરી કેબીનમાં મુસાફરી કરનારાઓનું કામ કરનાર મજુરોમાં–cabin boy–લોકોનો સગો બની જઈ તે લોકોના જેવું કામ કરવાનું સ્વિકાર કરી સ્ટીમર ઉપર ચઢી બેઠો. સ્ટીમર થોડા વખતમાં કલકતે આવી પહોંચી. અંગ્રેજ હજામે કલકતે આવી પોતાનો હજામતનો ધંધો કરવા માંડયો. મ્હોટા મ્હોટા રાજનિતિજ્ઞ અને બીજા અંગ્રેજ વ્યાપારીઓની હજામત કરી થોડું દ્રવ્ય

મેળવ્યું. એ દ્રવ્ય વડે બજારમાં વેચવાની વિલાયતી વસ્તુઓ ખરિદી, જળ માર્ગે ઉત્તર પશ્ચિમ દિશામાં વાણિજ્ય-વ્યાપાર-કરવા લાગ્યો. વ્યાપાર કરતાં કરતાં અને અનેક દેશમાં ફરતાં ફરતાં તે હજામ લખનૌ નગરમાં પહોંચ્યો. લખનૌના તે વખતના રેસિડેન્ટના માથા ઉપર પાતળા-ઝીણા-કાપેલા વાળ હતા. પરંતુ ગવર્નર જનરલના માથા ઉપર મ્હોટા અને વાંકા શુશોભિત વાળ હતા. મ્હોટા લોકોનો પહેરવેશ અને મ્હોટા લોકોના આચાર વિચારનું અનુકરણ કરવાનું બધાંને મન થાય છે. રેસિડેન્ટ સાહેબ પણ ગવર્નર જનરલના વાળ જોઇ દિલગીર થવા લાગ્યા અને તેના જેવાજ વાળ રાખવાની ઇચ્છા કરવા લાગ્યા. અંગ્રેજ હજામની સ્હાયતાવડે તેમની તે ઇચ્છા પૂર્ણ થાય તેમ હતું. અંગ્રેજ હજામ વ્યાપારીએ રેસિડન્ટ સાહેબની મુલાકાત લીધી. રેસિડન્ટ સાહેબ અંગ્રેજ હજામ ઉપર અત્યન્ત ખુશી થયા અને તેને પોતાની હજામત કરવા માટે રાખ્યો. એટલુંજ નહિં પણ નવાબ નસિરૂદ્દિન હયદરને પણ હજામત કરાવવા માટે તેમની-નવાબની-નોકરીમાં રાખવાની ભલામણ કરી. દેશી રાજાઓ, રેસિડન્ટની ભલામણને, સાક્ષાત્ ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીની આજ્ઞા જેટલુંજ માન આપતા હતા. નસિરૂદ્દિને પ્રથમ અંગ્રેજ હજામને પોતાની હજામત કરવા માટે નોકરીએ રાખ્યો. સ્વલ્પ સમયમાંજ એ અંગ્રેજ નન્દન કુમાર હજામ, બાદશાહનો મુખ્ય પ્રીય પાત્ર મિત્ર જેવો થયો! બાદશાહે હજામ સાથે એક ટેબલ ઉપર બેસીને આહાર કરવાનો આરંભ કર્યો. એનું નામ ડ્રોસેટ-Drossette-હતું. એ નામ સાંભળીને બીજા કોઇ અંગ્રેજ, એ અંગ્રેજ હજામને ઉચ્ચ કૂલોત્પન્ન કહેતા નહોતા. બાદશાહના બીજા અંગ્રેજ મિત્રો, એ હજામ સાથે એક ટેબલ ઉપર બેસી આહાર કરવાને અનિચ્છા દર્શાવતા હતા. બાદશાહે એ વાત જાણી ત્યાર પછી પોતાના પ્રીય હજામને મુસલમાનોચિત્ " ઉમરાવ "નો ખેતાબ આપ્યો અને તેને ડ્રોસેટને બદલે સરફરાજખાં નામથી બોલાવવા લાગ્યા.

વિલાયતી હજામ મુસલમાનોચિત "ઉમરાવ"નો ખેતાબ મેળવી નસિરૂદ્દિન સાથે એક ટેબલ ઉપર આહાર કરે છે! ધન્ય વિલાયતી હજામભાઇ! તમારા નશિબની પણ કેટલી બલિહારી! મૂળ હજામભાઈ અને તેમને વળી "ઉમરાવ"ની પદવી મળ્યા પછી બાકી શું? અધુરામાં પુરૂં નવાબની સંપૂર્ણ પ્રીતિ મેળવી એટલે પછી હજામભાઇની વાવડી ચસ્કી [illegible] થયું! ક્વચિદ્ ક્વચિદ્ મદ્યપાન કરીને, આમોદપ્રમોદને સમયે નસિર[illegible]ા તથા બીજાં સગાઓની પાઘડી તાણતો, માથાના અને દાઢીના વાળ ખેંચી દુઃખ

આપતો. માથાની પાઘડી ખેંચી લેવી અને વાળ ખેંચવા એ મુસલમાનોમાં અતિ અપમાનજનક ગણાય છે. પરંતુ એ વિલાયતી હજામ હમેશાં બાદશાહના કાકા વિગેરેની પાઘડી ફેંકી દેતો. ધીમે ધીમે હજામભાઇ એટલો બ્હેકયો હતો કે લખનૌના રેસિડન્ટ સીવાય અયોધ્યાની સમસ્ત પ્રજા, હજામની આધિનતા સ્વિકારતા.

**ન**સિરૂદ્દિનના પિતા **ગા**જીઉદ્દિન **હુ**યદરનાં કાર્યો અને આચારવિચાર એક ધર્મચુસ્ત મુસલમાનના જેવાજ હતા. તે અત્યન્ત ધર્મચુસ્ત મુસલમાન હતા. તેથી તેઓ **અં**ગ્રેજોના આચારવિચાર તરફ તિરસ્કાર દર્શાવતા હતા. પરંતુ અંગ્રેજોના સંસર્ગનો પ્રેમી **ન**સિર, અંગ્રેજી આચાર વ્યવહારનો વિશેપ પક્ષપાત કરતો હતો. અંગ્રેજોની પેઠે ટેબલ ઉપર ભોજન કરવું તેથી ભોજનનો ખરચ પણ **સ**રફરાજખાંના હાથમાં સોપ્યો હતો. **સ**રફરાજખાં ઉર્ફે અંગ્રેજી હજામ–કોઈ મહિને પચાસ હજાર રૂપિયાનો તો કોઇ મહિને સાઠ હજાર રૂપિયાનો વિલાયતી મદ્ય કલકત્તાથી મંગાવવા લાગ્યો. એવા એવા આંધળા ખરચમાં રાજકોષ શૂન્ય થઇ પડયો.

આ સમયે નવાબ **મા**તમદ્દ ઉલ દૌલા, નવાબ **ન**સિરનો પ્રધાનમંત્રિ હતો. તે **આગા મીર**ના નામે સર્વત્ર ઓળખાતો હતો. **અ**યોધ્યાનો તે વખતનો દિવાન **રાજા રા**મદયાળ હતો. પ્રજા ઉપર ઘોર અત્યાચાર કરીને ગયે વર્ષે ઘણો કર–Taxes–વસુલ કર્યો હતો. વર્ષ પુરૂં થવા પહેલાં તો તે સઘળું દ્રવ્ય ખરચાઇ ગયું છે। અનેક પરગણાની પ્રજા, **ને**પાળની સીમા તરફ ન્હાસી ગઈ છે। રાજકર્મચારીઓના અસહ્ય દુ:ખ દંડથી પ્રજા ત્રાહ્ય ત્રાહ્ય પોકારતી જીવ લઇને ન્હાસે છે, હજારો ખેડુતો કૃષિકાર્ય ત્યાગ કરી માર્ગમાં ઠગ અને લુંટારાઓના ભોગ થઇ પડયા છે અને સમસ્ત **અ**યોધ્યા, ચોર અને લુંટારૂઓની લીલા ભૂમિ–આવાસ ભૂમિ–થઈ પડયું છે।

વર્ષ લગભગ પુરૂં થવા આવ્યું. **ફા**લ્ગુન માસ ચાલે છે. દુકાનદારો અને **કો**ન્ટ્રાકટરો પોતપોતાની લેહેણી રકમ માટે દિવાન **રા**મદયાળ પાસે ઉઘરાણી કરે છે. હિસાબો આપે છે અને પૈસાની ઘણી જરૂર બતાવે છે, **રા**જા **રા**મદયાળ માગનારાઓને આશ્વાસન આપી, તે સઘળી બીના, હમણાંના પ્રધાન કાર્યાધ્યક્ષ–Prime Minister–**ન**વાબ **આ**ગામીર સમક્ષ રજુ કરે છે. સઘળા લેણદારોના હિસાબ તેને બતાવે છે. આટલું [illegible] લેહેણું અને રાજકોષ શૂન્ય જોઇ નવાબ **આગા મીર** બહાદુર અત્યન્ત ચિન્તા કરે છે. તે વિચારે છે કે, સરકારી ખર્ચ ચલાવવામાં અસમર્થ થવાથી, નિશ્ચય **ન**વાબના ક્રોધાગ્નિનો ભોગ થવું પડશે અને નો-

કરી ઉપરથી વિદાય થવુ પડશે. પ્રજા ઉપર ઘોર અત્યાચાર થાય છે તથા દેશ ધુળમાં મળી જાય છે તે તરફ રાજા રામદયાળ કિંવા આગા મીર એ બેમાંથી એક પણ નજર ફેરવતા નથી. સઘળા પોતપોતાની નોકરીનું રક્ષણ કેવે પ્રકારે કરવું તેની ચિન્તામાંજ મશગુલ થયા છે. પરંતુ નવાબ નસિરૂદ્દિનના રાજત્વકાલમાં કોઇનું પદ, કોઇની નોકરી ચીરસ્થાયી નથી! કોણ કર્મચારી, કયે સમયે ઘેર બેસશે તેનો નિશ્ચય નહોતો! ભલે પછી કોઇ મ્હોટામાં મ્હોટો કર્મચારી હોય કિંવા હલકામાં હલકો ઝાડુ કાઢનાર હોય તોપણ બાદશાહનો ક્રોધાગ્નિ, એકજ ક્ષણમાં તેમના સન્માનને ભસ્મ કરી નાંખતો! દોષનો વિચાર કે સારાસારનો વિચાર, પરિણામનો વિચાર કે ફળનો વિચાર, નવાબના શિક્ષકે જાણે શિખવ્યુંજ ન હોય તેમ હતું! જરાક ક્રોધાગ્નિ ઉત્પન્ન થતાં તે કર્મચારી બળીને ભસ્મ થતા! મુસલમાન બાદશાહોના રાજત્વ સમયે આવા ઘણા ઇન્સાફ઼ો અને ઘણાં પરિણામ જોયાં હોય છે તેમને નવાબ નસિરનો ક્રોધ સ્વાભાવિક જણાશે એમાં કાંઈ સંદેહ નથી! નવાબના ક્રોધનો ભોગ ન થવાય તેમાં નસિરના કર્મચારીઓ બહુ સાવધ રહેતા!

ફાલ્ગુન માસના એક શેષ દિવસે, નવાબ નસિરૂદ્દિન હૈદર પ્રાતઃકાળના નવ વાગતાને સમયે એકલો ભોજન-"છોટી હાજરી" ઉપર બેઠો હતો. તેના ચાર અંગ્રેજ મિત્રો "છોટી હાજરી" કરી અશ્વ ઉપર આરોહણ કરી શેહેરમાં ફરવા ગયા છે. તેઓ અગીઆર વાગતા પેહેલાં નવાબ સમક્ષ આવશે નહિં. "સરફ઼રાજખાં" નો ખેતાબ મેળવેલો, નવાબનો પ્રીય અંગ્રેજ હજામ, હાથમાં હિસાબનો કાગળ લઈ નસિરના ભોજનગૃહમાં પેઠો.

હજામને આવતો જોઇ નવાબ નસિરે, હાસ્ય સહિત કહ્યું: કયોં ખાં સાહબ, કયા યહ ખરચકા હિસાબ હય!

સરફ઼રાજખાં પણ હાસ્ય ભરિત મુખે બોલ્યો: મૂલ્કે જમાના, ગયા માસનો હિસાબ.

સરફરાજખાંનો હિસાબ, અંગ્રેજ વ્યાપારીઓના હિસાબનો પેઠે બાંધેલી ચોપડીમાં કે હિંદુસ્તાનના બીજા વ્યાપારીઓની પેઠે લાંબા ચોપડામાં લખેલો નહોતો, સરફ઼રાજખાં ઉર્ફે હજામબાબીમાં જેટલી બુદ્ધિ તે પ્રમાણેજ તેનો હિસાબ લખવાની વ્યવસ્થા! સરફરાજે જોશીરાજના ટીપણાની પેઠે એક લાંબા જાડા કાગળ ઉપર હિસાબ લખ્યો હતો. અને તેને જોશીના મ્હોટા ટીપણાની પેઠેજ વિંટાળી રાખ્યો હતો. નસિરૂદ્દિને હિસાબ જોવાની ઇચ્છા બતાવતાંજ એક છેડો હાથમાં ઝાલી બાકીનો ભાગ જમીન ઉપર

છોડી દીધો. જાણે નવાબ સાહેબની પાંચ પેઢીના જન્માક્ષરજ હોયની ! તેમ નવાબ સાહેબના પગ આગળથી તે દીવાનખાનાના દરવાજા સુધી કાગળ પથરાઇ રહ્યો ! હાથમાં ઝાલેલો કાગળનો ભાગ માત્ર નસીરૂદ્દિનના મ્હો આગળ ધર્યો. આ હિસાબનું ટીપણું ફક્ત સાત, આઠ હાથ લાંબુ હતું ! અને હજુ કાગળ બે ચાર હાથ તો વિંટાળેલો હતો ! એ જોઇ નવાબે હી હી શબ્દે હાસ્ય કર્યું. હસાબ તપાસવાનું તો એક બાજુએ રહ્યું ! નવાબે માત્ર કાગળનું માપ કરવાનું કહેતાં સરફરાજે ઉત્તર આપ્યો, હુજુર ! માત્ર આઠ નવ હાથ ! નવાબે ફરી પુછ્યું, કુલ આંકડો કેટલો થયો !

સરફરાજે ઉત્તર આપ્યો, મુલ્કે જમાના ! માત્ર નેવુ હજાર રૂપિયા !

નસિરે કહ્યું બીજા મહિનાઓ કરતાં ઘણો વધારે !

પ્રતિઉત્તર આપતાં સરફરાજે કહ્યું, મુલ્કે જમાના, અન્ય મહિનાઓ કરતાં ખરચ વિશેષ થયો છે ખરો પરંતુ આ મહિનામાં નવી જાતનો વિલાયતી મદ્ય આવ્યો છે. પશુશાળામાં ત્રણ નવા હાથી, ચાર વાઘ આવ્યા છે ! આ વખતે જે વાઘ આવ્યા છે તે એક વાઘ બે ભેંસની સાથે યુદ્ધ કરે તેવા છે !

“ ઘણું સારૂં કર્યું ! જાઓ, નવાબ આગા મીર બહાદુર પાસેથી હિસાબ ચુકવી લેજો ! ” એટલું બોલી નવાબે હિસાબના ટીપણા ઉપર તાની સહી કરી આપી.

સરફરાજખાંએ હિસાબના કાગળનું ગુંચળું વાળી દીધું અને રૂપિયા લેવા માટે નવાબ આગા મીર પાસે ગયો. આગા મીર, હિસાબ જોઇને આશ્ચર્ય પામ્યો ! પરંતુ બાદશાહે તે ઉપર પોતાની સહી કરી છે. રૂપિયા હમણાંજ આપવા જોઇએ. રૂપિયા નહિ આપવાથી બાદશાહનો હુકમ ભંગ કર્યો કહેવાશે અને તેથી રાજા રામદયાળને રૂપિયા આપવા હુકમ કર્યો.

સાયંકાળ સમય પહેલાં આગા મીરે બાદશાહની પાસે જઇ કહ્યું : મુલકે જમાના ! સરફરાજખાં આપની ત્રિજોરી લુંટે છે ! આટલાં બધાં રૂપિયા કદી પણ ખરચાય નહિ !

પ્રતિઉત્તર આપતાં નવાબે કોપાવિષ્ટ થઇ કહ્યું, હું તેને મ્હોટો અમીર બનાવવા મ્હાઉં છું. હું જાણું છું કે આટલો બધો ખરચ કદી પણ થાય નહિ; તમારે કંઇ બોલવું નહિ !

મિરઝાં આગા બહાદુર તિરસ્કાર પામી ચાલ્યા ગયા.

સરફરાજખાંનો હિસાબ ચુકવી અપાયો. પરંતુ ત્યાર પછી શું થયું? થયું એ કે રાજાની ત્રિજોરીમાં એક પાઈ પણ રહી નહિં !

આ બીના બન્યા પછી થોડે દિવસે **નવાબને** પૈસાની જરૂર પડી. અત્યાર સુધી **નવાબની** ત્રણ વિવાહિતા **બેગમ** હતી. ઉપપત્નિની સંખ્યા કદાચ અધિક હશે. ઉપપત્નિઓમાંથી એક સુંદર સ્વરૂપા નર્તકી—નાયકણી—ગુણિકા—ને નવાબે **બેગમનું** પદ આપવાનો વિચાર કર્યો, **નવાબ અયોધ્યા**નો બાદશાહ, જે સમયે તેની જે ઈચ્છા થાય તે તત્ક્ષણ પૂર્ણ થવી જોઇએ ! કર્મચારીઓએ તેજ કાર્યનો આરંભ કરવો જોઇએ. કોની મકદુર હતી હતી કે નસિરને તે કાર્ય કરવાથી રોકી શકે ? એક નર્તકી સાથે લગ્ન કરીને **નસિરૂદ્દિને** તેનું નામ " **તાજમહલ** " નામ આપ્યું. **તાજમહલનો** ભાઇ, પૂર્વે એક સામાન્ય સતાર વગાડનાર ગવૈયો હતો. બ્હેનની સહાયતાથી હમણાં તે " ઉમરાવ "નું પદ પ્રાપ્ત કરી નવાબ **અમીરૂદ્દૌલા** નામે ઓળખાવા લાગ્યો. નવિન બેગમ **તાજમહલે**, લગ્ન પ્રસંગે જે જાગીર મેળવી હતી તેનું વાર્ષિક ઉત્પન્ન લગભગ ૪૦૦૦૦ રૂપિયા હતું. અને તે જાગીરનો કર વસુલ કરવાનું કામ, પોતાના ભાઈ નવાબ **અમીરૂદ્દૌલાના** હાથમાં સોંપવામાં આવ્યું. પહેલે વરસે જે કાંઈ ઉત્પન્ન થયું તે પોતાની પાસેજ રાખ્યું. બેગમ **તાજમહલનો** ખરચ ચાલતો નહોતો. ખરચના રૂપિયા **નવાબનેજ** આપવા પડશે. બીજી તરફ **નવાબની** મોજમજાહ માટે **સરફરાજે** હમણાં નવાં પશુઓ ખરિદ્યાં હતાં. જ્યાં ત્યાં રૂપિયાની જરૂર ! રૂપિયાનીજ તંગી ! બન્ને તરફથી રૂપિયાની માંગણી થતાં તેમને **નવાબ આગા મીર** પાસે મોકલ્યાં. **મીરજાં** આગાએ અને **રાજા રામદયાળે** પોતાની નોકરીની અને સમ્માનની રક્ષા કરવા માટે, રાજકર વસુલ કરવાને પ્રત્યેક ગામના અમલદારો ઉપર સખ્ત હુકમ લખી મોકલ્યો. ચૈત્ર મહિનાની અમાવાસ્યા પહેલાં રૂપિયા નહિ આવે તો તેમની નોકરી જશે એવો ભય બતાવ્યો. ગામડાના અમલદારો, પોતાની નોકરી જવાના ભયથી પ્રજા ઉપર સખતાઇ કરવા મંડયા. પોતાની સાથે લશ્કરી સીપાઇઓ લઇ પ્રત્યેક ગામ જઇ રાજ કર—Tax—વસુલ કરવા લાગ્યા. જમીનદારો અને પ્રજાજનના ઘરમાં પ્રવેશ કરી, તેમના પરિવાર અને સ્ત્રી પુત્રોને કેદ કરવા લાગ્યા. " રૂપિયા નહિં આપવાથી સ્ત્રીઓની લજ્જા લુંટવામાં આવશે. " એવો ભય બતાવવા લાગ્યા. **અયોધ્યાના** રહેવાસીઓમાં અધિક ભાગ હિંદુઓનો હતો. સ્ત્રીઓનું સતિત્વ-ભંગ થાય, એ હિંદુઓને કેટલું દુઃખકર અને કેટલું અસહનીય તે સર્વ જાણી શકે છે. અસહાય જમીનદાર અને ગરિબ પ્રજાજન પોતાનું સર્વસ્વ આપી દઇને, પોતાના સ્ત્રી, પુત્રિ, અને કન્યા આદિ કુલભૂષણ કામીનીઓના સતિત્વની રક્ષા કરવા લાગ્યા. કેટલાક જમીનદારો પાસે,

પોતાના ધન, માલ, સમ્પત્તિનું રક્ષણ કરવા માટે સૈન્ય, સામન્તો હતા તેમણે, પોતાના સ્વામીની રક્ષા કરવા માટે બાદશાહના સૈન્ય સાથે યુદ્ધ કરવા માંડ્યું. મોહમદિ અને સીતાપુર આદિ ગામોમાં ઘોર વિદ્રોહ ઉત્પન્ન થયો. નવાબના સિપાહીઓ અને પ્રજાના સિપાહીઓ વચ્ચે મારામારી અને કાપાકાપી થવા લાગી. એ બન્નેના યુદ્ધમાં અનેક ગરિબ પ્રજાજનોને નુકશાન થવા માંડ્યું. નિરાધાર જમીનદારો અને નિરાધાર પ્રજાના દુઃખની વાર્તા લખવાથી વાચકને પણ અશ્રુપાત થયા વિના રહેશે નહિં ! નવાબના સિપાહીઓ અને અમલદારો તેમના ઘરમાં પેશી જઇ, સ્ત્રી, પુત્રી કે ભગિનીના સમક્ષ જઈ બિભિત્સ શબ્દો બોલતા, તેમની કુલભૂષણ કામિનીઓના શરિરને સ્પર્શ કરવા જતા, કેટલાક કૂલ કંટક, મૂર્ખ સિપાઇઓ, બિચારી ગાય જેવી સ્ત્રીઓના શરિરને સ્પર્શ કરી, તેમનો હાથ ઝાલી કેદમાં લઇ જવા તત્પર થતા, તેમનાં માતા, પિતા, ભાઇ, પતિ આદિ પુરૂષોને માર પડતો. તેમના ઘરમાંથી દ્રવ્ય, અલંકાર આદિ લઇ બાદશાહને અર્પણ થતું અને શેષ વસ્તુઓ લુંટી જઇ પોતાના ઉપયોગમાં લેતા. લજ્જા, અપમાન, અને મન દુઃખના ભારથી રંક પ્રજા, સરયુ નદિના પવિત્ર જળમાં પડી જીવન લીલા સમાપ્ત કરતાં અને રાક્ષસી દુઃખમાંથી છૂટતાં. નિરાધાર મનુષ્યોનો એજ ઉપાય છે ! સંસારના દુઃખી યન્ત્રમાંથી છૂટવાને માત્ર આત્મહત્યા એજ માર્ગ હતો અને તેજ માર્ગ અયોધ્યાની ગરિબ પ્રજાએ સ્વિકારી લીધો.

આવો ભીષણ અત્યાચાર અને આ પ્રમાણે પવિત્ર, સતી સ્ત્રીઓની હત્યા, દીન મનુષ્યોના દુઃખના પોકાર, અને નિર્દોશ બાળકોના ચિત્કાર ધ્વનિથી ભારત વર્ષ, પાપ સમુદ્રમાં ડુબી ગયું ! ભારત વર્ષના યોગીરાજ અને સિદ્ધ પુરૂષો, એ સ્મશાન જેવા ભારતનો ત્યાગ કરી હિમાચલની ગુફાઓમાં ચાલ્યા ગયા. પરંતુ પૂણ્ય સલિલા, સન્તાન વત્સલા, ભારતધાત્રી દેવી, ગંગા માતા, સન્તાન સ્નેહ પરિત્યાગ કરવા અસમર્થ થઇ ! તેણે અત્યાચાર વડે પીડાતા હજારો પૂત્ર કન્યાને પ્રતિદિવસ પોતાના ઉદરમાં સંતાડી દીધાં ! હજારો નિર્દોશ સતી રમણીઓને પોતાનું સતિત્વ સાચવવાના પવિત્ર કાર્યમાં આશ્રય આપ્યો !





# ષષ્ઠમ પરિચ્છેદ.

## પ્રધાનમંત્રી અને સેનાપતિ.

" Ajab ! Apki Badshahi—
" Themam Khilhat ki tabani."
" How strange: Though true thy royal reign.
But only proves a nation bane."



અયોધ્યાના ઇતિહાસની પ્રત્યેક ઘટના, સૌભાગ્યની ચંચળતા, પદ પ્રભુત્વની અનિત્યતા અને સંસારની અસારતાનું અદ્વિતીય ઉદાહરણ આપે છે. દ્વિતીય પરિચ્છેદમાં લખાયલી ઘટનાના બે માસ પછી **અયોધ્યાનો** પ્રધાન રાજમંત્રી **આગા મીર** બહાદુર અને **દીવાન રાજા રામદયાળ**, એ બન્ને કેદખાનામાં પૂરાયા. તેમના વિશાળ ભૂવનો, ધન, બગિચા અને સમ્પત્તિ સર્વસ્વ, **નસિરૂદ્દિન હયદરની** આજ્ઞાનુસારે જપ્ત થઈ ! **ફરૂક્ષાબાદથી નવાબ મોન્તાઝીમ**–ઉદૌલાએ **લખનૌ** જઇ પ્રધાન મંત્રીનું પદ લીધું, એજ નવાબે **હાકીમ મેહેન્દી આલિખાંના** નામે સર્વત્ર ઓળખાવા લાગ્યો.

**અયોધ્યાના** ઇતિહાસ લેખકોએ કહ્યું છે કે **વઝીર આગા મીર** અને **દીવાન રાજા રામદયાળે** રાજ કર ઉઘરાવી પોતાના ઉપયોગમાં લેવાથી તેમને બંદીખાને જવું પડ્યું છે. પરંતુ મુસલમાની બાદશાહીના સમયમાં, **અયોધ્યા** કે **ભારતવર્ષના** અન્ય પ્રદેશના સર્વે રાજમંત્રી અને અન્ય-કર્મચારીઓએ રાજ્યના રૂપિયા પચાવી લીધા છે ! પરંતુ વઝીર અને મંત્રીને જે અપરાધ માટે બંદીખાને નાખવામાં આવ્યા છે તે ઉપર અમે વિશ્વાસ કરતા નથી. **અયોધ્યાના** નવાબ **નસિરૂદ્દિન** હયદરનો પ્રીયપાત્ર પ્રધાન એક અંગ્રેજ હજામ ! હજામની અનન્ત બુદ્ધિ ! તે ઉપરાંત હજા-

મભાઇ વિલાસી ! વિલાસીજ નહિં પણ ક્ષુધાતુર સિંહ જેટલો પૈસાનો લોભી ! અંગ્રેજ હજામ ઉપર બાદશાહનો વિશ્વાસ પણ અનન્ત ! જનાનખાનામાં રહેતા ખોજાઓ સાથે પણ તેની મૈત્રિ ! અંગ્રેજ હજામ જનાનખાનામાં જઇ શકતો નહોતો પણ તેની સલાહ અને ઉપદેશ જનાનખાનામાં પ્રવેશ કરી શકતો હતો. કવચિદ્ નવાબ આગા મીર અને રાજા રામદયાળ તેજ અંગ્રેજ હજામના પ્રપંચનો ભોગ થઈ પડ્યા હોય તો તે સંભવિત હતું. પરંતુ આ નવલકથા સાથે રાજા રામદયાળ અને નવાબ આગામીર સાથે વિશેષ સંબંધ નથી અને તેથી તે વિષયનો ઉલ્લેખ કરવામાં આવશે નહિં. પાંચ છ માસ બંદીખાને રહ્યા પછી, અંગ્રેજ રેસીડન્ટની કૃપા વડે તે બન્ને અમલદારોને બંદીખાનેથી મુક્ત કરવામાં આવ્યા. આગામીર બહાદુર અયોધ્યા ત્યાગ કરી કાનપૂર જઇ રહેવા લાગ્યા અને ૧૮૩૧ મા મે માસમાં તેમનું મૃત્યુ થયું.

હાકિમ મેહેન્દિ આલિખાં ઘણો કાર્યદક્ષ પુરૂષ હતો, પોતાના પ્રભુ-નવાબ સમક્ષ હમેશાં વિનય ભાવથી–પ્રજા સમક્ષ હમેશાં ઉગ્રભાવથી–ખુશામદ પ્રીય, પ્રપંચ કાર્યમાં બેહદ કુશળ, અને અંગ્રેજ રેસીડન્ટનો હમેશનો દાસ જેવો થઈ રહ્યો હતો. આ નવા વજીરે, નવા ઉત્સાહથી પોતાનું કામ કરવા માંડ્યું હતું. તે બાદશાહના દરબાર ભૂવનમાં બેસી કામ કરતો હતો. એક દિવસ બાદશાહ નસિરૂદ્દિન હયદર, એકાએક તેજ ઓરડામાં થઇ ઝડપથી સ્હામે નીકળી ગયા. મેહેન્દિ આલિખાંએ બાદશાહને જોયો નહિં. "બાદશાહ તેજ ઓરડામાં થઇને ચાલ્યા ગયા છે" એવું જ્યારે તેણે સાંભળ્યું ત્યારે વજીરને ઘણી દિલગીરી થઇ. રાજ્યકાર્યમાં ગુંથાયલા વજીરથી નવાબ સાહેબને સલામ થઇ નહિં, એ એક મ્હોટાંમા મ્હોટો અપરાધ થયો ! બાદશાહ પણ મેહેન્દિ આલિખાં ઉપર ગુસ્સે થયા હશે ! વજીરે પોતેજ પોતાને વીશ હજાર મ્હોરનો દંડ કર્યો ! કેવો ભયાનક ન્યાય ! કેવી ભયાનક ન્યાય પરાયણતા ? કેવો અપરિમિત નિષ્પક્ષપાત ! વજીર પોતે પોતાની જાતનેજ ક્ષમા કરે નહિં ! પોતાના અપરાધને માટે પોતેજ દંડ કરે ! અહા ! કેટલી સત્યતા ! કેટલું પ્રમાણિકપણું ! જે રાજ્યમાં આવા મંત્રી હોય, રાજકર્તા હોય, તે રાજ્ય શું રામ રાજ્ય નહિં ? તે રાજ્યની પ્રજાનું દુ:ખ નિશ્ચયજ નષ્ટ થાય !

હાકિમ મેહેન્દિ આલિખાં મંત્રી–વજીર–ના ઓદ્ધા ઉપર આવ્યો તે વખતે રાજા દર્શનસિંહ સેનાપતિના પદ ઉપર હતો. પહેલાંથીજ અયોધ્યા

અંગ્રેજ સૈન્ય વડે રક્ષા પામતું હતું. વાંચક વિચાર કરશે કે રાજા દર્શન-સિંહ અંગ્રેજ સૈન્યનો સેનાપતિ હશે પરંતુ તેમ ન હતું. રાજ કર ઉઘરાવવા અને શેહેરની રક્ષાને માટે રાખેલા નવાબના થોડા સિપાહીઓનો સેનાપતિ હતો. રાજા દર્શનસિંહ નામનો સેનાપતિ હતો પણ કામ પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટનું કરતો હતો. આપણા દેશમાં ડિસ્ટ્રિકટ પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટને જે કામ કરવું પડે છે તેજ કામ સેનાપતિ દર્શનસિંહને કરવું પડતું હતું. ઉદાર અંગ્રેજ ગવર્નમેંટે, જે પ્રમાણે અંગ્રેજ ઉપરી અધિકારીઓના આહારાદિને માટે બંદોબસ્ત કરવા ડિસ્ટ્રીકટ સુપ્રિન્ટેન્ડન્ટની જગ્યા રાખી છે તેજ પ્રમાણે નવાબ નસિરૂદ્દિને પણ તેજ રાજનીતિનું અવલમ્બન કર્યું હતું. અયોધ્યાના બાદશાહે, પોતાના મોજ વિલાસ અને ઇન્દ્રિય તૃપ્તતાને માટે દર્શનસિંહ જેવા કાર્યદક્ષ મનુષ્યને સેનાપતિનો ઓધ્ધો આપ્યો હતો!

રાજા દર્શનસિંહ, નવાબ સાહેબના ખાસ–ખાનગી–દરબારનો એક સભાસદ હતો, મોજ વિલાસના સમયે એક મિત્ર હતો. સરકારખાં ઉર્ફે અંગ્રેજ હજામની પદવી મેળવવાની આકાંક્ષા રાખતો હતો. પરંતુ તે પદ તેને મળવાનો સંભવ નહતો. સાયંકાળના ભોજન સમયે, નવાબ નસિરૂદ્દિન હુયદર, પોતાના અંગ્રેજ મિત્રોની સાથે બેસી ખાવું, સાથેજ મદ્યપાન કરવું અને સાથેજ મોજ વિલાસ કરવો, એવો નિયમ હતો. દુર્ભાગ્ય બળે દર્શનસિંહ ત્યાં આવી શકતો નહોતો. તે સ્થાને ટેબલ ઉપર ગોમાંસ રાખવામાં આવતું. ગોમાંસની ગંધવડે ઓરડો મ્હેકી રહેતો હતો! દર્શનસિંહ હિન્દુ હતો. વિધાતાએ તેના ભાગ્યમાં તે સુગંધનો ઉપયોગ કરવાનું લખ્યું નહોતું!

દર્શનસિંહે મનમાં વિચાર્યું હતું કે આહાર સમયે હાજર નહિં રહેવા છતાં પણ અન્ય સમયે અંગ્રેજ હજામ કરતાં વિશેષ કાર્યદક્ષતા બતાવી પ્રીય પાત્ર થઈ શકાશે. અમે પણ કબુલ કરીએ છીએ કે, બીજે સમયે અંગ્રેજ હજામ કરતાં વિશેષ કાર્યદક્ષતા બતાવી બાદશાહની પ્રીતિનો લાભ મેળવવાનો સુયોગ હતો. દર્શનસિંહના યત્ન વડેજ તાજમહલ, નુરમહલ આદિ નસિરની નવી નવી બેગમોની સંખ્યા વધવા લાગી હતી! દર્શનસિંહની કાર્યદક્ષતા વડેજ બાદશાહનું જનાનખાતું, અનેક સુંદર રમણીઓ વડે પરિપૂર્ણ થયું હતું! અંગ્રેજ હજામ કરતાં વિશેષ કાર્ય દક્ષતા આ કાર્યમાંજ બતાવવાની હતી! અને એથીજ દર્શનસિંહ બાદશાહનો વિશેષ પ્રીતિપાત્ર થઈ પડયો હતો!

પરંતુ હવે અમારે અવસ્ય, પક્ષપાત શૂન્ય ઇતિહાસ લેખકનું કર્તવ્ય પાલન કરવાનો સ્વિકાર કરવો પડશે. બાદશાહનું જનાનખાનું પૂર્ણ કરવા માટે અંગ્રેજ હજામ સરફ્રાજખાં પણ ઉદ્યોગ નહોતો કરતો એમ નહતુ. તોપણ દર્શનસિંહનું કાર્યક્ષેત્ર સમસ્ત અયોધ્યા, હજામનું કાર્ય ક્ષેત્ર કેવળ-માત્ર લખનૌ નગરની ચતુર્સિમાની અંદર! બાદશાહ આમોદ પ્રમોદને સ-મયે દેશી સુંદરીઓને વિલાયતી ડ્રેસ પહેરાવવાની આજ્ઞા કરતો તે સમયે અંગ્રેજ હજામની મ્હોટી જરૂર પડતી, નવાબના જનાનખાનામાં પાંચ છ અંગ્રેજ દાસીઓ–Nurses–અંગ્રેજ હજામના યત્ન વડેજ રાખવામાં આવી હતી. આવી સ્થીતિમાં, દર્શનસિંહ, સરફ્રાજનો ઓધ્ધો શી રીતે મેળવી શકે તે અમે સમજી શકતા નથી! દર્શનસિંહની ગેરહાજરીમાં પેણ નસિ-રૂદ્દિન સુખપૂર્વક સમય ગુજારતો હતો પરંતુ વિલાયતી હજામ–સરફ્રાજ બાદશાહના દરબારના નવ રત્નોમાંનું એક અમુલ્ય રત્ન હતું! સરફ્રાજની ગેરહાજરીમાં, બાદશાહનું કોઇ કાર્ય વ્યવસ્થિત રીતે થતું નહિં!

રાજા દર્શનસિંહ, સરફ્રાજખાંને મ્હોડેથી મિત્રતા દર્શાવતો હતો. પરતુ ગુપ્ત રીતે તેના અનિષ્ટની ચિંતા કરતો હતો. સરફ્રાજ પણ તેજ પ્ર-માણે દર્શનસિંહનું ભલું કરવાની આકાંક્ષા રાખતો હતો! પરંતુ એ બન્નેનો અંતઃકરણનો ઉદ્દેશ એક નહતો. દર્શનસિંહનો ઉદ્દેશ એવો હતો કે બાદશા-હની પ્રીતિ મેળવી જાગીર, જમીનદારી, પદ, પ્રભુત્વ મેળવવું, પરંતુ અંગ્રેજ હજામનો ઉદ્દેશ એ હતો કે સત્વર અનેક રૂપિયા મેળવી, વિલાયત જઇ, બેરોનેટ થવું. દર્શનસિંહની દ્રષ્ટિ સ્થાવર મીલકત ઉપર, હજામની દ્રષ્ટિ જંગમ મીલકત ઉપર, દર્શનસિંહનું શસ્ત્ર તેનું પોતાનું મ્હોડું, હજામનું શસ્ત્ર તેનો અસ્તરો! દર્શનસિંહનું રાજત્વ બજારની ગરીબ પ્રજા ઉપર, હજામનું રાજત્વ જનાનખાનામાં, દર્શનસિંહ, નસિરૂદ્દિનને માટે સ્ત્રીઓ એ-કઠી કરવામાં કવચિદ્ કવચિદ્ પોતાનું ગજવું ભરતો, હજામ નિઃસ્વાર્થે, કવચિદ્ પોતાના કુટુંબની સ્ત્રીનું દાન કરવામાં પણ સંકોચાય તેમ નહતું.

હાકિમ મેહેન્દિ આલિખાં પણ કવચિદ્ અંગ્રેજ હજામ સાથે મિ-ત્રતા બતાવી, દર્શનસિંહના વિરૂદ્ધ આચરણ કરતો. કવચિદ્ કવચિદ્ દર્શન સાથે મિત્રભાવ બતાવી, દરબારમાંથી હજામનો કાંટો કાઢવા તૈયાર થતો નસિરના બીજા ચાર અંગ્રેજ મિત્રો પ્રાતઃકાળની " છોટી હાજરી "—breakefast, નાસ્તો–કર્યા પછી અશ્વારોહણ કરી ફરવા જતા. અને આ-હાર પાચન થયા પછી મધ્યાન્હે પાછા ફરતા. ત્યાર પછી ખાણુ લેતા. કારણ

સરફરાજ ત્યાં પક્ષપાત કરતો તેથી તેઓ પણ હજામ તરફ અસન્તુષ્ટ હતા અને તેને કઢાવી મુકવાનો પ્રપંચ રચતા હતા.

હાકિમ મેહેન્દિઆલિખાં, સઘળા અંગ્રેજોને, દરબારમાંથી હાંકી કાઢવાની ઇચ્છા રાખતો હતો. પરંતુ એની એવી ઇચ્છા, તેને પોતાને રાજ્યમાંથી હાંકી કાઢવાનું કારણ થઇ પડશે તે તેને ખબર નહતી. આજે હાકિમ મેહેન્દિઅલિખાંએ સાહસપૂર્વક બાદશાહ નસિરૂદ્દિનના ભવ્ય ભવનમાં પ્રવેશ કર્યો અને રાજકાર્ય નિમિત્તે કથા વાર્તા કહેતાં કહેતાં કહ્યું: મુલ્કે જમાના, વિચારે નૌશિરવાન, દાનેહાતિમ, ખોદા આપકી બાદશાહી હજારોં બરસ મૌજુદ રકખે.

વજીરના મુખમાંથી પ્રશંસા વાકય સાંભળી બાદશાહે જાણી લીધું કે તેને કાંઈ વિશેષ પ્રયોજન છે. બાદશાહે હાસ્ય સહિત પુછયું, ત્હમારે કાંઈ કહેવું છે ? " મેહેન્દિઆલી અતિ વિનય પૂર્વક વાંકો વળી જઇ, બે હાથ જોડી બોલ્યો; અગર આપ નામવર, ગુલામકી ગોસ્તાકી માફ કરેં તો કહનેકા સાહસ કરૂં ! "

નસિરે કહ્યું: કહો, ભય નથી. "

નવાબ મેહેન્દિ અલિખાં બે હાથ જોડી બોલ્યો; ખુદાવંત, બાદશાહી દરબારના પ્રાચીન નિયમનો ભંગ થાય છે. "

" કયો નિયમ ભંગ થાય છે. ? કુરાનમાં ચાર બેગમ કરવાની આજ્ઞા છે, હું છ બેગમ કરીશ" નવાબે ઉત્તર આપ્યો.

" ખુદાવંત, તે માટે મ્હારૂં કહેવું નથી, બાદશાહ પોતાની મરજી પ્રમાણે બેગમો પરણી શકે છે. "

" ત્યારે બીજું શું ? "

" જહાંપના ! દરબારમાં બુટ પહેરીને આવવાનો નિયમ નથી. મુલ્કે જમાનાના સ્વર્ગિય પિતા–પુરૂષસિંહ–પૃથ્વીના રાજા, અયોધ્યાના બાદશાહ ગાજીઉદ્દિન હયદર, દરબારમાં કોઇને કંઇપણ બુટ–જોડા–પહેરીને આવવા દેતા નહોતા. પરંતુ આપ ખોદાવંતના દરબારમાં અંગ્રેજો હમેશાં બુટ પહેરીનેજ આવે છે. "

નવાબે સ્મિત હાસ્ય કરી કહ્યું; ઇંગ્લંડના રાજા મ્હોટા કે હું ?

" મુલ્કે જમાના, ભારતવર્ષના સર્વ રાજા કરતાં મ્હોટા, દિલ્લિના બાદશાહ કરતાં પણ મ્હોટા. "

" શી રીતે ? ઇંગ્લંડના રાજા કરતાં શી રીતે મ્હોટા ? "

" મુલ્કે જમાના ! શું આ ગુલામ આપના કરતાં બીજાને મ્હોટા કહેશે ? અથવા મ્હોટા કહીને કોઈ બીજાનો વિશ્વાસ કરશે હુઝુર ? "

" સાંભળ, મેહેન્દિ અલિ ! ઇંગ્લંડના રાજા અમારા પ્રભુ ! તેના દરબારમાં અંગ્રેજો બુટ પહેરીને પ્રવેશ કરે છે તો પછી મ્હારા દરબારમાં બુટ કહાડવાનું શું પ્રયોજન ? શું તેઓએ મ્હારા દરબારમાં ટોપી પહેરેલી રાખી છે ?

" જી ના હુઝુર, તેઓ ટોપી ઉતારીને આપના દરબારમાં પ્રવેશ કરે છે. "

" ત્યારે તેમનો કાંઈ અપરાધ નથી, તમે જોડા ઉતારીને સમ્માન કરોછો, તેઓ ટોપી ઉતારીને સમ્માન કરે છે, તમે લોકો જો પાઘડી ઉતારીને આવવાનું કબુલ કરોતો હું તેમને બુટ ઉતારીને આવવાનો હુકમ કરૂં. "

મુસલમાનોમાં માથાની પાઘડી ઉતારવી અત્યંન્ત અપમાનજનક કહેવાય છે, અને તેથી મેહેન્દિઅલિની ચતુરતા નિષ્ફળ થઇ ! તેણે મનમાં તો આશા રાખી હતી કે નવાબ, અંગ્રેજ મિત્રોને પગનાં બુટ ઉતારી દરબારમાં આવવાની આજ્ઞા કરશે એટલે તે લોકો પોતાની મેળેજ ચાલ્યા જશે. અને માર્ગના કાંટા દૂર થશે પણ તેનો તે વિચાર નિષ્ફળ થયો.

આ બનાવ પછી મેહેન્દિઅલિએ વિચાર્યું કે બાદશાહની પૈસાની તંગી પૂરી કરવાથી તેના વિશેષ પ્રેમનું પાત્ર થવાશે. પરંતુ અયોધ્યાના અનેક દેશના જમીનદારો વિદ્રોહી થયા છે, આ સમયે રાજ કર કેવી રીતે વસુલ કરવો? બિચારા તે જમીનદારોનો બળવો સમાવવા અંગ્રેજી સૈન્ય મોકલવાનો બંદોબસ્ત કર્યો, અંગ્રેજી સૈન્યની એક એક ટુકડી, કર ઉઘરાવનારા–ચકલાદારો–ની સાથે મોકલવાનું શરૂ કર્યું. અંગ્રેજી સૈન્યે જ્યાં ત્યાં અત્યાચારનો અગ્નિ ફેલાવવા માંડયો. હજારો પતિવ્રતા રમણીઓએ, બાળકો સહિત, પવિત્ર ગંગા નદિના જળમાં સ્થાન મેળવવા માંડયું. પોતપોતાની પત્નિ, ભગિની, વૃદ્ધા જનની અને ન્હાનાં બાળકોને, ગંગાના નિર્મળ જળમાં સતાડી દઇ, અયોધ્યાની સદાચારી પ્રજામાંના કેટલાક પ્રતિહિંસા કરવા માટે લુંટારા અથવા ધાડપાડુઓમાં મળી ગયા અને કેટલાકે સંસાર સુખને જલાંજલિ આપી, વાનપ્રસ્થાશ્રમ ધર્મ સુખપૂર્વક સ્વિકારી લીધો.



રહેતાં હતાં. એની પશ્ચિમે એક બીજું મકાન હતું. આ બીજા મકાનના કોઇક ઓરડામાં જમીનદારી કચેરી, કોઇ ઓરડામાં જુદા જુદા કાગળપત્રો અને કોઇક ઓરડામાં સો સો પાયદલ સિપાહીઓ રહેતા હતા. એની જોડેજ પશ્ચિમે એક બીજું મકાન હતું. આ મકાનના મધ્ય ભાગમાં નાટ્યમંદિર—નાચનારાઓને માટેની જગ્યા હતી. પશ્ચિમ દિશાના ઓરડામાં બેઠકખાનું—દરબારગૃહ—ઉત્તરદિશાએ વિધવિધ પ્રતિમૂર્તિ—છબીઓ ગોઠવેલી હતી, અને બીજા ઓરડાઓમાં કુટુંબનાં મનુષ્યોને રહેવાના સ્થાનકો હતાં. આ મકાનની જોડેજ ન્હાનાં મ્હોટાં વૃક્ષોથી વિંટાયલો એક મનોહર પૃષ્પોધ્યાન—બગિચો—હતો. બગિચાને મધ્ય સ્થાને થઇને પૂર્વ પશ્ચિમ દિશામાં જવાના ન્હાના રસ્તા બનાવેલા હતા. તે રસ્તાની એક બાજુ ત્રીજા મકાનના પશ્ચિમ દ્વાર સાથે મેળવી સ્ત્રીઓના ગૃહદ્વાર સાથે મેળવી હતી. સ્ત્રીઓના ગૃહમાં પ્રવેશ કર્યાથી મધ્યભાગમાં એક મ્હોટો ચોક જણાય છે. એ ચોકની ચારે બાજુએ ઉંચા બે માળના ચાર મહાલયો જણાય છે.

આ મહાલયની હમણાંની અવસ્થા, પ્રફુલ્લતાનું ભાન કરાવતી નથી. સમસ્ત મહાલય, શોકથી પરિપૂર્ણ છે. દુ:ખની છાંયાથી છવાઈ ગયલું છે! અને નિરાશાના સાગરમાં ડુબેલું જણાય છે! મહાલયમાં પ્રવેશ કરવાથી જણાય છે કે મહાલયનો સ્વામી—માલેક—શોક, દુ:ખ, અને ભયભિત હૃદયે નિવાસ કરે છે. મહાલયને સ્વચ્છ રાખવાની કોઇને ચિંતા નથી, કેટલેક સ્થળે પુસ્કળ કચરો પડયો છે, કેટલેક સ્થળે ન્હાનાં જંતુઓ ફરે છે. અને કેટલાક ઓરડાઓમાં અંધકારનું રાજ્ય પ્રવર્તિ રહ્યું છે.

ઈ. સ. ૧૮૩૧ ના પ્રારંભમાં એક દિવસ ગંભિર રાત્રીએ, સ્ત્રીભૂવનના, પશ્ચિમ દિશાના એક ઓરડામાં, બે વિધવા સ્ત્રીઓ, વ્યાઘ્રચર્મ ઉપર બેસી વાતચિત કરે છે. એ સ્ત્રીઓના બેસવાના સ્થાનથી થોડે છેટે એક પલંગ પડયો છે. તેના ઉપર એક વૃદ્ધ પુરૂષ સૂતો છે. તે વૃદ્ધના શરિરમાં લોહી નથી, માત્ર હાડકાં અને ચામડી જણાય છે. બન્ને સ્ત્રીઓનું વય જાણે સરખુંજ જણાતું હતું અને તેમની મુખાકૃતિ પણ એકજ સરખી જણાતી હતી. કેટલોક વખત વાતચિત કર્યા પછી એક સ્ત્રીએ બીજી સ્ત્રીને કહ્યું, બ્હેન! કદાચ અંગ્રેજ સૈન્ય, કિલ્લામાં પ્રવેશ કરશે તો પિતાજીનું શું થશે? તેમને ચાલવાની શકિત નથી. શું થશે બ્હેન? ચાલો, કાંતો આપણે નદીમાં પડી આત્મ વિસર્જન કરીયે.”

બીજી સ્ત્રી: કિલ્લામાં તેઓ પ્રવેશ ન કરે તેને માટે એકાદ યુક્તિ કરવી પડશે.



# સપ્તમ પરિચ્છેદ.

## સીતાપૂરનો કિલ્લો.

"In all my wanderings and tribulations in this vale of miseries. I often find that I am guided by a divine impulse which is breathed into my soul by an unknown spirit"—*C's Diary.*



અયોધ્યાની ઉત્તર પૂર્વ દિશાએ **સીતાપૂર. સીતાપૂરના** અનેક જમીનદાર બળવાખોર થયા છે. ચકલાદાર–કર ઉઘરાવનાર અમલદાર–અને **તહસીલદારોને સીતાપૂરમાં** પ્રવેશ કરવાનું મુસ્કેલ થઈ પડ્યું છે. દિગ્વિજયસિંહ, એ એક **સીતાપૂરનો** મુખ્ય જમીનદાર હતો. **અયોધ્યાના** પ્રથમ બાદશાહ **ગાઝીઉદ્દિન** હયદરના રાજશાસન સમયે, **દિગ્વિજયસિંહ** સાથે બાદશાહના સૈન્યનું યુદ્ધ થયું હતું. એ યુદ્ધમાં **દિગ્વિજયસિંહનો** પરાજય થયો હતો. **દિગ્વિજયસિંહ, સીતાપૂરનો** એક પ્રકારનો રાજાજ જાણે હતો. તેના પિતાનાં મહાલયો, બાગબગિચાથી પરિવેષ્ટિત હતાં. અને તેથી તેને **સીતાપૂરનો** કિલ્લો કહેવામાં આવતો હતો.

આ કિલ્લાની ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ દિશાએ એક એક વિશાળ દરવાજો હતો. ઉત્તર દરવાજેથી નજર કરતાં એક બજાર જોવામાં આવતું હતું. પશ્ચિમ દિશાએ જુદાં જુદાં દેવાલયો, મંદિરો અને ખેતરો જોવામાં આવતાં હતાં. દક્ષિણે રાજના નોકરો અને પ્રજાને રહેવાનાં મકાનો હતાં. આ સ્થળના ઘરો એક ન્હાના ગામડાંનો દેખાવ આપતાં હતાં. પૂર્વ દિશાએ લશ્કર રહેતું હતું. સૈન્યના રહેવાના સ્થાનથી લગભગ ૨૦૦ હાથ છેટે—પશ્ચિમે—દુર્ગાધિપતિની પશુશાળા હતી. એ **પશુશાળામાં** જુદાં જુદાં ઘરમાં હાથી, ઘોડા, ગાયો, ભેંસો ઇત્યાદિ પશુઓ

પ્રથમ સ્ત્રીઃ શું યુક્તિ ? કેવી યુક્તિ ?

બીજીઃ આપણે સૈન્ય સહિત, આ સ્થળેથી પાંચ ગાઉ વેગળે વિજયગંજ જઇશું. ત્યાં અંગ્રેજોના સૈન્યને આગળ વધતું અટકાવવા યત્ન કરીશું. યુદ્ધમાં નક્કી આપણું સૈન્ય પરાજય પામી ન્હાસી જવાનો આરંભ કરશે, અંગ્રેજ સૈન્ય તેને પકડવા તેની પાછળ જશે, તેમ થવાથી અંગ્રેજ સૈન્ય આ કિલ્લામાં પ્રવેશ કરશે નહિ.

પ્રથમઃ અંગ્રેજ સૈન્ય પ્રવેશ નહીં કરે તોપણ નવાબના ચકલાદારો પોતાના સૈન્ય સહિત કિલ્લામાં પ્રવેશ કરી કાગળપત્રો અને માલમત્તા લુંટવા માંડશે.

બીજીઃ ચકલાદારો પાસે તે વળી કેટલું સૈન્ય છે ? તેમને તો આપણા મહાલયના પેહેરાવાલા સિપાહીઓ ન્હસાડી શકશે.

પ્રથમઃ તેઓ ન્હાસી જઇ કદાચ અંગ્રેજી સૈન્યને સાથે લઈ દુર્ગમાં આંવશે તો ?

બીજીઃ તેમને ન્હાસાડી દેવામાં આવશે તો અંગ્રેજી સૈન્ય અન્ય પ્રદેશે ચાલ્યું જશે. અંગ્રેજી લશ્કરની એક ટુકડી ત્રણ પરગણાની પ્રજાને પકડવા આવી છે.

પ્રથમઃ એ માત્ર ત્હારી કલ્પનાજ છે. મ્હને મ્હારે માટે કંઈ ચિંતા નથી. માત્ર પિતાજીને માટેજ વિશેષ ચિંતા થાય છે.

બીજીઃ અનાથનો નાથ સિતાપતિ ! તેજ રક્ષા કરશે.

પ્રથમ સ્ત્રી, બીજી સ્ત્રીના ઉત્તર પછી ચુપ થઈ ગઈ. તે ઉપરથી એમ જણાય છે કે જાણે તે ત્રાસ પામેલા, ભય પામેલા, હૃદયે ઇશ્વરનું સ્મરણ કરે છે. બીજી સ્ત્રી બોલવા લાગી; મ્હારાથી જ્યાં સુધી બનશે ત્યાંસુધી આ લુંટારાઓના પ્રહારથી પિતાજીનું રક્ષણ કરીશ. તું તે માટે ચિંતા કરીશ નહિ; પ્રથમજ જો પિતાએ, આ સ્થળે આવવાનું કબુલ કર્યું હોત તો શું માનકુમારીને આટલી વિપદ ભોગવવી પડત ? મહારાજાના મૃત્યુ સમયેજ નિશ્ચય અમે પણ મૃત્યુ પામત, માત્ર પિતાજીને માટેજ જીવન ધારણ કરી રાખ્યું છે. તું નિશ્ચિંત જીવે પરમેશ્વરનું ધ્યાન ધારણા કર. આ વિપદમાંથી તે નિશ્ચય રક્ષણ કરશે. ”

પ્રથમ સ્ત્રીએ ઉતરેલે ચ્હેરે કહ્યું: પરમેશ્વર સિવાય આપણું બીજું કોણ છે ? પરંતુ પ્રથમ આપણે એક ઉપાય નક્કી કરવો જોઇએ. દુઃખદાયક વિપદ સમયે, મનુષ્યની બુદ્ધિ કાર્ય કરતી નથી.

બીજી સ્ત્રીએ ઉત્તર આપ્યો; વિપદ વખતેજ મ્હારી બુદ્ધિ ઉત્તમ કાર્ય કરી શકે છે.

પ્રથમ સ્ત્રીએ બીજી સ્ત્રીને જરાક હાસ્ય કરતાં જોઈ સહજ ગુસ્સાનાં આવેશમાં કહ્યું; આ શું હાસ્ય કરવાનો સમય છે ?

બીજી સ્ત્રી: હું હાસ્ય કરતી નથી, હું સત્ય કહું છું કે વિપદને સમયેજ મ્હને શુદ્ધ બુદ્ધિ ઉત્પન્ન થાય છે.

પ્રથમ સ્ત્રી: વિપદને સમયે શું ચિત્ત સ્થીર હોય છે ? તું તો હમેશાંજ ગાંડી.

બીજી: હું ગાંડી નથી, એતો અત્યંત આશ્ચર્યપૂર્ણ વાત છે. તું સાંભળશે તો વિશ્વાસ કરશે નહિ.

પેહેલી: શી આશ્ચર્યની વાત ? કહે જોઉં.

બીજી: તે વાત સાંભળી તું શું કરશે ?

પેહેલી: સાંભળીને કેટલોક સંતોષ થશે.

પહેલી સ્ત્રીનો આટલો બધો આગ્રહ જોઇને બીજી સ્ત્રીએ કહેવા માંડયું: મહારાજાના મૃત્યુ પછી, કેટલોક વખત થયાં હું એક આશ્ચર્યપૂર્ણ દેખાવ જોઉં છું. આ દેખાવનો કાંઇ પણ મર્મભેદ હું સમજી શકતી નથી. મહારાજાના મૃત્યુ થવા પછી હું તેમના શોકમાં અત્યન્ત ગરક થઈ હતી. મનમાંજ મ્હેં નિશ્ચય કર્યો હતો કે તેમની સાથેજ મરણ પામીશ. નિશ્ચય તેમની ચિતામાં બળી મરીશ. પરંતુ કેવું આશ્ચર્ય ! અકસ્માત મ્હારા સન્મુખ એક મનુષ્યની છાયા જણાઈ. તે છાંયાએ મ્હને વિધવિધ ઉપદેશદ્વારા આ માર્ગે જતાં ખાસ અટકાવી. તે છાંયા વારંવાર મ્હને કહેવા લાગી કે, ત્હારા પિતાની સેવા સુશ્રુષા કર, ત્હારૂં જીવન તેમાંજ વ્યતીત કર. એ છાંયાનું વચન ઉલ્લંઘન કરવાનું મ્હારામાં સામર્થ નહતું. એ પછી ત્રીજા વર્ષ ઉપર બાદશાહનું સૈન્ય આ તરફ આવવાથી આપણાં ઘણાં મનુષ્યો ભયથી ન્હાસી ગયાં. હું ધર્મ રક્ષા માટે નદીમાં પડી, પરંતુ મ્હારી મૂર્છિતાવસ્થામાં મ્હને આ મહાલયમાં કોણ મુકી ગયું તેની હજુ સુધી મ્હને ખબરજ નથી. ચૈતન્યાવસ્થા થવા પછી મ્હેં નેત્ર ઉઘાડી જોયું તો જણાયું કે હું આ મહાલયમાં સૂતી હતી. આ ઘરમાં પ્રત્યેક મનુષ્યને મ્હેં પુછ્યું કે મ્હને નદીમાંથી અહીં કોણ મુકી ગયું ? પરંતુ કોઇએ કાંઇ પ્રતિઉત્તર આપ્યો નહીં. ઘણો વખત વિચાર કર્યો પરંતુ કાંઇ સમજવામાં આવ્યું નહીં, વારંવાર વિચાર કરતાં કરતાં નિદ્રા આવી ગઇ. નિદ્રામાં પૂર્વ પરિચિત મનુ-

ષ્યની છાંયા જોયામાં આવી. તેણે મ્હને જે કહેવા માંડયું તે હું સ્પષ્ટ સમજવા લાગી. આજે આપણા ઉપર આવી પડેલા દુખ વિપદની ચિંત્તા કરતી હતી. સ્નાન કર્યા પછીથી તે સાયંકાલ સુધી શ્રી રામચંદ્રના મંદિરમાં બેઠી બેઠી હું "રામ નામ" નો જપ કરતી હતી. અકસ્માત હું નિદ્રાવશ થઈ. નિદ્રામાં પેલા મનુષ્યની છાયા મેં જોઈ. તેણે મ્હને કહ્યું. કાલે મધ્યાન્હકાળ પછી અંગ્રેજ સૈન્ય વિજયગંજ આવી પહોંચશે. તે સ્થળે તું સૈન્ય સહિત જજે, અને તેમને રોકજે, ત્હારૂં સૈન્ય હારશે પણ સૈન્યને ઉત્તર દિશા તરફ ન્હાસવા કહેજે.

દ્વિતીય રમણી આટલે સુધી બોલી એટલે પ્રથમ રમણીએ મધ્યમાંજ કહ્યું: ત્યારે તું પોતે સૈન્ય સહિત તે સ્થળે જશે ? તેમ કદી પણ બનશે નહિં. હું ત્હને કદીપણ જવા દઇશ નહિં. લુંટારા જેવા મુસલમાન અને ફિરંગીઓ ત્હને પકડશે તો પછી ત્હારા ધર્મની રક્ષા કેમ થશે ?"

બીજી રમણીએ કહ્યું, નિશ્ચય હું સૈન્ય સહિત વિજયગંજ જઇશ. એ છાયારૂપ દેવતાનું વાક્ય કદીપણ ઉલ્લંઘન કરીશ નહિ."

પહેલી: એ છાંયા તે વસ્તુતઃ કાંઇજ નથી ! દુઃખને સમયે વિચાર કરતાં કરતાં મનુષ્યની બુદ્ધિ ભ્રમિત થાય છે. એ ભ્રમણામાંજ એવી છાયા દેખાઇ છે. બુદ્ધિની ભ્રમણાનુંજ એ ચિહ્ન છે ! "

દ્વિતીય: હું ખાત્રી પૂર્વક કહું છું કે એ ભ્રમણાનુ ચિહ્ન નથી. મ્હારી ખાત્રી છે કે પરલોક ગયલા કોઇ આપણા હિતાકાંક્ષી મહાત્માએ, દેવત્વ મેળવ્યું છે. તેજ દયા કરીને આપણી રક્ષા કરવા તયાર થયા છે. જો તેમ ન હોયતો એક તરફ ચોર, લુંટારા અને ઠગ લોકોનો અત્યાચાર, બીજી તરફ બાદશાહનો અત્યાચાર કેટલો ભયપ્રદ થઇ પડયો છે ? આટલા બધા અત્યાચાર, દુરાચારના મધ્યમાં શું મનુષ્યો રહી શકે ? "

પ્રથમ: પરલોકવાસી કોઇ મહાત્મા, દેવતા, ત્હને છાયા મૂર્તિરૂપે દર્શન આપે છે ત્યારે તો અવસ્ય આપણાં માતુશ્રીજ હોવાં જોઇએ. માતા સિવાય આટલો બધો સ્નેહ કોણ બતાવી શકે ? માતાનું ત્હારા ઉપર ઘણું હેત હતું. તેજ ત્હને દર્શન આપે છે. "

દ્વિતીય: પ્રથમ તો મ્હારા મનમાં તેમજ હતું. માતાએજ પરલોકમાં દેવત્વ લાભ કર્યો છે પરંતુ તેમ નથી. એ છાયા પુરૂષના જેવી છે. "

પ્રથમ: ત્યારે તો ભ્રમણાજ ! માતાની છાયા હોત તો હું વિશ્વાસ કરત.

દ્વિતીય: એ છાયા માતાની નહોય.

પ્રથમ: ત્યારે શું ત્હારા સ્વામી ?

દ્વિતીય: ના, તે નથી. તે જો હોત તો હું તરતજ ઓળખી શકત. તેમના હાથની એક આંગળી જોતાંજ ઓળખાત.

પ્રથમ: ત્યારે ત્હને નદીમાંથી ઉંચકી ઘરમાં મુકી કોણ ગયું !

દ્વિતીય: એનો મર્મ ભેદ હું સમજતીજ નથી. એક વખત નહિં, બે વખત નહિં, પણ વિપદને સમયે હું વારંવાર તે છાયામૂર્તિને જોઉં છુ.

પ્રથમ: ત્યારે તું રામચંદ્રજીના મંદિરે જઇ આત્મહત્યા કર, જેટલા દિવસ તે છાયામૂર્તિની ઓળખાણ થાય નહિં, તેટલા દિવસ એજ મંદિરમાં જઇ આહાર વગર પડી રહે.

દ્વિતીય: મ્હેં વિચાર કર્યો છે કે તેમ કરવાથી પણ કંઇ વળશે નહિં. વિપદ આવતાંજ તે છાંયા મૂર્તિ દેખા દે છે. બીજે કોઇ સમયે દર્શન આપતાજ નથી.

પ્રથમ: ત્યારે તો નક્કી બુદ્ધિની ભ્રમણા ! તું સૈન્ય સહિત પોતે કદી પણ વિજયગંજ જઈ શકશે નહિં.

દ્વિતીય: હું નક્કી જઇશ.

પ્રથમ: પિતાજી શું આજ્ઞા આપશે ?

દ્વિતીય: પિતાજીને કહેવાની અગત્ય નથી.

પ્રથમ: ત્યાં ગયા પછી કાંઇ વિપદ આવી તો પછી પિતાજીની શી અવદશા ?

દ્વિતીય: કંઇપણ વિપદ આવશે નહિં. છાયારૂપી દેવતાનું વાકય હું મિથ્યા સમજતી નથી.

પ્રથમ: હું તો ધારૂં છું કે તું ઘોર વિપદમાં પડશે.

દ્વિતીય: ત્હારે કંઇ ચિંતા કરવી નહિં. છાયામૂર્તિ એક મહાત્મા દેવતા છે.

પ્રથમ: ખરેખર બ્હેન! ત્હારી બુદ્ધિ ભ્રમિષ્ઠ થઇ છે. જ્યારે કોઈ દેવતા આપણી મંગળ કામના કરે છે ત્યારે **માન**કુમારીની રક્ષા કેમ થાય નહિં ?

દ્વિતીય: માનકુમારી લુંટારાઓના ઘરમાં પણ નિર્વિધ્ને રહી છે.

પ્રથમઃ કેદી નહિં. **માન**કુમારીએ પોતાની ધર્મ રક્ષા કરવા માટે આત્મહત્યા કરી છે.

પ્રથમ રમણી બોલી રહી એટલે બીજી રમણીએ કહ્યુંઃ **માન**કુમારી, કદીપણ આત્મ હત્યા કરે તેમ નથી. **માન**કુમારીની ચિંતાથી હું અસંત અધીર થઇ હતી. રામચંદ્રજીના મંદિરમાં જઇ અનાહારે પડી રહી હતી. નિશ્ચય કર્યો હતો કે **સિતા**પતિ કૃપા કરીને જો **માન**કુમારીને લાવી આપશે નહિં તો તેના મંદિરમાંજ પ્રાણ આપીશ. બ્હેન ! મૃત મનુષ્યનો શોક સહન થાય છે, જીવિતનો શોક અસહ્ય હોય છે. ત્રણ દિવસ પછી એજ છાંયારૂપી દેવતાએ દર્શન આપ્યું અને સહજ ગુસ્સામાં કહ્યુંઃ હૃદયનો અવિશ્વાસ દુર કર. **માન**કુમારી **સિં**હની ગુફામાંથી અને વાઘના મુખમાંથી, નિર્વિધ્ને પાછી આવશે. લક્ષ્મી સ્વરૂપ **સીતા**જીએ રાક્ષસ કુળના વિનાશ માટે પ્રથ્વીપર જન્મ ગૃહણ કર્યો હતો. તેજ પ્રમાણે **માન**કુમારીએ અયોધ્યાના મુસલમાનોનું રાજત્વ નાશ કરવાનાં બીજ રોપવાંને જન્મ ગૃહણ કર્યો છે. " પરંતુ આટલા આશ્વાસન શબ્દોથી મ્હારૂં મન સંતુષ્ટ થયું નહિં. તેજ છાયા મૂર્તિ પાસે હું વારંવાર કરૂણસ્વરે કહેવા લાગીઃ દેવ ! આપ નિશ્ચય સીતાપતિ, નિશ્ચય દેવતા, કૃપા કરી કહો કે **માન**કુમારી કયાં છે ? શી અવસ્થામાં છે ! " છાંયારૂપી દેવતા અત્યન્ત વિરક્તિ ભાવ પૂર્વક કહેવા લાગ્યા. હમણાંજ **અયોધ્યાનાથ** ઘેર આવશે, તે સઘળું કહેશે. ત્હારા ભાઇ માટે ચિંતા કરીશ નહિં. " એટલું કહી છાયા અંતર્ધ્યાન થઈ. અહા કેવું આશ્ચર્ય ! તેજ દિવસે સાંઝે **અયોધ્યાનાથ** ઘેર આવ્યો. તેણે કહ્યુંઃ "લુંટારાઓએ **માન**કુમારીનું હરણ કર્યું નથી. **દર્શન**સિંહના માણસો તેને પકડી, **પં**જાબ તરફ લઈ ગયાં છે. "

બીજી રમણીના બોલવાની વચમાંજ પહેલી રમણીએ કહ્યું; " નવાબનાં મનુષ્યો **માન**કુમારીને લઇ ગયાં છે એ હું પહેલેથીજ જાણું છું. લુંટારાઓ પૈસા ટકા છોડી માત્ર તેનેજ કેમ લઇ જાય ? ત્યારે શું હજુ ભાઇ જીવતા છે ? "

બીજી રમણીએ કહ્યુંઃ ભાઇ હજુ **આત્મહત્યા** કરવા પામ્યા નથી એવું અનુમાન થાય છે. જે દેવતા મ્હને નદીમાંથી ઉઠાવી લાવ્યા છે તેમણેજ ભાઇની રક્ષા કરી છે. "

પ્રથમઃ ત્યારે તે પિતાજીને કેમ કહ્યું નહિં ?

બીજીઃ આ સઘળી આશ્ચર્ય બીનાનો મર્મભેદ જાણી શકાતો નથી. તેથીજ કોઇની પાસે પ્રકટ કરી શકાતું નથી.

પ્રથમ: અયોધ્યાનાથને એ સઘળું કહેજે, તે સર્વશાસ્ત્ર જાણે છે, આશ્ચર્યકારક બીનાનો મર્મભેદ તે જાણી શકશે.

બીજી: ધીમે ધીમે બોલ, પિતાજી જાગૃત થયા છે.

પ્રથમ રમણીના મુખમાંથી " અયોધ્યાનાથ " એ શબ્દો બહાર નિકળતાંની સાથેજ, પલંગ ઉપર નિદ્રાવશ થયલા વૃદ્ધનાં નેત્રો ઉઘડી ગયાં. " શું અયોધ્યાનાથ આવ્યો છે, શું ખબર ? " એટલું બોલી તે બેઠો થયો.

વૃદ્ધના મુખમાંથી ઉપલા શબ્દો નિકળતાંજ, પહેલી સ્ત્રી એકદમ ઉઠીને પલંગ ઉપર જઇ તેની પાસે બેશી વૃદ્ધના શરિર ઉપર હાથ ફેરવવા લાગી. તે બોલી: "ના, પિતાજી, અયોધ્યાનાથ આવ્યા નથી." વૃધ્ધે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. પાછો પલંગમાં પડયો. વૃદ્ધ કવચિદ્ અચૈતન્ય, કવચિદ્ ચૈતન્ય અને કવચિદ્ ગાંડા માણસની પેઠે લવારો કરતો હતો. તે ઉપરથી જાણી શકાય છે કે કુટુંબ ઉપર આવી પડેલી વિપત્તિને લીધે તેની એવી દશા થઇ છે.



## અષ્ટમ પરિચ્છેદ.



### જગન્નાથ શાસ્ત્રી.

"Sitapoor! thou art true to thy name;
Thine women are real incarnation of Sita—"

—*C's Diary.*



પૂર્વે પરિચ્છેદમાં વર્ણવેલી બે રમણીઓ કોણ છે ? તે જાણવા માટે અમારા વાંચકો અધીર થયા હશે, આ સ્થળે અમે તે રમણીઓનો પરિચય આપીએ છીએ.

સીતાપૂર ગ્રામમાં, જગન્નાથ શાસ્ત્રી નામનો એક સુપ્રસિદ્ધ. શ્રીમંત જમીનદાર હતો. અયોધ્યાના વજીર–નવાબ

આસફઉદ્દૌલાના રાજત્વ સમયે સીતાપૂર, બેરૂચ, ગાજીપૂર, ઇત્યાદિ જૂદા જૂદા પ્રદેશોમાં કર્નલ હાને Colonel Hannay *—તરફથી ઘોર અત્યાચાર થતો હતો. જગન્નાથ શાસ્ત્રીને ત્રણ પૂત્રો હતા. તેમાંથી જ્યેષ્ટ અને દ્વિતીય પૂત્રે, કર્નલ હાનેના સૈન્ય સ્હામે લડતાં પ્રાણ ગુમાવ્યા હતા. જગન્નાથની બે પૂત્ર વધુઓએ તરૂણવયે પોતાના મૃત સ્વામીની પાછળ પ્રાણ ગુમાવ્યા. જગન્નાથની વૃદ્ધ સ્ત્રી પૂત્રશોકથી માનવલીલા સમાપ્ત કરી પર-લોકવાસિની થઈ. શોકદગ્ધ હૃદયે જગન્નાથ શાસ્ત્રી, પોતાના કનિષ્ઠ પૂત્ર ગંગાપ્રસાદ તથા ગંગાપ્રસાદની ચૌદ વર્ષની તરૂણ સ્ત્રી ભાનુમતિને સાથે લઇ અયોધ્યાથી ન્હાસી જઈ મોક્ષધામ કાશીમાં નિવાસ કર્યો. પોતાનું સીતાપુરનું વિશાળ ભૂવન તથા જમીનદારી, બાગ, બગિચા વિગેરે એક વિ-શ્વાસુ નોકરને સોંપવામાં આવ્યું હતું. તેજ વિશ્વાસુ નોકર સઘળી સમ્પ-ત્તિની રક્ષા કરતો હતો.

જગન્નાથ શાસ્ત્રી અત્યંત સદાચારી અને ધર્મનિષ્ઠ પુરૂષ હતો. કા-શીમાં નિવાસ કર્યો ત્યારથી નિત્ય, સંસાર ત્યાગી સાધુ પુરૂષોના સહવાસમાં સમય વિતાડતો હતો. સીતાપૂરની સમ્પત્તિ સંબંધી સમાચાર લેતો હતો. પણ કાશીમાં ધર્માનુષ્ઠાન અને ધર્માલોચના સિવાય અન્યકાર્ય કરતો નહોતો. સીતાપૂરથી કાશી આવતી વખતે પોતાની સાથે પૂષ્કળ ધન, સમ્પત્તિ લાવ્યો હતો. તેને પૈસા ટકાની ખોટ નહોતી. તેને પરોપકાર કરવાની તિ-વ્ર ઇચ્છા હતી, તેની દાન કરવાની રીત વિલક્ષણ હતી. પોતાના કાશીના મકાનમાં સંસાર ત્યાગી સાધુ પુરૂષોને હમેશાં આશ્રય આપતો હતો. કોઈ દિવસે તો વીશ, પચીસ સાધુઓને ધન, અન્ન અને વસ્ત્રદાન કરતો હતો.

તેની પૂત્રવધુ સીતા જેવી ભાનુમતિ, પોતાના સસરા અને પોતાને ત્યાં આતિથ્ય માટે આવતા સાધુ પુરૂષોની સેવા સુશ્રુષા કરવામાંજ આનંદ માનતી હતી. ભાનુમતિના આચાર વ્યવહારમાં સર્વદા વિલાસત્યાગ અને પરોપકારની પ્રબળ ઇચ્છા જણાતી હતી. પોતાનો આહારવિહાર અને વસ્ત્રાલંકાર પહેરવા ઓઢવા તરફ તેનું કિંચિદ્ પણ લક્ષ નહોતું. પુત્ર વધુનાં આવાં સદાચરણ અને સાધુ સેવામાં સંતુષ્ઠતા જોઈ શાસ્ત્રીજી ઘણો આનંદ માનતા. કવચિદ્ ભાનુમતિને સ્નેહપુર્વક " લક્ષ્મીમાતા," કવચિદ્ " સીતા લક્ષ્મી, " અને કવચિદ્ " ગાંડી છોકરી " કહીને બોલાવતા. પ-

* Colonel Hannay કૃત " અયોધ્યાની બેગમ " દ્વિતીયાવૃત્તિ. પૃષ્ઠ ૨૦૨—૨૦૩ જોવું

રંતુ તેનો પુત્ર **ગંગાપ્રસાદ શાસ્ત્રી**, પિતાના અતિથી સાધુઓને જોઇ જરાક ગુસ્સો પ્રકટ કરતો. **ભાનુમતિ** હમેશાં સાધુ પુરૂષોના આહારાદિ કાર્યમાં પ્રવૃત્ત રહેતી. કોઇ કોઇ દિવસે તો આખો દિવસ એજ કાર્યમાં મચી રહેતી અને છેક સાયકાળે આહાર કરતી. પરંતુ પોતાની પત્નિના આવા કાર્યથી **ગંગાપ્રસાદ** ઘણો અસંતુષ્ઠ થતો. ક્વચિદ્ ક્વચિદ્ **ગંગાપ્રસાદ** એજ સબંધે પિતા સાથે વાદવિવાદ કરતો. **ગંગાપ્રસાદ**નાં આચરણ કોઇપણ પ્રકારે દોષિત નહોતાં. તે સત્યચરિત્રવાન હતો. પરંતુ સાધુઓ ઉપર તેની વિશેષ પ્રીતિ ભક્તિ નહોતી એટલુંજ હતું. એક દિવસ **ગંગાપ્રસાદે** પિતાને કહ્યું હતુ કે તમે આવા છન્ધવેશી, મફતનું ખાનાર સાધુડાઓને દાન આપી અનર્થક પૈસા ખરચી શકશો નહિ. એમને આટલું બધું દાન કરવાથી ફળ શું ? તમારા સાધુડાઓનાં ટોળાં જોઇ હવે હું કંટાળ્યો છું.”

**જગન્નાથ શાસ્ત્રી**ને ઘેર જેટલા સાધુઓ રોજ આવતા અને આશ્રય લેતા. તે બધા કાંઈ તપસ્વિ નહોતા. તેમાં કેટલાક ખરા અને કેટલાક ખોટા સાધુ પણ હતા. પરંતુ **જગન્નાથ શાસ્ત્રી** પરમધાર્મિક પુરૂષ હતા. તેની પાસે કોઇએ પૈસાની માગણી કરી હોય તો તેને કાંઇક પણ દાન આપતાજ હતા. કોઈ પાછું જતું નહિં.

**જગન્નાથે** જોયું કે હમેશાં પુત્ર સાથે વાદવિવાદ અને કલેશ થાય છે, તેથી તેમણે સંસાર ત્યાગ કરવાનો, મનમાંજ, સંકલ્પ કર્યો. પૂત્રવધુ **ભાનુમતિ**એ જ્યારે એ જાણ્યું ત્યારે તેણે તેમનો સંકલ્પ ત્યાગ કરાવા યત્ન કર્યો. **જગન્નાથ** સંસાર ત્યાગ કરી ચાલ્યા જવાની વાત કરતો ત્યારે **ભાનુમતિ** તેના પગ આગળ આળોટતી અને રડતી હતી. **ભાનુમતિ** સસરાને પિતાથી અધિક ગણુતી હતી. **જગન્નાથ** પણ **ભાનુમતિ**ને પૂત્રિ કરતાં વિશેષ સ્નેહ દ્રષ્ટિથી જોતો હતો. પૂત્રવધુના કરૂણરોદને **જગન્નાથ**ના વિચારો ફેરવ્યા. એ પ્રમાણે કેટલાંક વર્ષ વીતિ ગયાં. ઇ. સ. ૧૭૯૭ માં આસફ્ઉદદૌલાનું મૃત્યુ થયું. તેનો ભાઇ **સાદતઅલ્લિ**, અયોધ્યાનો વજીર–નવાબ–પદ ઉપર બેઠો. **સાદતઅલ્લિ** નિર્વાસિત અવસ્થામાં **કાશી** રહેતો હતો તેની સાથે ગંગાપ્રસાદને ઘણો મિત્રભાવ હતો. આ સમયે **સાદતઅલ્લિ** સિંહાસન ઉપર બેઠો છે એવું જણાવી **ગંગાપ્રસાદે**, પોતાના પિતાને **સીતાપૂર** જવાનો આગ્રહ કર્યો. પરંતુ **જગન્નાથ શાસ્ત્રી**એ **સીતાપૂર** જવાની સમ્મતિ આપી નહી. તેણે **ગંગાપ્રસાદને** કહ્યું: **અયોધ્યાની** પ્રજાનાં કષ્ટ કદીપણ દૂર થશે નહિં. મ્લેચ્છ **અંગ્રેજ** વણિક જે

દેશમાં પ્રવેશ કરશે તે દેશનું સત્યાનાશ વળી જશે. તે દેશનાં અન્નકષ્ટ અને અત્યાચાર કોઇપિણ રીતે વેગળાં થશે નહિં."

ગંગાપ્રસાદે કહ્યું: નવાબ પૂત્ર સાદતઅલિ વિશેષ કાર્યદક્ષ મનુષ્ય છે, તેના રાજત્વ સમયે પ્રજા ઉપર કદીપણ અત્યાચાર થશે નહિં. ચાલો, હવે આપણે સ્વદેશમાં જઇએ." પરંતુ જગન્નાથ પૂત્રને સ્વદેશ જવા માટે વારંવાર નિષેધ કરવા લાગ્યા. ગંગાપ્રસાદે પિતાના કહેવા તરફ લક્ષ આપ્યું નહિ! તે પત્નિ સહિત સીતાપૂર જવાની તયારી કરવા લાગ્યો. કાશી આવ્યા પછી ભાનુમતિને એક પૂત્ર રત્ન પ્રાપ્ત થયું હતું. હમણાં તે પૂત્રનું વય, બે વરસનું છે. તે કાશીમાં જન્મેલો હોવાથી જગન્નાથે તેનું નામ કાશીનાથ રાખ્યું હતું. કાશીનાથ હમેશાં જગન્નાથની પાસેજ રહેતો. ભાનુમતિએ જાણ્યું કે તેનો પતિ સીતાપૂર જશે. સસરાને સીતાપૂર જવું નથી. સસરાને વૃદ્ધાવસ્થામાં એકલા મુકી સીતાપૂર જવા માટે ભાનુમતિની ઇચ્છા નહોતી. આજે પ્રાતઃકાળે જગન્નાથ શાસ્ત્રી સંધ્યાવંદનાદિ કાર્ય કરે છે. ભાનુમતિ કાશીનાથને લઇ તેમની સમક્ષ આવી. થોડીવારે કાશીનાથને જગન્નાથના ખોળામાં મુકી, ભાનુમતિ રડતાં રડતાં કહેવા લાગી: પિતાજી! જગતમાં આપજ પિતા સ્વરૂપ છો, કાશીનાથ આપના વગર એક પળ પણ રહેશે નહિં. કૃપા કરી થોડા વખત માટે સીતાપૂર ચાલો."

ભાનુમતિના કહેવાનો કાંઇ ઉત્તર મળ્યો નહિં. જગન્નાથ હમણાં વિશેષ ધર્મ માર્ગે વ્હડયો છે. પહેલાંના કરતાં સંસારની માયા તેણે વિશેષ રૂપે ઓછી કરી છે. કર્મ, ઉપાસના, ધ્યાન, ધારણામાં નિત્ય મચ્યો રહેછે. સંસારની માયા મિથ્યા છે તે તે સારી રીતે જાણી ગયો છે. પરમાત્માનું ધ્યાન એજ જીવનનું કર્તવ્ય છે એમ જાણી એક પળ પણ વ્યર્થ ગુમાવતો નથી. પૂત્ર વધુના શબ્દો સાંભળી અનેક બોધમય વાકયો કહી તેની શાંત્વના કરી. સાત્વિક બુદ્ધિની ભાનુમતિ સસરાના બોધ વાકયોને અમૃત સમાન જાણી હૃદયમાં ઉતારી દીધાં. ગંગાપ્રસાદ, પુત્ર અને પત્નિને લઇ સીતાપૂર ગયો. જગન્નાથ શાસ્ત્રીએ સંસાર ત્યાગ કરી એક બૌદ્ધ મહાત્મા સાથે હિમાચલ તરફ પ્રયાણ કર્યું. ત્યાર પછી જગન્નાથ સાથે પૂત્ર કિંવા પૂત્ર વધુનો સાક્ષાત્કાર થયો નહિં! આ ઉપન્યાસ લખતી વખતે જગન્નાથ જીવિત છે કે મૃત્યુ પામ્યા છે તેના સમાચાર પણ કોઇએ કહ્યા નથી. નેવુ વરસની વયે જગન્નાથ શાસ્ત્રીએ સંસાર ત્યાગ કર્યો હતો.

ગંગાપ્રસાદે સીતાપૂર જઈ પોતાના પિતાની સમ્પત્તિ સંભાળવા માંડી. એ

વખત લખનૌ જઇ નવાબ સાદતઅલ્લિને મળી આવ્યો. સાદતઅલ્લિ કાશીમાં રહેતો હતો તે વખતે કવચિદ્ કવચિદ્ ગંગાપ્રસાદ પાસેથી ઉછીના રૂપિયા લેતો હતો. અને તે ઉપકાર સાદતઅલ્લિ ભૂલ્યો નહોતો. ગાદીએ બેસવા પછી સાદતઅલ્લિએ, ગંગાપ્રસાદ શાસ્ત્રીને ઘણું સમ્માન આપ્યું અને તેની જમીનદારી જાગિરમાં દશગણી વૃદ્ધિ કરી આપી. ગંગાપ્રસાદના સીતાપૂર ગયા પછી ક્રમે ક્રમે તેને ત્રણ કન્યા રત્ન પ્રાપ્ત થયાં. પહેલીનું નામ નારાયણકુમારી, બીજીનું નામ ચંદ્રકુમારી અને ત્રીજીનું નામ માનકુમારી હતું. અગીઆરમે વરસે નારાયણકુમારીને સીતાપૂરના મુખ્ય જમીનદાર બ્રાહ્મણ કુળના-રાજા દિગ્વિજયસિંહ સાથે પરણાવી હતી. બે વરસ પછી એક બીજા જમીનદારના પૂત્ર હરપાળસિંહ સાથે ચંદ્રકુમારીનો વિવાહ થયો. ચંદ્રકુમારીનું લગ્ન થઇ ગયા પછી ગંગાપ્રસાદે મનમાંજ નિશ્ચય કર્યો હતો કે માનકુમારીના લગ્ન સમયે સાથે સાથે કાશીનાથનું લગ્ન પણ કરી દઇશું. પરંતુ મનુષ્યની આશા પૂર્ણ થતી નથી. કાશીનાથનો સ્વભાવ અને પ્રકૃતિ તેના પિતામહ જગન્નાથ શાસ્ત્રીના જેવાંજ હતાં. કાશીનાથ બાલ્યાવસ્થાથીજ શાન્ત સ્વભાવનો અને સંતોષી હતો. તે સર્વદા પરસેવા અને પરોપકારમાં ગુંથાયલો રહેતો. સાધુ પુરૂષો તરફ ભકિતભાવ અને દેવતાઓનું પુજન અર્ચન કરવામાંજ આનંદ માનતો. તેના વિવાહની વાત થતાં પોતાની માતા ભાનુમતિને ભય બતાવી કહ્યું કે: લગ્ન કરવાની મ્હારી ઇચ્છા નથી, છતાં પણ જો લગ્ન કરશો તો હું કોઇક સ્થળે ન્હાસી જઇશ." કાશીનાથના આવા શબ્દો સાંભળી ભાનુમતિને ઘણું દુઃખ થયું. ભાનુમતિ હમેશાં સસરાના ગુણાનુવાદ ગાતી હતી. કવચિદ એકાંતમાં બેસી દેવતા જેવા સસરાનાં દર્શન નહિં થવાથી રડતી હતી. કવચિદ્ પતિને ઠપકો આપતી હતી. અને સસરાનો શોધ કરવા માટે પોતાના સ્વામીને માણસો મોકલવા કહેતી હતી. કાશીનાથ બાલ્યાવસ્થાથીજ પિતામહની દયા, સ્નેહ અને અનેક સદ્ગુણ કથા સાંભળતો હતો. તેણે ભાનુમતિને મુખેથી સાંભળ્યું હતું કે: પિતામહ તેને બાલ્યાવસ્થામાં છાતી ઉપર રાખી રમાડતા હતા અને કેટલા ખુશી થતા હતા." આવા આવા પ્રીતિપૂર્ણ શબ્દો સાંભળી કાશીનાથને પિતામહ ઉપર ભક્તિ અને શ્રદ્ધા અને પિતા ઉપર અશ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી. ભાનુમતિ પતિની નિન્દા કદીપણ કરતી નહોતી. પરંતુ અવસ્થાનુસારે, પોતાના શ્વસુરની પ્રશંસા તેના સ્વામીની નિન્દાનું કારણ થઈ પડી.

કાશીનાથ બાલ્યકાળે સર્વદા કહેતો હતો કે તેના પિતામહ જીવિત છે. એક દિવસ તેઓ પોતેજ સ્વદેશ પાછા આવશે. કાશીનાથ પંદર સોળ

વર્ષનો થયો ત્યારે રસ્તે જતા જોશીઓને પોતાને ઘેર બોલાવી લાવતો અને પોતાના પિતામહ ક્યારે પાછા આવશે, જીવિત છે કે નહિ, તેઓ ક્યાં છે વિગેરે પ્રશ્નો પૂછતો. પરંતુ **કાશીનાથ**ને વીશ વર્ષ થયાં તે સમયેજ તેની માતા **ભાનુમતિ**નું મૃત્યુ થયું. **માનકુમારી**ને નવમું વર્ષ પુરૂં થઇ દશમું વર્ષ બેઠું હતું. **ભાનુમતિ**ના મૃત્યુ પછી **ગંગાપ્રસાદ** **કાશીનાથ**ને લગ્ન કરવા કહેવા લાગ્યો. પરંતુ **કાશીનાથે** પિતાના કહેવા તરફ લક્ષ આપ્યું નહિ ! પિતાએ તેને ઘણું કહ્યું ત્યારે તેણે સ્પષ્ટ ઉત્તર આપ્યો કેઃ જો લગ્ન કરવાનો નિશ્ચય થશે તો હું આ સંસાર છોડી ચાલ્યો જઇશ. મ્હારે લગ્ન કરવુંજ નથી. પુત્રના એવા શબ્દો સાંભળી **ગંગાપ્રસાદ**ને બ્હિક લાગી. ત્યારપછીથી તેણે પુત્રને લગ્ન કરવાને કહ્યું નહિ. તે માત્ર પોતાના અદ્રષ્ટને દોષ આપતો કહેતો હતો કેઃ પાપનું ફળ હું ભોગવું છું. મ્હેં પિતાજીની આજ્ઞા માની નહિ. પિતાના મનને અનેક વખત કષ્ટ આપ્યું છે. તેજ પાપ બળે મ્હારો પુત્ર મ્હારી આજ્ઞા માનતો નથી. ”

સંસારત્યાગી સાધુ પુરૂષો તરફ **કાશીનાથ**ની અચળ ભક્તિ જોઇ, **ગંગાપ્રસાદે** નિશ્ચય કર્યો હતો કે **કાશીનાથ** સંસારમાં રહેવાનો નથી. આજ કે કાલ ગમે ત્યારે પણ પુત્ર સંસાર ત્યાગ કરી ચાલ્યો જશે. તે તો ઠીક પણ પોતાના મૃત્યુ પછી પોતાની જમીન જાગીર કોને આપવી ? આ પ્રશ્ન **ગંગાપ્રસાદ**ના મનમાં વારંવાર ઉદય થતો. અનેક વિચારો કરવા પછી તેણે નિશ્ચય કર્યો કે કનિષ્ટ પુત્રી **માનકુમારી**નો વિવાહ કોઇ જમીનદારના બાહોશ પુત્ર સાથે કરવો. સચ્ચરિત્ર, સુપણ્ડિત અને શાસ્ત્રજ્ઞ યુવાન સાથે લગ્ન કરી તે પુત્ર–જમાઇ–ને પોતાના ઘરમાંજ રાખવો. પોતાના મૃત્યુ પછી તેજ પુત્રી **માનકુમારી** પોતાની જમીનદારીની માલેક થશે.

ગંગાપ્રસાદે જે વિચારો મન સાથે સ્થીર કર્યાં હતા તેજ પ્રમાણે કામ કર્યું. પણ્ડિત **અયોધ્યાનાથ** નામના વિદ્વાન, શાસ્ત્રજ્ઞ અને સુપણ્ડિત **કાસ્મીરી** બ્રાહ્મણપુત્ર સાથે **માનકુમારી**નું લગ્ન થયું. **માનકુમારી** પિતાના સ્નેહનું અમૂલ્ય પાત્ર થઇ પડી. લગ્ન થયા પછી તે પતિ સહિત પિતાને ઘેર રહેતી હતી. **કાશીનાથ**નો વૈરાગ્ય જોઇ પ્રથમ **ગંગાપ્રસાદ** અસન્ત મનનું કષ્ટ ભોગવતો હતો. પરંતુ **માનકુમારી**નાં લગ્ન થવા પછી તેનું મનકષ્ટ દૂર થયું. **ગંગાપ્રસાદ**ની ત્રણે પુત્રીઓ રત્ન સમાન હતી. એ ત્રણે રૂપગુણમાં પણ દેવબાળા જેવી હતી. દ્વેષ, હિંસા અને અહંકાર તેમના હૃદયમાં ક્વચિદ્ પણ પ્રવેશ કરતા નહોતા. સમાગમમાં આવનાર મનુષ્યો પ્રતિ અંકપટ

વ્યવહાર અને મિષ્ટ ભાષણ કરતી. એ ત્રણમાં પણ ચંદ્રકુમારી અત્યંત શાંત અને સ્નેહમયી હતી. તેનો સ્વભાવ અને ચરિત્ર જોઇને તેને કોઇ આ પાર્થિવ સંસારનું મનુષ્ય કહેતું નહિ પણ જે જોતું તે તેને દેવકન્યા કહેતું. ગંગાપ્રસાદ માનકુમારીને સઉ કરતાં અધિક પ્રેમદ્રષ્ટિથી જોતો હતો. તે કનિષ્ઠાપુત્રી હતી તેથી તેણે પિતાના હૃદય ઉપર અધિકાર જમાવ્યો હતો. માત્ર તેજ કારણ નહોતું પણ તે પિતાની આજ્ઞાધારિણી અને સદ્ગુણી હતી. ત્રણે કન્યાઓના વિવાહ થઈ ગયા પછી ગંગાપ્રસાદ સુખવડે કાલ વ્યતિત કરતો હતો. પરંતુ હવે ગંગાપ્રસાદનો સુખસૂર્ય અસ્ત થવાની અણીપર હતો. ઈ. સ. ૧૮૧૪ માં નવાબ સાદતઅલિનું મૃત્યુ થયું. ગંગા પ્રસાદ નવાબ સાદતઅલિનો પ્રીયપાત્ર છે એમ જાણી લખનો દરબારના અન્ય પ્રધાન કર્મચારીઓ તેના તરફ દ્વેષબુદ્ધિથી જોવા લાગ્યા. સાદતઅલિના મૃત્યુ પછી કેટલેક વર્ષે, લખનૌ દરબાર, ગંગાપ્રસાદનું અનિષ્ઠ કરવા તયાર થયા. પરંતુ સાત આઠ વરસ સુધી કોઈ વિશેષ અનિષ્ઠ કરી શક્યું નહિ. સાદતઅલ્લિના મૃત્યુ પછી દશ વર્ષે નવાબ માતેમદઉદ્દૌલા અર્થાત્ પૂર્વ પ્રરિચ્છેદમાં લખાયલા આગામીરે, ગાજીઉદ્દિન હુયદરના મંત્રિનું પદ મેળવ્યું. બાલ્યાવસ્થામાં આગામીર, સાદતઅલ્લિનો વિશ્વાસુ નોકર હતો. પ્રભુભકિતના ઈનામ સ્વરૂપે તેણે સાદતઅલ્લિના રાજત્વ કાલમાં ક્રમે ક્રમે પદવીની ઉન્નતિ પણ કરી હતી. જોડા ઉંચકનાર નોકરે ધીમે ધીમે દારોગા પદવી મેળવી. અને અંતે રાજ્યનો પ્રધાન મંત્રિ થઈ પડયો. પરંતુ ઉચ્ચ પદવી, સમયે સમયે મનુષ્યને નરકની દિશા તરફ લઇ જાય છે. પદવીનો અહંકાર નર્કનું દ્વાર ઉઘાડી આપે છે. પદવીનો દ્વેષ મનુષ્યને નર્કકુંડમાં ધકેલી મુકે છે. ઉચ્ચ પદવી મળતાં પહેલાં મનુષ્યમાં જે ગરીબાઈ, જે દયા, જે દિનતા અને જે ભક્તિ હોય છે તેનો નાશ થાય છે. અને તેને સ્થળે અહંકાર, ક્રોધ, દ્વેષ જેવા નર્કના યમદૂતો તેના શરિરમાં આવી ભરાય છે. તેજ યમદૂતો મનુષ્યને નર્કકુંડમાં નાંખી દે છે. ઉચ્ચપદ મેળવ્યા પછી આગામીરનું પણ તેમજ થયું. દરિદ્રાવસ્થામાં જે સાધુતા, નિરહંકારપણું અને પ્રભુ ભકિત હતા તેનાં ચિન્હ પણ રહ્યાં નહિં. અયોધ્યાના બાદશાહનું મંત્રિપદ મળ્યું એટલે હવે સ્વર્ગ માત્ર ચાર આંગળ છેટું જોવા લાગ્યો. પ્રથમજ તેણે નિરપરાધી ગંગાપ્રસાદનું અનિષ્ટ કરવાનો સંકલ્પ કર્યો. સાદતઅલ્લિએ ગંગાપ્રસાદને જે જાગીર ઈનામ તરીકે આપી હતી તે ઉપર રાજકર ચોંટાડયો. ગંગાપ્રસાદ રાજકર આપવાની ના કહેવા લાગ્યો. ધીમે ધીમે કર વસુલ કરનારાઓ સાથે મારપીટ થવા લાગી. વિવાદની વૃદ્ધિ થઈ. વિરોધ વધતોજ

ગયો. આ સમયે ગંગાપ્રસાદના સ્હાયક માત્ર તેના બે જામાત્ર દિગ્વિજયસિંહ અને હુરપાલસિંહજ હતા. આ બધા પાસેથી અયોધ્યાના નવાબ કદીપણ રાજકર વસુલ કરી શકતા નહોતા. આ લોકો, પોતાને સૂર્યવંશી તરીકે ઓળખાવતા હતા. દિલ્લિના બાદશાહને પણ આ સૂર્યવંશી જમીનદારો રાજકર આપતા નહોતા. આ સૂર્યવંશી જમીનદારો સ્પષ્ટ કહેતા કે મુસલમાન બાદશાહોનું ઉપરીપણું અમને કબુલ નથી. આ લોકો પાસેથી, તેમની મરજી વિરૂદ્ધ રાજકર લેવા જનાર અનેક ચકલાદારો અને અમલદારોએ પ્રાણ ગુમાવ્યા છે. પ્રત્યેક વરસે નવાબના સૈન્યને આ લોકો સાથે યુદ્ધ થતું. અને પ્રત્યેક સમયે નવાબનું સૈન્ય પરાજીત થતું. પરંતુ નેપાલના યુદ્ધ પછી અંગ્રેજોનું ઘણું સૈન્ય નવાબની મદદ માટે અયોધ્યામાં રહેતું હતું અને તેથી ઘણું અંગ્રેજી સૈન્ય આ સૂર્યવંશી જમીનદારોને તાબામાં લેવા સ્હાય કરતું હોવાથી અંતે શેષ યુદ્ધમાં દિગ્વિજયસિંહે અને હુરપાલસિંહે વીરપુરૂષ પેઠે લડાઇ કરી સમરક્ષેત્રમાં પ્રાણ ત્યાગ કર્યા. આ બે વીર પુરૂષોના મૃત્યુથી ગંગાપ્રસાદ શોક સાગરમાં અથડાવા લાગ્યો. તેની બન્ને કન્યાઓ વિધવા થઇ. જે બે કન્યાઓ ઉપર પ્રેમ હતો, તેમનો સૌભાગ્ય સૂર્ય અસ્ત થયો.

પૂર્વે પરિચ્છેદમાં કહેલી બે રમણીઓમાં પ્રથમ રમણી ગંગાપ્રસાદની દ્વિતીય કન્યા ચંદ્રકુમારી અને બીજી રમણી નારાયણકુમારી હતી. હમણાં ગંગાપ્રસાદ શોક તાપ વડે તાપિત હતો. તેને વિપદ ઉપર વિપદ આવતી હતી. પાંચ વરસથી બે કન્યાઓ વિધવા થઇ છે. ત્રીજી કન્યાનું લુંટારાઓ દ્વારા હરણ થયું છે. ગંગાપ્રસાદ હતાશ હ્દયે, નિર્બળ શરીરે પલંગ ઉપર પડી રહે છે. શરિરે બહુ અશક્ત થયો છે. તેનાથી ચાલી શકાતું નથી. ક્ષુધા નથી, તૃષા નથી. તેનાં નેત્ર આગળ માત્ર શોક સાગર જણાય છે. શરીર ઢાંકી પલંગ ઉપર પડી રહે છે. બે કન્યાઓ તેની પાસે બેસી રહી પિતાજીની સેવા, સુશ્રુષા કરે છે. પ્રસંગોપાત આશ્વાસન આપે છે.





# નવમ પરિચ્છેદ.



## વિજયગંજ.

When shall we three meet again
In thunder, lightnings, or in rain ?
When the hurly burly's done,
When the battle's lost and won—*Macbeth*.




ઘ માસ, રાત્રિ શેષ થઈ ગઇ છે, ધુમસ પુષ્કળ જણાય છે, ગગન મણ્ડલ અંધકારવડે છવાયેલું છે, વિજયગંજના દુકાનદારોએ હજુ પણ ઘરનાં બારણાં ઉઘાડયાં નથી. વિજયગંજનું બજાર, રાજા દિગ્વિજયસિંહનું વસાવેલું હતું. બજારમાં એકસોથી વધારે દુકાનો હતી. સુરાજપાલસિંહ, મુલારામ તેવારી, ગાંધારસિંહ, રામગુલામ ચેતલાંગિ, બાલકૃષ્ણ પાંડે, ટીકારામ, અગરવાલા, તોતારામસિંહ, આદિ એ બજારના મુખ્ય દુકાનદારો હતા. પ્રભાતમાં તોતારામની નિદ્રા ભંગ થઇ છે, પથારીમાં બેઠો બેઠો હુક્કો ગુડ ગુડાવે છે, વચમાં વચમાં ઉધરસ આવતી હોવાથી હુક્કાના ગુડગુડાટને બદલે ખાંસીનો ક્ષાફ્ ક્ષાફ્ શબ્દ સંભળાય છે, તોતારામની ઉધરસના શબ્દને લીધે બીજા બેચાર દુકાનદારો પણ જાગી ઉઠયા છે. રામગોપાલ ચેતલાંગિ નિદ્રામાંથી ઉઠતાંજ પોતાના ચાકરને તમાકુ ભરવા કહે છે, ઘરમાં દેવતા નથી એવો પ્રતિ ઉત્તર મળતાંજ ચેતલાંગિજીનો મીજાજ જતો રહેલો જણાય છે ! બેચાર આડાઅવળા શબ્દો કહી બીજી દુકાનેથી દેવતા લાવી હુક્કો તયાર કરવા કહે છે. મેવારામ હાથમાં ચલમ અને હુક્કો લઇ તોતારામની દુકાન આગળ આવી ઉભો રહી કહે છે; બાઇ ! બારણું ઉઘાડ. દેવતા જોઇએ છે. સિપાહી સાહેબ બહુ ગુસ્સે થયા છે."

બંધ બારણુવાળા દુકાનમાંથી અવાજ આવે છે. " સાલો રોજ રોજ સ્હવારે દેવતા લેવા આવી ત્રાસ આપે છે. જા, જા, બીજી દુકાને જા, હું તારા સિપાહી બાપને ઓળખું છું. "

જોત જોતામાં ચાર ઘડી દહાડો ચઢયો. સૂર્યનારાયણનાં કિરણો વિજયગંજને રૂપેરી ઢોળ ચઢાવવા લાગ્યાં. સઘળી દુકાનોનાં બારણાં ઉઘડી ગયાં. અંધારૂં પાછું જોતું જોતું ન્હાસી ગયું, વળી પાછું વાદળ ચઢી આવ્યું. સૂર્યનો ઝાંખો પ્રકાશ બંધ થઈ ગયો. આકાશ મણ્ડળ મેઘાચ્છન્ન થયું. દુકાનદારો નિશ્ચિંત જીવે હમેશની પેઠે પોતાની વસ્તુઓ વેચવા લાગ્યા છે. તેમને સ્વપ્ને પણ ખબર નહોતી કે આજ વિજયગંજનો છેલ્લો દિવસ છે અને સંધ્યાકાળ પહેલાં વિજયગંજ હમેશને માટે જનસૂન્ય થશે !

ધીમે ધીમે મધ્યાન્હનો સમય થયો. દુકાનદારોમાંથી કોઇ આહાર કરે છે, કોઇક રસોઇ બનાવે છે, કોઇક સ્નાન કરે છે. અકસ્માત પશ્ચિમ દિશામાં ઘણા લોકો નજરે પડે છે. તે મનુષ્યો વિજયગંજ તરફ આવતા દેખાયા. તેમની આગળ પચાશેક ઘોડેશ્વાર લશ્કરી મનુષ્યો હતાં.

એકાએક આ શું ? શું વિજયગંજ ઉપર કોઈ લશ્કર ચઢી આવે છે ? ગંજના દુકાનદારો લશ્કર જોઈ ગભરાયા. આ તો યુદ્ધની તૈયારી ! લશ્કરની આગળ સીતાપુરના રાજભુવનના સ્વામી ગંગાપ્રસાદ, ઠાકુરપ્રસાદ અને કલ્યાણસિંહ એ ત્રણે જણ બજારમાં આવતાંજ દુકાનદારોને પોતપોતાનો માલ લઇ ન્હાસી જવા કહે છે. પ્રત્યેક દુકાનદારો જુદી જુદી દિશાએ ન્હાસતા ન્હાસતા બોલે છે: ન્હાસો! ન્હાસો ! બાદશાહના અમલદારો અને તહસીલદારો અંગ્રેજ સૈન્ય સહિત આપણી તરફ આવે છે. " દુકાનદારો બીચારા જીવ લઇને ન્હાસવા લાગ્યા. કોઇકે બગલમાં પોટલી લીધી છે, કોઇકે માથા ઉપર બાળક લીધું છે, કોઇકે પીઠ ઉપર પેટી બાંધી છે, કોઇક સ્ત્રીના માથાના વાળ છુટી ગયા છે, કોઇક સગર્ભા સ્ત્રીથી દોડાતુ નથી ! જૂવો, જૂવો, પેલી સુવાવડી નિર્બળ સ્ત્રીથી ચલાતું નથી, વળી જુવો પેલાં ચાર પાંચ બાળકો લઇને એક વૃદ્ધ દુકાનદાર દોડે છે ! હજુ પણ જુવો, પેલી યુવાન ઘુમટો ખેંચતી સ્ત્રી આસપાસ જોતી તાપથી તપેલી જમીન ઉપર ઉતાવળે ચાલે છે, એ તો ઠીક પણ વળી પેલી બાજુએ નજર દોડાવો ! પેલા વૃદ્ધ માંદા ડોસાને તેનો એક પુત્ર અને એક પુત્રવધુ એક સ્થળેથી બીજે સ્થળે લઈ જાય છે. કેવો ત્રાસદાયક પ્રસંગ ! કેવી વિચિત્ર લીલા ! પ્રજાને કેવો ત્રાસ ! કેટલો ભય ! કેટલી હાની !

જોત જોતામાં લસ્કર આવી પહોંચ્યુ. સૈન્યના પાછલા ભાગમાં સીતાપૂરની રાણી હાથી ઉપર બેસી આવે છે. તેના હાથમાં નગ્ન તલવાર વિકાળ કાળની જીભ પેઠે ચળકે છે. તે ઉપરથી જણાય છે કે જાણે ભગવતી, હૈમવતી અસુર વિનાશાર્થે સંગ્રામક્ષેત્ર ઉપર આવી ઉભી છે. તેણી ગયાપ્રસાદ અને કલ્યાણસિંહ સાથે વાતચીત કરે છે. રાણીએ વિજયગંજના બજારની પૂર્વ દિશામાં એક મૈલ વેગળે પોતાના સૈન્યને ઉભું રહેવાની આજ્ઞા કરી. સૈન્ય લડવાને તયાર થઇ ઉભું છે. ઘોડાઓના હણહણાટ અને તલવારોના ખડખડાટ વડે સમરક્ષેત્ર કમ્પી રહ્યું છે.

બે ઘટિકા પછી અંગ્રેજ સૈન્ય સહિત અયોધ્યાના બાદશાહના ચકલાદાર ઇબ્રાહીમખાં, તહસીલદાર હિરાસિંહ, નદીને પેલે પાર આવી પહોંચ્યા. તેઓ રાણીના સૈન્યથી એક મૈલ વેગળે હતા. બાદશાહના કર્મચારીઓના ધારવામાં હતું કે અંગ્રેજ સૈન્યનું નામ સાંભળતાંજ જમીનદારો પોતાનું લસ્કર લઇને નાસી જશે. તેઓ સુખરૂપે થોડા લસ્કરના બળવડે તેઓના ઘરમાં પેશી જઈ પૈસા ટકા લુંટી જઈ શકશે. પરંતુ આ શું? આ કેવો ચમત્કાર! સીતાપૂરની રાણી પોતેજ સૈન્ય લઇને, અંગ્રેજ સૈન્ય સાથે લડવા તયાર થઈ છે!

અદ્યપિ પર્યંત અંગ્રેજ સૈન્ય યુદ્ધ કરવા યોગ્ય સ્થળે આવી ઉભુ નહોતું. ચકલાદાર ઇબ્રાહીમખાં અને તહસીલદાર હિરાસિંહ, અંગ્રેજ સેનાના અધ્યક્ષ મેજર સ્મીથને કહેવા લાગ્યા કેઃ હુજુર, આ દેશના લોકો ઘણા નઠારા છે. રાજા દિગ્વિજયસિંહ અને હરપાલસિંહ બાદશાહને રાજકર આપતાજ નથી. વજીર બરહાનમુલ્કના રાજત્વ કાલથી આજ પર્યંત, તેમની પાસેથી કોઈપણ બાદશાહ, રાજકર વસુલ કરી શકયું નથી."

એક તરફ આ પ્રમાણે વાતચિત ચાલે છે. બીજી તરફ રાણીનું લસ્કર "જય રામ સીતાકી જય" "જય મહારાણીકી જય" બોલી વારવાર જયધ્વનિ કરે છે.

મેજર સ્મીથ દિર્ઘદર્શી મનુષ્ય હતો. ગવર્નર જનરલનો સ્પષ્ટ હુકમ હતો કે અયોધ્યાનો રાજકર વસુલ કરવાને અંગ્રેજ સૈન્ય મોકલતી વખતે સૈન્યાધ્યક્ષે વિશેષ તર્ક પહોંચાડી કામ લેવું. તોપ અને બંદુકોનો પ્રહાર કર્યા વિના માત્ર ભય બતાવી, પ્રજાને વશ કરવી. મી. સ્મીથે સૈન્યને યથાસ્થાને ઉભું રાખવા પહેલાંજ તોપના અવાજો કર્યા. તેણે વિચાર કર્યો હતો કે તોપોનો ધ્વનિ સાંભળી સ્હામા પક્ષના મનુષ્યો બ્હી જશે. પરંતુ અંગ્રેજોના સૈન્યમાંથી તોપનો અવાજ સાંભળતાંજ ગયાપ્રસાદે આગળ આવી પોતાની

તોપના અવાજ કરવા માંડયા. ગયાપ્રસાદ રણકૌશલમાં પારદર્શિત હતો. તે દિગ્વિજયસિંહનો પ્રધાન સૈન્યાધ્યક્ષ હતો. ગયાપ્રસાદે તોપનો ગોળો છોડયો તે વ્યર્થ ગયો નહિં. તે ગોળો સ્હામા પક્ષના સિપાહીને લાગ્યા વગર રહ્યો નહિં. બાદશાહનો તહસીલદાર હિરાસિંહ, અંગ્રેજ સૈન્યની બાજુમાં હાથી ઉપર બેઠો હતો. ગયાપ્રસાદના માથા ઉપર ગોળી લાગવાથી તે તતક્ષણાવત મૃત્યુવશ થયો.

હિરાસિંહના મૃત્યુ પછી મેજર સ્મીથે તરતજ પોતાનું સૈન્ય પશ્ચિમાભિ મૂખે ઉભું રાખી વ્યવસ્થિત કર્યું. અંગ્રેજોનું સૈન્ય રાણીના લશ્કર ઉપર ગોળીઓનો વર્ષાદ વરસાવવા લાગ્યું. તોપોના ગુડુમ ગુડુમ અવાજ, મેઘના ગડગડાટ પેઠે કાન ફોડી નાંખવા લાગ્યા. બન્ને પક્ષ તરફથી તોપ અને બંદુકના ગોળાઓ છુટવા લાગ્યા. અંગ્રેજોનાં પુષ્કળ અસ્ત્ર શસ્ત્ર પ્રહારથી એક કલાકમાં રાણીના લશ્કરનાં દશ બાર હજાર મનુષ્યોમાંથી કોઈ મૃત્યુ પામ્યા, કોઇ કોઈ અર્ધ મુવા જેવા થયા. રાણીનું સૈન્ય ન્હાસી જવાની તયારીમાં હતું. ગયાપ્રસાદ અને કલ્યાણસિંહ પણ ગભરાયા અને હવે સૈન્યને રણક્ષેત્ર ઉપર ટકાવવા શક્તિમાન થયા નહિ! રાણી સમરક્ષેત્રની પશ્ચિમ દિશાએ ન્હાસી જવાનો-માર્ગ રોકી ઉભી છે, તે જોઇ સિપાહીઓએ ઉત્તર દિશામાં ન્હાસવા માંડયું. એટલામાં વાયુ પ્રબળવેગે વાવા લાગ્યો. ગગન મંડલ ઘોર અંધકારથી ઘેરાઇ ગયું. એ અંધકાર આકાશથી પૃથ્વિપર્યંત છવાઈ ગયો. જોત જોતામાં મૂશળધાર વૃષ્ટિ થઇ. બન્ને પક્ષનાં સૈન્ય જળથી ભિંજાઈ ગયાં.

મેજર સ્મીથ અને ચકલાદાર ઈબ્રાહીમખાંએ, રાણીના સૈન્યને ઉત્તર દિશામાં ન્હાસતાં જોઈ જાણ્યું કે તે લોકો નેપાલ તરફ જાય છે, મેજર સ્મીથે ઇબ્રાહીમખાંને પુછ્યુ કેઃ શું હવે સૈન્ય સહિત આપણે સિતાપૂરમાં જવું? ઇબ્રાહીમે કહ્યું: સાહેબ, નદી ઓળંગી સૈન્ય સહિત આપણે સીતાપૂર કિલ્લામાં જવાની અગત્ય નથી. સઘળા લોકો ન્હાસી ગયા છે. સીતાપૂર કિલ્લો નિશ્ચય જન શુન્ય થઈ પડયો હશે. હું થોડાક પાયદળ સ્વારોને લઈ કિલ્લામાં જઇ પ્રજા પાસેથી કર વસુલ કરી લાવીશ.

એક તો માહ મહિનો, વળી તે ઉપરાંત વરસાદ થવાથી ટાઢ ઘણી પડવા લાગી. મેજર સ્મીથ પણ નદીને પેલે પાર જઈ સીતાપુર જવાને નારાજ હતો. તેથી તે વિજયગંજની પૂર્વ દિશામાં પાંચ ગાઉ વેગળે ચાલ્યો ગયો; ત્યાર પછી બેરૂચની રાજદ્રોહી પ્રજાને વશ કરવા માટે કેટલાક ચકલાદાર અને તહસીલદાર સહિત બેરૂચ ચાલ્યો ગયો.

હિરાસિંહના મૃત્યુથી ઇબ્રાહીમખાંને ઘણો આનંદ થયો છે. પ્રથમ એવો નિશ્ચય હતો કે વિદ્રોહી પ્રજા ન્હાસી ગયા પછી હિરાસિંહને થોડાંક માણસો સાથે દુર્ગમાં મોકલવો. ઇબ્રાહીમ જાણતો હતો કે સીતાપુરના મહારાજાના ખજાનામાં અનેક મૂલ્યવાન રત્ન અલંકાર ભરેલા છે. હિરાસિંહ દુર્ગમાં જશે તો તે બધું તેના હાથમાંજ આવશે. એ જાણી ઇબ્રાહીમખાંને વિશેષ કષ્ટ થતું હતું. પરંતુ હવે તો હિરાસિંહનું મૃત્યુ થયું છે. હવે તે પોતાના મનુષ્યો સાથે દુર્ગમાં પ્રવેશ કરશે. કેટલાં મૂલ્યવાન રત્નાદિ અલંકારો તેના હાથમાં આવશે. એવા વિચારોમાં મગ્ન થતો હતો. મેજર સ્મીથે સૈન્ય સાથે દુર્ગમાં જવાની ઇચ્છા જણાવતાં તેને તે કામમાંથી મુક્ત કર્યો. ઇબ્રાહીમખાં સારી પેઠે જાણતો હતો કે અંગ્રેજ સૈન્ય દુર્ગમાં પ્રવેશ કરશે તો કિંમતી વસ્તુઓ પોતેજ લુંટી જશે. તેથી તેણે વિશેષ આગ્રહપૂર્વક મી. સ્મીથને બીજે સ્થળે જવાની સલાહ આપી.

મેજર સ્મીથ બેરૂચ તરફ ચાલ્યો ગયો. ઇબ્રાહીમખાં ત્રીસ ચાલીશ સિપાહીઓ સાથે વિજયગંજમાં પ્રવેશ કરી બજારના મધ્ય ભાગમાં આવી પહોંચ્યો. બજાર શૂન્યકાર થયલું જણાય છે. કેટલાક દુકાનદારો પોતાની અનેક વસ્તુઓ પડતી મુકી ન્હાસી ગયા છે, જ્યાં ત્યાં મનુષ્ય વગરતું શૂન્ય જણાય છે. એ જોઇ ઇબ્રાહીમખાંએ નિશ્ચય કર્યો કે સીતાપૂરનો કિલ્લો પણ આ પ્રમાણે જન સૂન્યજ હશે. રાત્રે તેણે એક દુકાનમાં નિદ્રા લીધી. મોડી રાત્રે સીતાપૂર તરફ પ્રયાણ કરવાનો વિચાર કર્યો. રાત્રે નિદ્રા આવી નહિ. કિલ્લામાં કઇ કઇ મૂલ્યવાન વસ્તુઓ પડી રહી હશે તેનોજ વિચાર કરતો હતો. અનેક વિચારો કરતાં કરતાં અને અનેક મૂલ્યવાન રત્નાલંકારો લઈ જતાં જતાં છેવટે દુર્ગના કિમતી પથરા લઈ જઇ પોતાનું ભવ્ય મકાન બંધાવવાના કાર્યભારમાં પડયો. આખી રાત એવાને એવા હવાઇ વિચારોમાં વીતી ગઇ.

બે પ્રહર રાત્રિ વિત્યા પછી ગગન મંડલ સ્વચ્છ થયું. આકાશમાં મેઘનું ચિહ્ન નથી. ચંદ્રના પ્રકાશ વડે ચારે દિશાઓ પ્રકાશવા લાગી. ઇબ્રાહીમથી ધૈર્ય રાખી શકાયું નહિ ! હાથી ઉપર સ્વાર થઈ પોતાની સાથેના ત્રીશ ચાલીશ સિપાહીઓને લઇ, સીતાપૂર દુર્ગ તરફ પ્રયાણ કર્યું. બીજી તરફ રાણી નારાયણકુમારીએ પોતાના બસો માણસો સહિત સીતાપૂર દુર્ગમાં પ્રવેશ કર્યો હતો. પ્રાતઃકાળે પોતાની સેના સહિત દુર્ગમાંથી બહાર નિકળી છે. આખો દિવસ અન્ન લીધું નહોતું. તેની કનિષ્ઠ ભગિની ચંદ્રકુમારીએ આખો દિવસ ચિન્તામાં ગાળ્યો છે. દિવસ અસ્ત થઈ રાત્રિ પડી. જેમ જેમ

અંધારૂં થયું તેમ તેમ તે બિચારીને ચિન્તા, ભય, ભીતિ, ભાવના, વિપદની આશંકા અને મનકષ્ટ વધવા લાગ્યાં. રાત્રિ થવાથી ધૈર્ય રહી શક્યું નહિ. દુસ્મનો અનિષ્ટ કરવા તયાર થઈ રહ્યા છે. જ્યેષ્ઠ ભગિની યુદ્ધમાં પ્રવૃત્ત થઇ છે. અલ્પ સંખ્યક સૈન્ય વડે અંગ્રેજોનું સૈન્ય જીતાવાનું નથી. થોડીવારમાં દુર્ગમાં પ્રવેશ કરી શત્રુઓ શું કરશે ? કેવી દુરાવસ્થા થશે ? યવન અમલદારો કેવે પ્રકારે ધર્મ કર્મ નષ્ટ કરશે ? એવી એવી અનેક ચિન્તાઓ કરતાં કરતાં તે પરમેશ્વરની સ્હાય માગવા લાગી. વારંવાર ઘરમાંથી બહાર નિકળી આસપાસ જોતી હતી. કવચિદ્ મહાલયની બારીએ જઈ લાંબે સુધી દ્રષ્ટિ ફેંકતી. કવચિદ્ પિતાની શય્યા આગલ જઈ ઉભી રહેતી. કવચિદ્ "હે રામ ! હે સીતા મૈયા !" શબ્દો બોલી અશ્રુપાત કરતી. માતાથી વિખૂટાં પડેલા વાછરડાંની પેઠે ગાભરી બની જઇ રડવા બેસતી. તેના હૃદયમાં ચિન્તાનો શ્રોત અસ્ખલિત ધારાઓ કરતો વેહેવા લાગ્યો. ચિન્તામાંને ચિન્તામાં મહાલયમાં આમ તેમ ફરતી હતી. જેમ જેમ રાત વધતી ગઈ તેમ તેમ ચિન્તાનો પાર રહ્યો નહિ. ભય વધવા લાગ્યો તેની સાથે શંકા પણ વધવા લાગી.

બે પ્રહર રાત્રિ વિત્યા પછી મહાલયથી થોડે વેગળે મનુષ્યોનો કોળાહલ સંભળાયો. તરતજ તે બહાર આવી અને મનુષ્યોને ઉભેલાં જોઇ પોતાનાંજ મનુષ્યો છે એમ જાણી તે મહાલયના વચલા ભાગના સ્ત્રી મહાલયમાં ગઈ, ત્યાં જઇ જોતાં ભગિની **નારાયણકુમારીને** જોઈ બન્ને નેત્રોમાંથી આનંદાશ્રુ નિકળવા લાગ્યાં. થોડીવાર સુધી બન્ને બોલ્યા ચાલ્યા વિના ઉભાં રહ્યાં. અને **નારાયણકુમારીએ ચંદ્રકુમારીને** ગળે બે હાથ ભેરવી તૃષાતુર નયને પુછ્યું: પિતાજીને કેમ છે ? તેમને કાંઇ ખબર પડી છે કે ?

**ચંદ્રકુમારીએ** તેના ગળામાં હાથ ભેરવી, વક્ષઃ સ્થળ ઉપર માથું ટેકવી કહ્યુ: આજે આખો દિવસ પિતાજી અચૈતન્યાવસ્થામાંજ પડી રહ્યા છે. મ્હને ત્હારે માટે મ્હોટો ભય લાગતો હતો. હજુ મ્હારૂં મન સ્થીર નથી. કહે, શું થયું ? **નારાયણકુમારીએ ચંદ્રકુમારીના** ચંદ્ર સદ્રશ મુખને ચુંબન કરતાં કહ્યું: ભયનું કાંઈ કારણ નથી. બીજી વાત પછી કરીશ. હેં પણ હજુ આહાર કર્યો નથી. જા, પિતાજીની પાસે જા. હું સ્નાન કરીને ઘરમાં આવું છું.

બન્ને બહેનો છુટી પડી. **નારાયણકુમારીએ** એક દાસીને બોલાવી. દાસી વસ્ત્ર લઇને તથા બીજો એક ચાકર હાથમાં ફાનસ લઇને **નારાયણકુમારીની** પાછળ પાછળ ચાલ્યાં. માહ મહિનાની પુષ્કળ થંડી હોવા છતાં, આટલી

રાત્રે દુર્ગની પાછળ વેહેતી નદીમાં તેણીએ સ્નાન કર્યું. સ્નાન કર્યા પછી ભિંજાયલે લુગડે રામ સિતાના મંદિરમાં ગઈ. સાત વખત મંદિરની પ્રદક્ષિણા કરી. છેલ્લી પ્રદક્ષિણા કરી મંદિર સમીપ આવી અને બારણા આગળજ ભૂમિ ઉપર પડી દંડવત્ પ્રણામ કર્યા. ત્યાર પછી ભીનું લુગડું કાઢી નાંખી બીજું લુગડુ પહેર્યું. દાસ દાસીને વિદાય કરી તેણે મંદિરમાં પ્રવેશ કર્યો. મંદીરમાં એક દિપક બળે છે, સમક્ષ રામ સિતાની સ્ફટિક જેવી. મૂર્તિનાં દર્શન થાય છે. ભૂમિ ઉપર દર્ભનું એક આસન બિછાવેલું છે, નારાયણકુમારી, રામ સિતાને નમન કરી, દર્ભાશન ઉપર બેશી, એકાગ્ર ચિત્તે "રામ નામ' નો જપ કરવા લાગી.

ચંદ્રકુમારીએ હજુ સુધી કાંઇ આહાર કર્યો નહોતો. ભગિની નારાયણકુમારી માટે કેટલાંક ફળ, ફુલનો આહાર તયાર કર્યો હતો. નારાયણકુમારીને સ્નાન કરી આવતાં વિલંબ થયલો જોઈ પોતે રામ મંદિર તરફ ચાલી. ચંદ્રકુમારીને જોઈ નારાયણકુમારી મંદિરમાંથી બહાર આવી અને બન્ને મહાલય તરફ ચાલ્યાં. નારાયણકુમારીને આહાર કરવાની ઈચ્છા નહોતી પરંતુ તે આહાર નહિં કરે તો ચંદ્રકુમારી પણ ઉપવાસ કરશે. તેથી બન્ને જણે થોડાં થોડાં ફળ ફુલનો આહાર કર્યો. રાત્રે તેમને નિદ્રા આવી નહિ. દિવસે બનેલા બનાવનું વર્ણન કરતાં કરતાં રાત્રિ વીતિ ગઈ. પ્રાતઃકાલ થવા પહેલાંજ ચકલાદાર ઇબ્રાહીમખાં, ચાલીશ મનુષ્યો સાથે સીતાપૂર કિલ્લાના પૂર્વદ્વાર આગળ આવી પહોંચ્યો. દ્વાર આગળ માત્ર બે સિપાહીઓનો પહેરો હતો. અન્ય મનુષ્યો અત્યન્ત મનકષ્ટ ભોગવતાં હતાં. હજુ તેઓ નિદ્રામાં પડેલા છે. ગયાપ્રસાદ અને કલ્યાણસિંહ નિદ્રા લેતા નથી. થંડી વિશેષ હોવાથી સમ્મુખ અગ્નિ બાળી તાપતા બેઠા છે. હજુ વિપદ્ દૂર થઈ નથી. અંગ્રેજોનું લશ્કર કિલ્લામાં આવશે કે નહિં તે નિશ્ચય નથી. પરંતુ પરોઢીયામાં કિલ્લાના દ્વારથી થોડે વેગળે ત્રીશ ચાલીશ માણસનું લશ્કર આવતું જોઇ બે પહેરેગીરોએ બીજા બધાને જગાડયા, કલ્યાણસિંહ અને ગયાપ્રસાદ તલવાર બંદુકો ધારણ કરી દ્વાર આગળ આવી પહોંચ્યા. એટલામાં ઇબ્રાહીમખાં અને તેનાં માણસોએ કિલ્લામાં પ્રવેશ કર્યો. બન્ને પક્ષનાં સિપાહીઓમાં ભયાનક મારપીટ ચાલી. "ફિરંગીઓને મારો, મ્લેચ્છોને મારો—મારો—કાપો—" એવા વિકટ શબ્દ ધ્વનિ સંભળાવા લાગ્યા.

દુર્ગના દ્વાર આગળ આ પ્રમાણે તોફાન ચાલી રહ્યું છે. કેટલાક માણસોએ રાણી નારાયણકુમારીની પાસે જઈ સમસ્ત બીના કહી સંભળાવી. દુર્ગમાં અંગ્રેજ સૈન્ય આવ્યું છે કે ચકલાદારના સિપાહીઓ આવ્યા છે તેનો

શણી નિશ્ચય કરી શકી નહિં. પરંતુ સાહસ પ્રીય, વીર રાણી નારાયણકુમારી, હાથમાં તલવાર લઈ મહાલયમાંથી બહાર નિકળી. રાણીના આવતાં પહેલાંજ, રાણીના સિપાહીઓએ તલવાર અને બંદુકો વડે ઇબ્રાહીમખાંના સિપાહીઓને કાપી નાંખ્યા હતા. રાણીએ જોયું કે ત્રીશ ચાલીશ મનુષ્યો ધરતીપર મરેલાં પડયાં છે અને ચાર પાંચ સિપાહીઓ, ઈબ્રાહીમખાંને ભૂમિ ઉપર નાંખી દઈ લાત, મુક્કી અને લાકડીઓ વડે પ્રહાર કરે છે. ઇબ્રાહીમખાં માર પડવાથી મરવા જેવો થઇ ગયો છે. તે ધૂળમાં આમતેમ આલોટે છે. વિજયગંજનો દુકાનદાર રામગુલામ ચેતલાંગી, પોતાની દુકાન પડતી રહેવા દઇ, પ્રાણ બચાવવા માટે સીતાપુરના કિલ્લામાં આવી ભરાયો હતો. પ્રથમ તે રાજા દિગ્વિજયસિંહના લશ્કરમાં સિપાહીની નોકરી ઉપર હતો. પરંતુ તેની બહાદુરીની ખુબી એ હતી કે જ્યાં કાંઇ લડાઇની વાત સાંભળી કે રામગુલામ સૌથી પહેલાં ન્હાસી જતો ! તેની એવી બહાદુરી જોઇ રાજા દિગ્વિજયસિંહે તેને નોકરી ઉપરથી દૂર કર્યો હતો. અને વેપાર રોજગાર કરવા માટે થોડાક રૂપિયા આપ્યા હતા. તે રૂપિયા વડે રામગુલામ વેપાર કરતો હતો તોપણ તેને સિપાહી કહીનેજ બધા બોલાવતા. જો કોઇ તેને સિપાહી કહેતું નહિં તો તે ઘણો ગુસ્સે થતો. હમણાં ઇબ્રાહીમખાંને પૃથ્વિપર આલોટતો જોઇ રામગુલામ, હાથમાં તલવાર લઈ એકદમ દોડતો આવ્યો. સ્હામે રાણીને ઉભેલી જોઈ ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યોઃ કાલે તો અંગ્રેજના બધા લશ્કરને ન્હસાડી મુકયું ! આજે વળી આ હરામખોર કિલ્લામાં આવ્યો ! શું જાણતો નથી કે રામગુલામ ચેતલાંગી કિલ્લામાં છે ? હમણાંજ એનું માથુ કાપી નાંખુંછું. ”

એટલું બોલી રામગુલામે ઈબ્રાહીમખાંના ખભા ઉપર તલવારનો ઘા કર્યો. ઇબ્રાહીમને ચાર પાંચ જણ ઘેરીને ઉભા હતા. તેઓએ રામગુલામને તલવારનો ઘા કરતો જોઇ પાછળ ખસી ગયા. એટલે રામગુલામને શંકા થઈ કે વખતે ઈબ્રાહીમ હજુ પણ ઉભો થઇ તેનું ગળુ પકડશે. રામગુલામ કોપાવિષ્ટ થઇ બોલ્યોઃ એ બાયલા સિપાહીઓ ! શું તમને જરા પણ ભાન નથી ! શા માટે તેને છોડી દો છો ? રાજા દિગ્વિજયસિંહનો સિપાહી રામગુલામ ચેતલાંગી પાસેજ ઉભો છે ને તમને ભય શું છે ? એના હાથ પગ મજબુત પકડો. હમણાંજ હું એને જમને ત્યાં પહોંચાડી દઉંછું.

રાણી નારાયણકુમારી હજુ સુધી આ તોફાનનું કારણ જાણી શકી નહોતી. ગયાપ્રસાદે રાણીને બધી સમજણ પાડી. રાણીએ કહ્યુંઃ આટલાં માણસોનો પ્રાણ નાશ કરવાની અગત્ય નહોતી. એમને હાંકી કાઢવા હતા.

ઇબ્રાહીમની સાથે આવેલા સિપાહીઓમાંથી માત્ર આઠ જણના શરિરમાં જીવ હતો. રાણીએ તેમને છોડી દેવાની આજ્ઞા કરી. ઇબ્રાહીમ પૃથ્વિ ઉપર પડેલો હતો. રાણીની આજ્ઞાથી કેટલાક મનુષ્યે તેને ઉઠાડયો. રાણીએ જોયું કે તેના પ્રાણ બચવાની આશા છે.

ગયાપ્રસાદે ઇબ્રાહીમની સાથેનાં માણસોને, ઇબ્રાહીમને લઇ જવા કહ્યું પણ તે લોકો પોતાના પ્રાણ બચાવવાનીજ ફિકરમાં હતા. ઇબ્રાહીમને સાથે લઇ જવાની તેમની ઇચ્છિા નહોતી. ઇબ્રાહીમના હાથીનો મહાવત પહેલાં-થીજ હાથી લઇને ન્હાસી ગયો હતો. રાણીની આજ્ઞાનુસાર કલ્યાણસિંહે ત્રણ ગાડીઓ મંગાવી અને ઇબ્રાહીમને તથા તેનાં માણસોને તેમના દેશમાં મોકલવાની ગોઠવણ કરી. રાણીએ એ લોકોને એકસો રૂપિયા રસ્તાના ખર્ચ માટે આપ્યા. અને વિશેષ દયાળુતાનો પરિચય આપ્યો. રૂપિયા મળવાથી ઇબ્રાહીમની સાથેનાં માણસો તેને દેશમાં લઇ જવા સમ્મત થયાં.

મધ્યાન્હ સમયે ઇબ્રાહીમની સાથે આવેલા ઇસપઅલ્લી, અકબરઅલ્લી, મનસૂરઅલ્લી, એલાહીબક્ષ, ફત્તેહખાં, અને બીજા ત્રણ જણ મળી ગાડીમાં બેઠા અને લખનૌ તરફ ચાલ્યા. રાત્રિના સાત વાગે ગાડીઓ વિજયગંજ પહોંચી. વિજયગંજની દુકાનો અને ઘરો સઘળાં શૂન્ય થઈ પડયાં છે. ઇસપઅલ્લી વિગેરેએ ત્યાંજ મુકામ રાખ્યો. તોતારામની શૂન્યકાર થઈ પ-ડેલી દુકાનને ઓટલે બેસી બધા તમાકુ પીએ છે. બીજા ત્રણ જણાઓ આહારની વ્યવસ્થા કરે છે. દુકાનની બાજુમાં ગાડીમાં પડેલો ઇબ્રાહીમખાં નિદ્રા લે છે. શરિરમાં દુઃખ થવાથી વારંવાર "પ્રાણ જાય છે, પ્રાણ જાય છે ! ખુદા ! બચાવ ! " એવા શબ્દો સંભળાય છે. તેનો આર્ત નાદ સાં-ભળી ઇસપઅલ્લીને ઘણું મનકષ્ટ થવા લાગ્યું. તેણે ફત્તેહખાંને કહ્યુંઃ ભાઇ ! ચકલાદાર સાહેબને બચવાની આશા નથી. કાંતો સાહેબ આજે રાત્રેજ મરી જશે. તેની કબર ક્યાં કરવી તેનો વિચાર કરવો જોઇએ.

ફત્તેહખાંએ ઉત્તર આપ્યોઃ ભાઈ ! હું તો તેને સાથે લાવવાનેજ ખુશી નહોતો. સીતાપૂરની રાણીએ વાટ ખરચ માટે રૂપિઆ આપ્યા ત્યારે તેને લોભે તમે તેને સાથે લઇ આવ્યા. તમારી મરજીમાં આવે તેમ કરો. હું તો એકલોજ ચાલ્યો જઇશ.

ફત્તેહખાંનું ઉત્તર સાંભળી ઇસપઅલ્લી, એલાહીબક્ષને કહેવા લાગ્યોઃ મુમશી સાહેબ ! ફત્તેહખાં કુરાન જાણતા નથી, તેને ધર્માધર્મનું જ્ઞાન નથી. આપે તો કુરાન વાંચ્યું છે. જે સાચો મુસલમાન છે તે શું પોતાના સ્વધર્મીને આવી દુઃખી હાલતમાં જંગલમાં છોડી જાય કે ?

અત્યાર પહેલાં એલાહીબક્ષને કોઇ મુનશી કહી બોલાવતું નહોતું. ઈસપઅલ્લીએ તેને આદરપુર્વક મુનશી કહેવાથી વિશેષ ગાંભિર્યપુર્વક ઉત્તર આપ્યું: હજરત ! ચકલાદાર સાહેબનું મૃત્યુ થાય તો અવશ્ય તેમને કબરનશીન કરવાજ જોઇએ. વન જંગલમાં નાંખી જવાય નહિ." એલાહીબક્ષનું કહેવું સાંભળી મનસુરઅલ્લીએ વાતમાં ટાપસી પુરી: હાં, જનાબ, વાત સાચી છે, પણ કબર કયાં કરવી ? જંગલમાં મરણ પામશે તો કબર કયાં કરશો ?

ઇસપઅલ્લીએ કહ્યું: કેટલાં કેટલાં જંગલો ઓળંગીને લખ્નૌ જવાનું થશે ને જંગલમાં કબર કરવાનું બનશે નહિ; ચકલાદાર સાહેબ આજ મરો કે કાલે મરો, મરશે એતો નક્કીજ. બચવાની તો આશા નથીજ. અલ્લાની મરજીથી આજ રાત્રેજ મૃત્યુ થાય તો આ જમીનમાંજ તેમની કબર કરવાનું બની શકશે. ભાઇ ! ચકલાદાર સાહેબ આપણા સાત જણનો ઉપરી અમલદાર, તમે ગમે તેમ કહો પણ હું તો તેમને જંગલમાં મુકી જઇશ નહીં. તેને માટે કબરનો બંદોબસ્ત કરવો પડશેજ.

ઈસપઅલ્લીની વાત સાંભળી ફત્તેહખાંને વધારે ગુસ્સો થયો. તે બોલ્યો: હા, હા, આજે રાત્રેજ મરશે, જરાક જેટલો ઘા વાગવાથી શું મૃત્યુ આવી પહોંચશે ? ચકલાદાર સાહેબ ધારે તો તને અને મને બધાંને મુકી એકલા ચાલ્યા જાય એવા છે. મીયાં ! શું તમે જીવતાંનેજ કબરમાં દાટી દેવા તયાર છો કે ? "

ફત્તેહખાંના બોલી રહ્યા પછી ઇસપઅલ્લીએ કહ્યું; ફતેહખાં, તું મુસલમાન નથી, એલાહીબક્ષ મુનશી અથવા મીયાં મનસુરઅલીને પુછી જો કે મુસલમાન મુસલમાનને કબરનશીન કર્યા વિના શું જંગલમાં નાંખી જાય કે ? "

ફતેહખાં ગુસ્સામાંને ગુસ્સામાંજ બેસી રહ્યો. તેણે કાંઈ ઉત્તર આપ્યું નહિં. એલાહિબક્ષે કહ્યું: અગર જો ચકલાદાર સાહેબ આજે રાત્રેજ મરી જશે તો તો અહિં કબર બનાવવાની ઠીક જોગવાઇ થશે. પણ બે દિવસ પછી જંગલના રસ્તામાં મરી જશે તો મહાપંચાત થશે.

એટલામાંજ એલાહીબક્ષની નજર તેજ દુકાનમાં પડેલી એક કોદાળી ઉપર પડી. ન્હાસી જતી વખતે દુકાનદાર લોકો મુલ્યવાન જણશો લઇ ગયા છે. કોદાળી, છરી, કડછી એવી નિર્મુલ્ય વસ્તુઓ પડી રહી છે, કોદાળી જોઈ એલાહીબક્ષે કહ્યું; જુવો, જુવો, દુકાનમાં પેલી કોદાળી પડેલી છે, બીજે કોઇ ઠેકાણે કબર ખોદવી હશે તો કોદાળી મળશે નહિં:

સઘળાની દ્રષ્ટિ કોદાળી ઉપર પડી. હવે બધા વિચાર કરવા લાગ્યા કે થોડોક જીવ હોવા છતાં મનુષ્યને કબરનશીન કરી શકાય કે નહિ ?"

ઇસપઅલ્લીઃ હજરત મહમ્મદ સાહેબે, કાફરો સાથે કેટલીવાર યુદ્ધ કર્યું છે, શું તેમણે પોતાની સાથેનાં મરેલાં માણસોને જંગલમાંજ ફેંકી દીધાં હતાં ?

એલાહીબક્ષ મુનશી હવે ઉત્તર આપી શક્યા નહિં. અનેક વાંદાનુવાદ થયા પછી ત્રણે જણાએ નિશ્ચય કર્યો કે ઇબ્રાહીમખાં હમણાં મુમુર્ષુવસ્થામાં છે, તે હવે બચશે નહિં, કાંતો કલાક અરધા કલાકમાંજ મૃત્યુવશ થશે.

ગાડીમાંથી ધીમે ધીમે અવાજ આવ્યો, "અરે ! તુમ કહાં હૈ ! હમારા જાન જાતા હય ! હમ અબ બચનેવાલા નહિ."

ઈબ્રાહીમખાં પોતેજ કહે છે કે તેનો જીવ બચશે નહિ તેથી ઈસપઅલ્લી વિગેરેનો નિશ્ચય થયો કે ઇબ્રાહીમખાં નક્કી મૃત્યુ પામશે. એલાહીબક્ષ વિગેરે બોલી ઉઠયાઃ હવે કબર ખોદવી જોઇએ, એક તરફ કબર ખોદાઇ રહેશે એટલામાંજ તેનો જીવ નિકળી જશે. બન્ને કામ એકી વખતે પૂરાં થશે. ત્રણે જણ ઝટ ઉઠી ઉભા થયા. ઇસપઅલીએ અકબરઅલીને કહ્યું: મીયાં, હવે વિલંબ કરશો નહિઃ કોદાળી પકડો ! વળી ફતેહખાંને કહ્યું: ભાઇ, ચકલાદાર સાહેબનું મૃત્યુ આવી પહોચ્યું છે. હવે ગુસ્સો કરવાનો વખત નથી. મેહેરબાની કરી અકબરઅલીની સાથે જઈ આ દુકાનની બાજુમાંજ કબર ખોદવા માંડો. અમે ચકલાદાર સાહેબની તબીયત જોઈ આવીએ.

ફતેહખાં મનમાંજ વિચાર કરવા લાગ્યો કે આ શું ? શું એ ત્રણે જણા કાંઇ દિવાના તો નથી ! પરંતુ તે શું કરે ! આ સંસારનાં સઘળાં મનુષ્યો વધારે મત મળતા હોય તેજ કામ કરવા તયાર થાય છે. ફતેહખાંને પણ પોતાના ચાર મિત્રોના મત પ્રમાણેજ કામ કરવું પડયું. અકબરઅલ્લીની સાથે જઈ, ઇબ્રાહીમખાંને માટે કબર ખોદવામાં સ્હાય કરવા લાગ્યો. તોતારામની દુકાનની બાજુમાં ચાર હાથ ઉંડો અને બે હાથ પહોળો ખાડો ખોદી એક કબર બનાવી.

ઈસપઅલ્લી, મનસુરઅલ્લી અને એલાહિબક્ષ ઇબ્રાહીમખાંની ગાડી પાસે આવ્યા. એ ત્રણ જણને જોઈ ઈબ્રાહીમે પોતાનું દુઃખ વિશેષ દેખાડવા માંડયું. તે બોલ્યોઃ ભાઇ ! મેરા જાન જાતા હૈ ! ગાડીમેં પડ રહેનેસેં શરીર બ્હોત દુઃખતા હય ! મેહેરબાની કરકે કુછ બિછાનાકા બંદોબસ્ત કરો. કોઇ દુકાનકે ઓટેપેં ગદ્દી બદ્દી બિછાઓ. અબ મૈં બહુત દેર જીનેકા

નહિ. ખુદા ! હાફીજ !

વળી થોડીવારે બોલ્યોઃ ભાઇઓ ! અબ મેં ચલા—મુઝે ભૂક બ્હોત લગી હય ! કુછ થોડીસી મુરઘીકા—

એટલું બોલતાં બોલતાંજ ઈબ્રાહીમનાં નેત્રો ઉંચા ચઢયાં. ત્રણે જણ દોડી તેની પાસે જઈ નીચા નમી તેનાં નેત્રો જોવા લાગ્યા. તેના કપાળ ઉપર, છાતી ઉપર હાથ મુકી શ્વાસ જોવા લાગ્યા. શ્વાસ જોસથી વ્હેવા લાગ્યો હતો. મનશુરઅલીએ કહ્યુંઃ ઉઠાઓ, ઉઠાઓ, મીયાં કયા દેખતે હો ! અબ દેર નહિં ! ચકલાદાર સાહબ અબ જીનેવાલે નહિં.

ત્રણે જણાએ ઝપાટાબંધ ઇબ્રાહીમને ગાડીમાંથી નીચે ઉતાર્યો. ઈબ્રાહીમે ખરૂં જોતાં થોડોક ઢોંગજ કર્યો હતો. તેના મનમાં હતું કે મંદવાડ વધારે બતાવી સુખ મેળવવું. પણ મનની ઇચ્છા મનમાંજ રહી. ત્રણે જણા ઉંચકીને દુકાનમાં એક સારા બિછાના ઉપર સુવાડશે એમ જાણી શ્વાસ જોરથી વહેવડાવતો હતો પણ પેલા ત્રણે જણાએ તો તેની કબર ખોદાવી તૈયાર રાખીજ હતી ! ગાડીમાંથી ઉઠાવી ઈબ્રાહીમને કબરમાંજ સુવાડી દીધો ! કબરમાં અંધકાર હોવાથી ઈબ્રાહીમનું મ્હો જોઇ શકાતું નહોતું. ઈસપઅલીએ ઈબ્રાહીમના મ્હોડામાં આંગળી ઘાલી જોઇ તે બોલ્યોઃ હજરત ! ખુદા હાફિજ ! ચકલાદાર સાહબકે શરિરમેં કુછ નહિં ! શ્વાસ બંધ હો ગયા ! સાહેબકા મૃત્યુ હુવા હય ! ઈબ્રાહીમને બોલવાનો વખતજ મળ્યો નહિ ! પાંચ સાત જણા તેના બોરકૂટામાં બોલાચાલી કરી ગરબડાટ મચાવી રહ્યાથી કબરમાંથી તેનો અવાજ સાંભળેજ કોણ ? ઈસપઅલ્લીના મુખમાંથી "શ્વાસ નથી" એ શબ્દો સાંભળી મનસુરઅલ્લી વિગેરેએ "હાફિજ, હાફિજ" શબ્દ કહેતાં, આસપાસ પડેલું મટોડુ કબરમાં નાંખવા માંડયું. જોતજોતામાં ચૌદ હાથથી કબર પુરાઈ ગઈ ! ત્યાર પછી બધાએ પગવડે કબર ઉપરનું મટોડુ દાબી દીધું ! ઈબ્રાહીમખાં કબરનશીન થયો. તેના સાથીદારો એક બીજાનું મ્હોડું જોતાં, દિલગીર ચ્હેરે લખનૌ તરફ ચાલવા લાગ્યા. વિજયગંજ પાછું ચીરકાલને માટે જનશૂન્ય થયું. ત્યાં મનુષ્યનું ચિહ્ન નથી, માત્ર ઈબ્રાહીમની કબર અને ઈબ્રાહીમનું મૃતક શરિર ત્યાં પડી રહ્યું.





# દશમ પરિચ્છેદ.

## ગવર્નર જનરલની કૌંન્સીલ.

There is a tide in the affairs of men—
*Julius Cæsar*



પૂર્વે પરિચ્છેદમાં લખાયલી ઘટનાને એક માસ વ્યતિત થયા પછી, જુદાં જુદાં વર્તમાનપત્રોમાં, **વિજયગંજ**ના યુદ્ધ સંબંધી લેખો પ્રકટ થવા માંડ્યા. સૌથી પહેલાં પશ્ચિમ હિંદના પ્રખ્યાત વર્તમાનપત્ર " **મોફસીલ અખબાર** " માં પ્રસિદ્ધ થયું કે "ગિત ૨ ૭ ફેબ્રુઆરીએ, **અયોધ્યા**ના બાદશાહે મોકલેલા અંગ્રેજ સૈન્ય અને સીતાપૂરની રાણી વચ્ચે તુમુલ સંગ્રામ થયું છે. અધપિ પર્યંત એ યુદ્ધનું સમસ્ત વૃત્તાંત અમને મળ્યું નથી. પરંતુ બીચારા ખબરપત્રીએ લખ્યું છે કે: રાણીનાતલવારના ઘાથી અંગ્રેજ સૈન્યના અધ્યક્ષ **મેજર સ્મીથ**ને પંચત્વ પ્રાપ્ત થયું છે. બન્ને પક્ષના સિપાહીઓ થોડા ઘણા ઘાયલ થયા છે. કોઇક મરણ પણ પામ્યા છે."

"**દિલ્લી ગેઝેટ**" માં લખ્યું છે કે: **સી**તાપૂરની રાણી સાથે રાજકર ઉઘરાવતાં બાદશાહના મોકલેલા સૈન્ય સાથે યુદ્ધ થયું છે. યુદ્ધમાં પરાજય પામેલી રાણી **ને**પાલ તરફ ન્હાસી ગઇ છે. **અંગ્રેજ સૈન્ય**માંના પાંચ જણ**થી** વધારે ઘાયલ થયા નથી પરંતુ રાણીના સૈન્યમાંના પાંચસો સિપાહીઓ મરી ગયા છે. આ યુદ્ધમાં **બા**દશાહના ચકલાદાર ઇબ્રાહીમખાંનું મૃત્યુ થયું છે. યુદ્ધ બંધ થયા પછી થોડોક વખત વરસાદ થયો હતો. અંગ્રેજ સૈન્યના અધ્યક્ષ **મેજર સ્મીથ** વરસાદમાં ઘણા ભીંજાવાથી તાવના રોગથી પીડાઇ **બૅ**રૅચ પહોંચવા પહેલાંજ રસ્તામાં તેનું મૃત્યુ થયું છે. **મી. સ્મીથ**ના મૃ-

સુધી ઇસ્ટ ઈન્ડીઆ કમ્પનીએ એક કાર્યદક્ષ, સુચતુર, અને બુદ્ધિમાન સૈનિક પુરૂષ ગુમાવ્યો છે. ”

આ લેખ પ્રકટ થયા પછી એક સપ્તાહ પછી "મોફસીલ અખબાર" નામક પત્રમાં પ્રકટ થયું કે: "ઘણી દિલગીરી સાથે પ્રકટ કરવું પડે છે કે અમારા સંવાદદાતાની ભૂલથી ગયા સપ્તાહના પત્રમાં " મેજર સ્મીથ, સીતાપુરની રાણીની તલવારના આઘાત વડે પંચત્વ પામ્યા છે એવું પ્રકટ થયું છે. પરંતુ ભરોંસાપાત્ર ખબર મળી છે કે તે જ્વર રોગે મૃત્યુ પામ્યો છે. ચકલાદાર ઇબ્રાહીમખાં, રાણીની તલવારના ઘા વડે અચૈતન્ય થયો હતો તેને તેના વિશ્વાસુ અને પ્રભુભક્ત નોકરો ખાંધે ઉંચકી લઈ વિજયગંજમાં લાવ્યા હતા. તેને બચાવવાને યોગ્ય યત્ન કરવામાં આવ્યો પરંતુ ત્રીજે દિવસે તેનું મૃત્યુ થયું. તેના નોકરોએ તેનું મૃતદેહ વિજયગંજના બજારમાં કબરનશીન કર્યું છે. ”

લગભગ બે સપ્તાહમાં ફેબ્રુઆરી માસના શેષ ભાગમાં આ સઘળા સમાચાર કલકતે પહોંચ્યા. તે સમયે કલકત્તામાં ત્રણ અંગ્રેજી પત્રો હતાં. જહોનબૂલ,–John Bull; બેંગાલ હરકરા,–Bengal Harkara; અને કલકત્તા કુરિઅર–Calcutta Courier.

જહોનબૂલ પત્રિકામાં, મોફસીલ અખબાર અને દિલ્હિ ગેઝેટ પત્રમાંથી વિજયગંજના યુદ્ધનો હેવાલ પ્રકટ થયો. જહોન બૂલના એડિટરે અયોધ્યાની વર્તમાન અવસ્થા સંબંધે એક મ્હોટો લેખ ઘણી સખ્ત ભાષામાં લખ્યો. એ લેખના ઉપસંહારમાં લખ્યું છે કે: "અયોધ્યાના વર્તમાન અત્યાચાર, અયોધ્યાની પ્રજાનું પીડન, ઇષ્ટ ઇન્ડીયા કમ્પની અને કંપનીના કર્મચારીઓ તરફનું દ્રવ્ય શોષણ કરવાના યત્નનું અનિવાર્ય ફળ છે. અમે સ્પષ્ટ રૂપે કહીએ છીએ કે ઇસ્ટિ ઇન્ડિયા કમ્પનીના કર્મચારીઓ, લુંટારાઓ–ધાડપાડુઓ–ની પેઠે અયોધ્યાનું દ્રવ્ય હરણ કરે છે.

બેંગાલ હરકરાએ ગવર્નમેંટને પુષ્ટિ આપતાં લખ્યું કે "અમારા વિદ્વાન મિત્ર જહોન બૂલ, બરોબર બૂલની–બળદની–પેઠેજ વિજયગંજ માટે પોકાર કરે છે. વર્તમાન બનાવ સંબંધી કમ્પની અને કમ્પનીના કર્મચારીઓનો, કિંચિત્ માત્ર પણ દોષ જોવામાં આવતો નથી. વાસ્તવિક રીતે જોતાં અયોધ્યાને કમ્પનીના રાજ્ય સાથે જોડી દેવામાં આવશે નહિં તો અયોધ્યાનું રાજ્ય વ્યવસ્થિત રીતે ચલાવવાનો માર્ગ નથી."

કલકત્તા કુરિયરે મધ્યસ્થનું સ્થાન ગ્રહણ કર્યું. તેમાં લખ્યું છે કે "અયોધ્યાના રાજકારભાર સંબંધે કમ્પનીનો દોષ હોવા છતાં પણ હમણાંનો

બનાવ," સીતાપૂરના જમીનદારોની સત્યતા બતાવતો નથી. તેઓ રાજકર કંઈ પણ આપતા નથી તેથી એવી દશામાં સૈન્ય મોકલ્યા શિવાય દેશમાં રાજ કરવાનો બીજો કોઇ ઉપાય નહોતો."

આ સમયે કલકત્તામાં " સમાચાર ચંદ્રિકા " નામનું એક બંગાલી પત્ર પ્રકટ થતું હતું. ચંદ્રિકામાં લખ્યું હતું કે " અમને ચોક્કસ ખબર મળી છે તે પ્રમાણે સીતા જેવી સીતાપૂરની રાણીએ સ્વયં અશ્વારોહી થઇ, હાથમાં તલવાર લઇ, વીર પુરૂષની પેઠે, સંગ્રામ ક્ષેત્રમાં પ્રવેશ કર્યો હતો. તે સમયની તેની ભૈરવી મૂર્તિ જોઈ એવું જણાતું હતું કે સ્વયં ભગવતી ગિરિનન્દિની, મહિષાસૂરનો વધ કરવા માટેજ સિંહ ઉપર આરૂઢ થઈ સંગ્રામ ક્ષેત્ર ઉપર આવી ઉભી છે. ઈન્દ્રના વજ્ર ધનુષ્ય પેઠે તોપોના સેંકડો ગોળા તેના મસ્તિક ઉપર ગર્જવા લાગ્યા પરંતુ અદ્‌ભૂત આશ્ચર્ય ! તે તોપના ગોળા રાણીના શરિરને સ્પર્શ કરતાંજ થંડા થઈ જતા ! વીર રાણી એકાએક અંગ્રેજ સૈન્યના અધ્યક્ષ મેજર સ્મીથ તરફ ચાલી. મી. સ્મીથને જોતાંજ દોડીને હાથમાંના ખડ્‌ગ વડે તેનો શિરચ્છેદ કર્યો. કોણ કહે છે કે આ દેશની સ્ત્રીઓ બિહકણ છે? કોણ કહે છે કે આ દેશની સ્ત્રીઓ સંગ્રામ કરવામાં પાછી હઠે છે ? ભીમ અને અર્જુન જેવા વીર યોદ્ધાઓનું તેજ, હજુ પણ અમારા દેહમાં વહન કરે છે. કોણ કહે છે કે ભારતવાસીઓ વિર્ય હીણ છે? આજે પણ ભાગિરથી અને ગંગાના નિર્મળ જળ શ્રોત પેઠે, પવિત્ર આર્યરક્ત અમારા શરિરમાં વહન કરી રહ્યું છે. એજ પવિત્ર લોહી હજુ પણ અમારા શરિરમાં ઉછળે છે, એજ પવિત્ર લોહી હજુ પણ જણાય છે. ઇત્યાદિ ઇત્યાદિ."

લગભગ એક માસ સુધી, વર્તમાનપત્રોમાં વિજયગંજનો બનાવજ પ્રકટ થવા લાગ્યો. આ બનાવ પહેલાં અયોધ્યાના રાજકારભાર સંબંધી કૉર્ટ ઓફ ડિરેક્ટરનો લાંબો પત્ર—despatch–ગવર્નર જનરલને મળ્યો. આ સમયે લૉર્ડ વિલીયમ બેન્ટિક, ભારતવર્ષનો ગવર્નર જનરલ હતો. અને સર ચાર્લસ થિઓફિલાસ મેટકાફ કૌન્સિલનો પ્રધાન મેમ્બર હતો. આ બન્નેની શાસનપ્રણાલી જોઇ ભારતવાસીઓ કહેતા હતા કેઃ બુદ્ધ રાજા, અને બૃહસ્પતિ મંત્રિ.

અયોધ્યાની રાજ્યનીતિ સંબંધી તપાસ ચલાવવાનું કામ ગવર્નર જનરલની કૌંસિલમાં શરૂ થયું. કૌંસિલમાં કોણે શું કહ્યું, અને કોણે શું નિશ્ચય કર્યો. તે જાણવાને કોઇ સમર્થ નહોતું. પરંતુ લોકવાયકા એવી ફેલાઇ કે કોર્ટ ઓફ ડિરેકટરે, અયોધ્યાનો શાસનભાર ગવર્નમેંટને ગ્રહણ કરવા આ-

અર્જ કર્યો છે. પરંતુ લૉર્ડ વિલીયમ બેન્ટિકે તેમ કરવા સમ્મતિ નહિં આપતાં કોર્ટ ઑફ ડિરેકટરને લખ્યું છે કેઃ—

* "આપણી શાસનપ્રણાલી કરતાં, મુસલમાનોની શાસનપ્રણાલી અનેક રીતે શ્રેષ્ઠ છે.

મુસલમાનો આ દેશના લોકોને સર્વ પ્રકારના અધિકાર આપે છે. પરંતુ આપણી રાજનીતિ તેઓ કરતાં વિરૂદ્ધ અર્થાત્ પાષાણવત્, સ્વાર્થપરાયણ અને નિર્દય."

સર ચાર્લસ થિઓફિલાસ મેટકાફે તો લૉર્ડ વિલીયમ બેન્ટિક કરતાં પણ સખત ભાષા વાપરી છે. સાંભળવામાં આવ્યું છે કે તેનું કહેવું એવું હતું કે પરમેશ્વરજ રાજ્યભાર અર્પણ કરે છે અને તેજ રાજ્ય ઝુંટાવી પણ લે છે. આ–હિંદુસ્તાન–દેશની પ્રજા સંબંધી આપણે જે રાજનીતિ અવલંબન કરી છે તેનાથી ::એકને એક દિવસે, પ્રજાની કૃતજ્ઞતાનું પરિવર્તન થતાંજ, કલંકનો ભાર મસ્તકે લઇ, આપણે આ દેશ ત્યાગ કરવો પડશે એ નિશ્ચયજ છે.

આ પ્રમાણે વાદવિવાદ થયા પછી ગવરનર જનરલ લૉર્ડ વિલીયમ બેન્ટિકે અયોધ્યાની સ્થીતિ નજરે જોવી એવો નિશ્ચય થયો. અયોધ્યાના બાદશાહને ખબર આપવામાં આવી કે ઑગષ્ટ માસમાં ગવર્નર જનરલ પોતે અયોધ્યામાં આવશે. હવે ઑગષ્ટ માસ પહેલાં બાદશાહ, રાજકર—Taxes—ઉઘરાવવા માટે અંગ્રેજ સૈન્ય મોકલી શકયો નહિ.

ઈબ્રાહિમખાંના મૃત્યુ સમાચાર લખનૌ પહોંચ્યા પછી મેહેન્દી અલીખાંએ, અંગ્રેજ સૈન્યની એક બીજી ટુકડી સીતાપૂર મોકલવાનો વિચાર કર્યો હતો. પરંતુ સીતાપૂર નવું સૈન્ય મોકલે તે પહેલાંજ ગવર્નર જનરલનો હુકમ લખનૌ પહોંચી ગયો હતો. અને તેથી સીતાપૂર સૈન્ય મોકલવાનું બંધ રહ્યું. રાણી નારાયણકુમારી, કેટલોક વખત નિર્ભયપણે સીતાપૂર કિલ્લામાં રહી સમય વિતાડવા લાગી.

* Lord William Bantinck in his evidence before a Committee of the House of Commons in 1837, said—In many respects the Mahomedans surpassed our rule, they, admitted them (the natives) to all privileges; the interest, and sympathies of the conquerors and the conquered became identified. Our policy on the contrary, has been the reverse of this, cold selfish and unfeeling the iron hand of power on one side, monopoly and exclusion on the other.



# એકાદશ પરિચ્છેદ.



## આસફ ચાચા.

" Welcome, my uncle Asoph; we have missed you too long at our table "—*W. Kinghton.*



વસન્ત ૠતુના શેષ દિવસો છે. સૂર્યનો તાપ દિવસે દિવસે વૃદ્ધિ પામે છે. અસહ્ય ગરમી પડે છે ! લખનૌ નગરમાં મધ્યાન્હ કાળે, કોઇ મનુષ્ય ઘરમાંથી બહાર નિકળી શકતું નથી. કારણ, સખત તાપ પડે છે ! પ્રાતઃકાળે અને સાયંકાળે મનુષ્યો નદિ, બગિચા, રસ્તા અને શીતકર સ્થાનો તરફ ફરવા જાય છે. ફરિદબક્ષ નામક રાજભવન, સાહાનજિબ નામક ઇમામ્બરો, મોતીમહેલ નામક રમણીગૃહ, સુસજ્જિત કરવાની આજ્ઞા મળી છે, અને તે માટે અસંખ્ય મનુષ્યો કામે લાગ્યાં છે. નગરમાં સઘળે હાહાકાર થઈ રહ્યો છે. જ્યાં ત્યાં મનુષ્યોનાં ટોળે ટોળાં ફરતાં જણાય છે. સઘળાંના મુખમાંથી " ગવર્નર જનરલ લખનૌ આવે છે." એજ શબ્દો સંભળાય છે.

ગવર્નર જનરલના આગમન પ્રસંગે નગરને સુસજ્જિત કરવા માટે અને વિવિધ પ્રકારના આમોદ, પ્રમોદ માટે ત્રીસ લાખ રૂપિયા ખરચ થશે. આસિસ્ટન્ટ દિવાન રાજા ભેવારામસિંહને, નગરને સુસજ્જિત કરવાનો ભાર સોંપવામાં આવ્યો છે. તેના હાથ નીચે ચાર પાંચ અંગ્રેજ એન્જીનિયરો કામ કરે છે.

પશુશાળાની ખુબી વધારવાનું તથા દરબાર ગૃહ સુસજ્જિત કરવાનું કામ અંગ્રેજ હજામ સરફરાજખાંને સોંપાયું છે. આહારને યોગ્ય અનેક મુલ્યવાન વસ્તુઓ અને કલકતાથી જુદી જુદી જાતના દારૂ-વાઇન અને

બીજી આહારની સામગ્રી ખરિદી લાવવા માટે સરફરાજે એક લાખ રૂપિઆનો આંકડો આપ્યો છે, બીજી તરફ અનેક નૂતન પશુ પક્ષી ખરિદવાનું કામ ચાલે છે. ગવર્નર જનરલને વિવિધ પ્રકારનાં પશુઓનું યુદ્ધ બતાવવામાં આવશે. આ કારણોથી ત્રીશ લાખ રૂપિયાનો ખર્ચ થાય એ કાંઇ વિશેષ નથી! આટલો મ્હોટો ઠાઠમાઠ, આટલી બધી તયારીઓ અને આટલી બધી મોજ મઝા માટે ફક્ત ત્રીશ લાખ રૂપિયા!! ઓહ! એ શું કાંઇ વધારે છે? આ મહાન પ્રસંગે ગાયન, વાદ્ય, અને નૃત્ય કરનાર સુંદરીઓ વિગેરેનો બંદોબસ્ત કરવાનું કામ રાજા દર્શનસિંહે માથે લીધું છે. પંજાબથી કાશ્મીરી વેશ્યાઓ લાવવામાં આવશે. નાચનારી વેશ્યાના નાચ, ગાન ઉપરાંત સુંદરતા હશે તોજ ગવર્નર જનરલ અને નવાબ સાહેબ ખુશ થશે નહિં તો ઠપકો અને નોકરી ઉપરથી બરતરફ થવાશે! રાજા દર્શનસિંહને સૌથી મ્હોટામાં મ્હોટું કામ સોંપવામાં આવેલું હતું. તેની ચિંતાનો પાર નહોતો!

હમણાં અયોધ્યાના બાદશાહ, ફરિદબક્ષ નામક રાજમેહેલમાં નિવાસ કરે છે. ફરિદબક્ષ રાજમેહેલ પ્રાચીન ઢબ પ્રમાણે બંધાયેલો હતો. ગોમતી નદીની બાજુના મ્હોટાં મ્હોટાં ઘરો પણ ફરિદબક્ષ મહેલને નામે ઓળખાતાં હતાં. એના એક ખણ્ડમાં સ્ત્રીઓનો નિવાસ, દ્વિતીય ખણ્ડમાં દરબાર ગૃહ, અને તૃતીય ખણ્ડમાં ઓફિસ રાખવામાં આવી હતી. દરબારગૃહના દરેક બારણાંઓ ઉપર સ્વર્ણ જડિત પરદાઓ ઝુલતા હતા. ભીંતો ઉપર બાદશાહના પિતા અને પિતામહની મૂર્તિઓ દેખાતી હતી. ઘરમાં પ્રવેશ કર્યા પછી બીજા એક મ્હોટા વિશાળ ઓરડામાં બાદશાહનું સિંહાસન હતું. સુવર્ણ રચિત સિંહાસનની આસપાસ અને ઉપરના ભાગમાં મૂલ્યવાન મણિમુક્તા મઢેલા હતા. રત્ન અને મણિમુક્તાથી બનાવેલું એક ચંન્દ્રાતપ ગોળ ઘુમટદાર છત્ર અને તેની નીચે બાદશાહને બેસવાનું સ્થાન હતું. નવાબ નસિરૂદ્દિનના પિતા અને પિતામહ આદિ પૂર્વના રાજપુરૂષો, સિંહાસન ઉપર સ્વર્ણ અને મણિમુક્તાદિ મૂલ્યવાન જવાહિરોથી મઢાયલી મખમલની ગાદી ઉપર બેસતા હતા. પરંતુ નવાબ નસિર, પ્રત્યેક વિષયમાં અંગ્રેજોના આચાર વ્યવહારનું અનુકરણ કરતો હતો. નવાબ નસિરના રાજત્વકાલમાં સિંહાસનના મધ્ય ભાગમાં હાથીદાંતની કારીગીરીવાળી અને સોનેથી મઢેલી એક ખુરશી મુકવામાં આવતી અને નવાબ સાહેબ તેમાં બેસતા હતા. દરબાર સમયે સિંહાસનની જમણી બાજુએ એક સોનેથી મઢેલી બીજી ખુરશી ઉપર બ્રીટિશ રેસિડન્ટ બેસતો હતો.

આજ દરબારનો દિવસ છે, અનેક અમીર ઉમરાવ દરબાર ગૃહમાં પ્રવેશ કરે છે. આસિસ્ટન્ટ દિવાન રાજા મેવારામસિંહ પ્રભૃતિ અન્ય રાજ કર્મચારીઓ, દરબારમાં આવતા અમીર ઉમરાવો અને અંગ્રેજ ગૃહસ્થોને યથા સ્થાને બેસાડે છે. એટલામાં લખનૌના રેસિડન્ટની ગાડી મહેલના દરવાજા આગળ આવી પહોંચી. હકીમ મેહેન્દી આલીખાંએ રેસીડન્ટને આદર પૂર્વક ગાડીમાંથી ઉતારી દરબાર ગૃહમાં લઈ ગયો. તત્કાળ બાજુના ઓરડામાંથી નવાબ નસિરૂદ્દિન હયદર અંગ્રેજ મિત્રો સહિત દરબાર ગૃહમાં આવી પહોંચ્યો, આસપાસ બેઠેલા અમીર, ઉમરાવો અને અંગ્રેજોએ આસન ઉપરથી ઉભા થઇ માન આપ્યું. નસિરૂદ્દિને સિંહાસનમાં આસન લીધું. તેની બાજુમાં રેસિડન્ટે આસન લીધું. નિયમ પ્રમાણે રેસીડન્ટે ચાર પાંચ અંગ્રેજોને બાદશાહના સ્હામુ મોકલી નજરાણું આપ્યું. રેસીડન્ટનું નજરાણું સુવર્ણની મુદ્રાઓ—મહોરો—ને બાદશાહે હાથ અડકાડયો. મંત્રિ મેહેન્દિ આલિખાંએ તે મોહોરોને સિંહાસનની એક બાજુએ મુકી. ત્યાર પછી મુસલમાન અમીર ઉમરાવમાંથી એક એક ગૃહસ્થ માથું નીચું નમાવી સલામ કરતો કરતો, નજરાણું હાથમાં લઇ સિંહાસનની પાસે આવી ઉભો રહેવા લાગ્યો. ઉમરાવોના નજરાણાને નસિરૂદ્દિને સ્પર્શ કર્યો નહિં. અંગ્રેજી રીત પ્રમાણે માત્ર ડોકું હલાવી સ્વિકાર કર્યો.

નજરાણું અર્પણ થઇ રહ્યા પછી બાદશાહે રેસીડન્ટના ગળામાં એક સોનાનો હાર પહેરાવ્યો. રેસીડન્ટે પણ નસિરૂદ્દિનને એક સોનાનો હાર પહેરાવ્યો. રેસીડન્ટે જે સોનાનો હાર બાદશાહને પહેરાવ્યો તે કયાંથી આવ્યો ? કદાચ નસિરના ખજાનાનોજ હાર નસિરના ગળામાં પડયો હોય અને રેસીડન્ટ સાહેબ માત્ર માન મેળવી ગયા હોય તો સમ્ભવિત હતું ! બાદશાહ અને રેસીડન્ટ સોનાના હાર પહેરી સિંહાસનથી નીચે ઉતર્યા, ત્યાર પછી બાદશાહે પોતાના સભાસદોને તથા અમીર ઉમરાવોને રૂપાના હાર અર્પણ કર્યા. હાર અર્પણ કરવાનું પુરૂં થયા પછી રેસીડન્ટ "ગુડ બાઇ" કહી વિદાય થયા. બાદશાહે રેસીડન્ટની સાથે સાથે બારણા સુધી આવીને "ખુદા હાફેઝ" બોલી તેમને વિદાય કર્યા. તત્કાળ દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો.

નસિરૂદ્દિન તરતજ બીજા ઓરડામાં ચાલ્યો ગયો અને ઉતાવળે ઉતાવળે માથા ઉપરનો રાજમુકુટ એક તરફ ફેંકી દીધો. શરીર ઉપરનાં મૂલ્યવાન અલંકાર અને વસ્ત્રો આમ તેમ ફેંકવા લાગ્યો. " બાપરે બાપ " કેટલી પંચાતી ? " એમ બોલી આરામ ચેર ઉપર પડયો. તેના પાછ-

ળઇ બે ચાર ખુશામતીયા મેમ્બરો પણ આવી નસિરની આજુબાજુ વિંટ ળાઇ વળ્યા. નસિરૂદ્દિને કહ્યું; તોબાહ, તોબાહ, જળ વગર પ્રાણ જાય છે! અરે કોણ છે ! આ શબ્દો નિકળતાંજ સુચતુર સરફરાજખાં ઉર્ફે વિલાયતી હજામ દોડતો આવ્યો. તેના એક હાથમાં બરફ મિશ્રિત્ કલેરેટનું ગ્લાસ હતું તે નસિરને આપ્યું. નસિરે તે ગ્લાસ પી લીધું અને શાંત પડયો. એક ફ્રેન્ચ બબરચી ટેબલ સાફ કરી આહાર માટે ગોઠવણ કરવા લાગ્યો એટલામાં બાદશાહના જમણા હાથનું બારણું ઉઘડયું. અને તેમાંથી ૭ પરમ સુંદર યુવતિઓ બાદશાહ સમ્મુખ આવી નમન કરી ઉભી. આ ૭ યુવતિઓનાં વસ્ત્રાભૂષણો અતિ મૂલ્યવાન હતાં. તેમનાં મુખ મણ્ડલ સ્વર્ગની અપ્સરાઓનો તાદૃષ્ય ચિતાર આપતાં હતાં. સફેદ ચ્હેરા, ગોળ ગ્રિવા, પાતળો ગળાનો ભાગ, નેત્રની ચંચળતા, છાતીનો સહજ ઉઠાવ, પાતળી કમ્મર અને મધ્યમ કદની ૭ યુવતિઓ જાણે એકજ સાંચામાંથી તૈયાર કરી બહાર કાઢી હોય તેમ સુંદરતાની છટા વિકાસવતી ઉભી હતી. તેમાંથી બે સ્ત્રીઓ બાદશાહની જમણી ડાબી બાજુએ મયુર પુચ્છના પંખા લઈ પવન નાંખવા લાગી. એક સ્ત્રી સુવર્ણનો હુકકો બાદશાહના સ્હામુ રાખી ઉભી. બીજી ત્રણ સ્ત્રીઓ બાદશાહની આસપાસ વિંટલાઇ વળી અને બાદશાહની ખુરસી પાસેજ જમીન ઉપર બેઠી. પહેલાંની ત્રણ સ્ત્રીઓને થાક લાગશે ત્યારે પૃથ્વિ ઉપર બેઠેલી ત્રણ સ્ત્રીઓ તેમનું કામ કરશે. ત્રણ ચાર અંગ્રેજો પણ ત્યાં બેઠેલા હતા. ઉઘાડે માથે ખુરશીપર બેઠા બેઠા આમ તેમ જોતા હતા. આ ખાનગી જનાનખાનામાં એવો નિયમ હતો કે યુવતિ સ્ત્રી સ્હામુ કોઈ પણ મનુષ્ય જોઇ શકતું નહિં. આ તો માત્ર પરિચારિકા યુવતિઓ હતી. પરંતુ એમાંથી જ્યારે કોઇનું નસીબ ખુલી જતું ત્યારે તેજ બેગમ થઈ જતી ! તેથી સઘળી પરિચારિકા યુવતિઓ સ્હામુ કોઈથી નજર નાંખી શકાતી નહોતી. તોપણ નસિરના મિત્રો સારી પેઠે જાણતા હતા કે બાદશાહ એક ગ્લાસ કલારેટ અથવા બ્રાન્ડિ વધારે નાંખશે એટલે પછી બસ ! પોતેજ બીભિત્સ બોલીને યુવતિઓ સાથે અશ્લીલ આમોદ પ્રમોદ આરંભ કરશે. અને તેથી તે વખતે કોઇને માથું નીચું કરવાની કે આડું અવળું જોવાની જરૂર રહેશે નહિં.

બાદશાહ પોતે જાતે હાસ્ય કરે નહિં ત્યાં સુધી કોઈથી હાસ્ય કરી શકાતું નહોતું. પરંતુ નવાબ નસિરના હસવાથી હસવા જેવો પ્રસંગ ન હોવા છતાં પણ બધા મિત્રમંડળને હસવું પડતુ. નસિરના ખાસ દરબારમાં આ નિયમો ઉલંઘન કરવા કોઇ શક્તિમાન નહોતું.

બીજા બે ગ્લાસ કલેરેટનાં આપ્યાં. નસિરૂદ્દિને ખુશીથી ગટગટાવી લીધાં. તે પેટમાં જતાંજ નસિરે રાજા દર્શનસિંહને યાદ કર્યો. પરંતુ રાજા દર્શનસિંહ હિંદુ છે એ બાબતનું નવાબને ભાન રહ્યું નહિ. એક બાજુ ટેબલ ઉપર જુદા જુદા આહાર પદાર્થો ગોઠવાઇ રહ્યા હતા. સુવર્ણના પાત્રમાં ગોમાંસ પણ મુકયું હતું. આ સ્થળે દર્શનસિંહ કેમ પ્રવેશ કરે ? તે જાતે હિંદુ, ટેબલ ઉપર ગોમાંસ ! પરંતુ બાદશાહની આજ્ઞાનું ઉલંઘન કરવાની કોઈનામાં ક્ષમતા નહોતી. તેથી દર્શનસિંહ બારણા આગળ આવી ઉભો રહ્યો. દર્શનસિંહને જોતાંજ નસિરે પુછ્યું:—પેલી કાસ્મીરી નાયકણો કયાં છે ?

દર્શનસિંહ બે હાથ જોડી બોલ્યો: મુલ્કે જમાના ! બે માસ થયા પંજાબથી બે નાયકણોને લાવવા માટે મનુષ્ય મોકલ્યાં છે. તેઓ નાયકણોને સાથે લઇ પંજાબથી કાનપૂર આવી પહોચ્યા છે. એક અઠવાડીઆમાં નિશ્ચય આવી પહોંચશે.

"અગર નહિં આવી પહોંચે તો ?" નસિરે પ્રશ્ન પૂછ્યો.

"અઠવાડીઆમાં જરૂર આવશે."

"અઠવાડીઆમાં નહિં આવે તો તમને નોકરી ઉપરથી રજા મળશે." નસિરે ન્યાય કરી દીધો !

"જી હુઝુર—મુલ્કે જમાના !" એટલું બોલી દર્શનસિંહ, નાકનો આગલો ભાગ જોરથી દબાવતો દબાવતો ચાલ્યો ગયો. ગોમાંસની સુગંધ તેનાથી સહન થઇ નહિં.

દર્શનસિંહના ગયા પછી નસિરે પોતાના કાકા આસફ ચાચાને બોલાવવા મોકલ્યું. નસિરના નોકરોએ જઈ વૃદ્ધ આસફ ચાચાને કહ્યું: મુલ્કેજમાના આપને આહાર માટે બોલાવે છે. આપને તેમની સાથે બેસીને ખાણુ લેવાનું છે."

બાદશાહના નોકરોનુ કહેવું સાંભળતાંજ વૃદ્ધ આસફ ચાચાનો જીવ ઉડી ગયો ! બુઢ્ઢાચાચા મનમાં વિચારવા લાગ્યા, ખુદા જાણે, આજે વલાયતી હજામ કોણ જાણે કેટલું દુ:ખ દેશે !" ગઇ કાલેજ એ વિલાયતી હજામે સાદતચાચાને ભયંકર દુ:ખ આપ્યું છે, તેની જોડે આહાર કરવાને બહાને બોલાવી ખુબ મદ્યપાન કરાવી, તેની જોડે નાચતાં નાચતાં લુગડાં ફાડી નષ્ટ કર્યાં હતાં. અને અર્ધ નગ્ન બનાવ્યો હતો.

બાદશાહના માણસોને આસફચાચાએ ઉત્તર આપ્યો:—હું વૃદ્ધ થયો છું, નસિરને કહેજો કે ત્હારા સમાન વયના મિત્રોમાં બેસી શું હું મોજમઝા કરવા

લાયક છું ? મ્હને ક્ષમા કર ! ”

બાદશાહના મોકલેલાં માણુસો પાછાં આવ્યાં અને આસફચાચાનો સંદેશો કહ્યો પરંતુ નસિરે તે સાંભળ્યોજ નહિં. આસફચાચાને તેડવા માટે પુનઃ માણુસો મોકલ્યાં. હવે ચાચાથી વધારે બોલાયું નહિં. નસિરૂદ્દિન અયોધ્યાનો બાદશાહ ! જો નસિર મનથી ધારે તો આસફચાચાનો માસિક પગાર બંધ કરી દે, ચાચાને અયોધ્યાની હદ બહાર કાઢી મૂકે. બાદશાહની આજ્ઞા પાલન કરવાને ચાચા તો શું પણુ ચાચાનો દેવ પણુ કમ્પતો અને તૈયાર થતો. પ્રાણુના ભયથી કમ્પતો કમ્પતો ચાચા ભોજનગૃહમાં આવી પહોંચ્યો. નૂસિરની જોડે બેસી અહાર કરવાનું શરૂ થયું. વિલાયતી હજામ સરફરાજ ત્યાં તયારજ હતો. એક ગૃહસ્થની પેઠે કાર્યભાર કરતો હતો. તેણે શરબતને બહાને ત્રણુ ગ્લાસ બ્રાન્ડિ આસફચાચાને પાઇ દીધી ! ચાચાએ વધારે સરબત પીવાની સાફ નાડી. પરંતુ નસિરૂદ્દિને પોતેજ શરબત કહીને ચાચાના મ્હો આગળ બ્રાન્ડિનું ગ્લાસ ધર્યું. ચાચા બિચારા ભલા માણુસ, નસિરના હાથનું ગ્લાશ પીતાંજ ખુરશી ઉપર અચૈતન્ય જેવા થઇ પડયા ! વૃદ્ધ મનુષ્ય, શરિરમાં લોહી ઓછું અને તેમાં વિલાયતી બ્રાન્ડિનાં ગ્લાસ ઉપંર ગ્લાસ ! ચાચા બેભાન થતાંજ વિલાયતી હજામે ચાચાને દુઃખ આપવાનું શરૂ કર્યું. અને મૂર્ખ નસિરે તે જોયાં કર્યું ! સરફરાજે લુગડાના બે લાંબા કટકા લઇને ચાચાની લાંબી દાઢીને છેડે એક એક કટકો બાંધી ખુરસીના પાયા સાથે બાંધ્યાં. ચાચા નિશાના જોરમાં આમ તેમ ફરવા જતો કે દાઢી તણાતી. અને તેથી તે વૃદ્ધને ભયાનક દુઃખ થતું ! હજામભાઈની અનન્ત બુદ્ધિ ! ચાચાની ખુરશી નીચે ત્રણુ ચાર મીણુબત્તીઓ સળગાવીને મુકી દીધી ! ખુરશી નીચે તાપ થવાથી ચાચા જોરથી ઉઠવા ગયા એટલે દાઢીનો એક ભાગ ઉખડી ગયો અને ઘરડા ડોસાના મુખ ઉપરથી દડદડ કરતું લોહી નિકળવા માંડયું ! વૃદ્ધના દુઃખને જોઈ નસિર અને હજામ બન્ને હીહીહી કરતા હસવા લાગ્યા !

નસિરના બીજા અંગ્રેજ મિત્રોને હજામનું આવું દુષ્ટાચરણુ પસંદ પડયું નહિં પરંતુ શું કરે? બાદશાહ હસતો હોવાથી પોતાને પણુ હસવું પડતું હતું. જો તેઓ હસે નહિં તો પંદરસો રૂપિયાની નોકરી જતી રહે છે ! તેઓ માત્ર માસિક ૧૫૦૦ રૂપિયાજ મેળવતા એટલુંજ નહિં પરંતુ શુભ દિવસે, પર્વના દિવસે, દરબાર ભરાતો તે વખતે ભેટ સોગાદ તરીકે પાંચ છ હજાર રૂપિયા એકી વખતે મળી જતા. ઉપરાંત દરરોજ બે વખત નવાબના ટેબલ ઉપરજ પેટ ભરતા તે તો જુદું !

ગાજીઉદ્દિન હયદરે પોતાના પૂત્ર નસિરૂદ્દિન હયદરને ગાદી ઉપર નહિં બેસાડવાનો ઠરાવ કર્યો હતો તે સમયે જે જે દરબારીઓ અને રાજકુટું-બીઓએ સમ્મતિ આપી હતી તે સઘળાને માટે નસિરે આસફ ચાચાના જેવીજ શિક્ષા શોધી કાઢી હતી. પોતાની સાથે બેસાડી આહાર કરાવ-વાને બહાને બોલાવી, ખુબ મદ્યપાન કરાવી પછી વિલાયતી હજામને સોંપી દેવામાં આવતા. અને તે પછી આસફ ચાચાના જેવી ભયંકર દુર્દશા થતી.

નસિરૂદ્દિન આ પ્રમાણે નિત્ય નવા નવા આમોદ પ્રમોદમાં ગુંથાઇ રહેતો. યોગ્ય સ્થળે તે તે બનાવોનું વર્ણન કરવામાં આવશે. “હમણાં વાં-ચક ! આવો ! આપણે કાનપૂર તરફ જઇએ !



## દ્વાદશ પરિચ્છેદ.



### અશોક વનમાં સીતા !

**दुखार्ता रुदती सीता वेपमाना तपस्विनी ।**
**चिन्तयन्ती वरारोहा पतिमेव पतिव्रता ॥**

**सुंदरकान्ड–रामायण**



અ ઢારસો સત્તાવનના બળવા પહેલાં કાનપૂર વિશેષ પ્રસિદ્ધ નગર નહોતું. રોહિલા યુદ્ધ પછી ઈ. સ. ૧૭૭૭ માં અં-ગ્રેજોએ કાનપૂરમાં લશ્કરી છાવણી (Cantonment) રાખી તે સમયથીજ કાનપૂર, એક મ્હોટા વ્યાપારનું મથક થઇ પડયું. કાનપૂરમાં લશ્કર હોવા છતાં પણ કાનપૂરની આસપાસના ગામોમાં ચોર, લુંટારા અને ઠગ લોકોનો નિવાસ અને ભય હતો.

કાનપૂર નગરની ઉત્તર પશ્ચિમ દિશાએ ઈંગ્રેજોનાં રહેવાનાં મકાનો હતાં, એ વિભાગના રસ્તા, ઘાટ, અને સઘળાં ઘરો સુંદર, સ્વચ્છ અને શોભાયમાન હતાં. નગરના અનેક સ્થાનોમાં ન્હાના મોટા બગિચાઓ આવી રહ્યા હતા. અયોધ્યાના બાદશાહના વર્તમાન સેનાપતિ દર્શનસિંહના પિતા જયપાલસિંહ પૂર્વે કાનપૂરમાં રહેતા હતા. તેઓ રાજપૂત વંશના હતા. તેમણે કાનપૂરમાં વ્યાપાર ધંધો કરીને પૂસ્કળ દ્રવ્ય મેળવ્યું હતું. આ નવલકથાના સમયથી છ વર્ષે પહેલાં તેમણે કાનપૂરનો ત્યાગ કરી લખનૌથી થોડે છેટે એક પ્રસિદ્ધ ગામમાં પોતાના પૂત્ર સહિત હમણાં નિવાસ કરે છે. કાનપૂરમાં તેમનો બગિચો અને વિશાળ મકાન છે. હમણાં તે મકાનમાં માત્ર એક વૃદ્ધા સ્ત્રી માત્ર રહે છે. દર્શનસિંહ તે વૃદ્ધાને માતા કહે છે. વૃદ્ધા પણ દર્શનસિંહને પૂત્રની પેઠે પ્રેમ પૂર્વક ચ્હાય છે.

આ બગિચામાં એક ન્હાનું બે માળનું ઘર હતું. તેમાં ત્રણ ઓરડા હતા. નીચલા ભાગમાં ન્હાની ન્હાની કેટલીક ઓરડીઓ હતી. નીચેના એક ઓરડામાં બે વાછરડાં સાથે એક ગાય બાંધેલી હતી. ઉપરના બે ઓરડામાં બગિચાના રક્ષક માળીઓ રહેતા હતા; કોઇક ઓરડો તેમની રસોઈ માટે ઉપયોગમાં આવતો, વૃદ્ધાનું કામકાજ કરવા એક નીચ કુળમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી દાસી સ્વરૂપ હતી. તે દાસીનું નામ બુન્દિયા હતું. બુન્દિયાને બધાં દાઈ કહીને બોલાવતાં હતાં.

અયોધ્યાના નવાબનો દરબાર થયો ત્યાર પછી ત્રીજે દિવસે મધ્યાન્હે પાંચ છ મનુષ્યો હાથી અને પાલ્ખીઓ સાથે આવી આ બગિચામાં પ્રવેશ કર્યો. આ મનુષ્યોને બગિચામાં આવતા જોઈ વૃદ્ધા સ્ત્રીએ બુન્દિયા દાઇને કહ્યું: જો તો, દાઈ, હાથી લઇને બગિચામાં કોણ પ્રવેશ કરે છે? દર્શનના મોકલેલાં મનુષ્યો હશે એમ જણાય છે, આપણને લખનૌ લઈ જવા આવ્યાં હશે.

બુન્દિયા નીચે ઉતરી આવેલા મનુષ્યોના સ્હામુ ઉભી રહી કે તરતજ તેમાંથી એક જણે કહ્યું: અમે લખનૌથી આવીએ છીએ, મ્હારૂં નામ માધુસિંહ, હું રાજા દર્શનસિંહનો નોકર છું, માજીને ખબર આપ—

બુન્દિયા માળ ઉપર ગઇ અને વૃદ્ધા સ્ત્રીને માધુસિંહના કહેવા પ્રમાણે સમાચાર આપ્યા. વૃદ્ધા માધુસિંહને ઓળખતી હતી. વૃદ્ધા જે ઓરડામાં બેઠી હતી ત્યાં બીજી પણ બે યુવતીઓ બેઠી હતી. તેમાંની એક યુવતીનું વય ચૌદ પંદર વર્ષથી વધારે નહોતું. બીજી યુવતીનું વય ત્રીશેક વર્ષનું હતું પરંતુ તેને જોવાથી રોગિષ્ટ માલમ પડતી હતી. તેના શરિરમાં માત્ર હાડકાં અને ચામડાંજ રહ્યાં હતાં.

વૃદ્ધા સ્ત્રી નીચે ઉતરી. તેને જોઇ માધુસિંહે દંડવત પ્રણામ કર્યા, વૃદ્ધાએ પૂછ્યું.

" દર્શનનું શરીર આરોગ્ય છે કે ? "

" જી, હા, આરોગ્ય છે, પરંતુ મ્હોટી વિપદ—"

" વિપદ કેવી ? "

" સાતજ દિવસમાં આ બે યુવતીઓને સાથે લઇ લખનૌ પહોંચવું જોઇએ. બાદશાહનો હુકમ—"

" નુન્નને તો હું હમણાંજ મોકલી શકીશ, તેને નાચ, ગાયન ઉત્તમ પ્રકારે આવડયું છે, પરંતુ આ મ્હોટી છોકરીને લાવવાથી દર્શન મ્હોટી મુસ્કેલીમાં પડયો છે. "

" મહારાજે એ બન્નેને સાથે લઈ તમને આવવાની આજ્ઞા કરી છે. "

" માર્ગમાં કદાચ આ છોકરી બુમો પાડશે તો ? "

" બુમો પાડશે તો કહીશું કે એ છોકરી ગાંડી થઇ છે. "

" પરતુ એને લખનૌ લઇ ગયાથી ફળ શું ? એને નાચ, ગાયન કાંઇ આવડતું નથી. "

" બે વરસ થયાં કાંઇ આવડયું નહિં ? "

" એક વરસ તો એ છોકરીના ઓરડાનું બારણું બંધ કરી પુરી રાખી હતી. કારણુ કે તે તો માત્ર આત્મ હત્યા કરવાને તયાર હતી. એક વખત તો પડતું મુકયું હતું ત્યાર પછી છ સાત મહિના માંદી હતી. તેનાથી ઉઠાતું પણ નહિ, આહાર કરતી નહોતી, મ્હારૂં સ્પર્શ કરેલું પાણી પણ પીતી નહોતી.

" હજુ પણ શું એવું ગાંડાપણું કરે છે?"

" ત્રણ ચાર મહિના થયા કાંઈ ઠીક છે, પરંતુ એને ઘરમાં રાખીને હું ભયાનક કષ્ટ પામી છું. હમેશાં બુમો પાડતી, હમેશાં ચિત્કાર કરતી, બાપરે ! એ તો ભયાનક છોકરી ! એને દર્શન શા માટે લાવ્યો છે તે સમજાતું નથી. "

નીચેના એક ઓરડામાં વૃદ્ધા સ્ત્રી અને માધુસિંહ વચ્ચે ઉપર પ્રમાણે વાતચિત ચાલતી હતી. ઉપલા માલ ઉપર બેઠેલી બે યુવતીઓ પરસ્પર વાતચીત કરે છે, તેમાંથી મ્હોટી યુવતી શરિરે રોગિષ્ટ હતી. કાંઇક માનસિક વ્યાધિથી પિડાતી હતી. નેત્રમાં આંસુ સહિત તેણે કહ્યું ! નુન્ના ! હવે આ દુઃખ સહન થતું નથી. મ્હને પાપીયસી જાણીને યમ પણ સ્પર્શ કર-

તો નથી ! હજાર યત્ન કરવા છતાં પણ આત્મહત્યા કરી શકાતી નથી."

બીજી યુવતીએ કહ્યું: મ્હોટી બ્હેન ! રડશો નહિં ! ત્હમને રડતાં જોઈ મ્હારૂં અંતઃકરણ ફાટી જાય છે અને—"

"નુજા ! તું જાણે છે કે મ્હને અહિં કોણ લાવ્યું? અને શા માટે મ્હને અહિં કેદ કરી છે?"

"બ્હેન ! હું તે બધું જાણું છું, મ્હેં બધું સાંભળ્યું છે, પરંતુ તું હમેશાં રડયાં કરે છે, એ વરસમાં એક વખત પણ નિશ્ચિંતપણે વાતચિત્ થઇ નહિં"

"કહે ત્યારે જોઉં મ્હને અહિં શા માટે લાવવામાં આવી છે અને ત્હારી માતા મ્હને નાચ, ગાયન શા માટે શિખવે છે?"

"બ્હેન ! રાજા દર્શનસિંહનાં મનુષ્યો તમને પકડી લાવ્યાં છે. અયોધ્યાના બાદશાહ—"

"બસ, બસ, હવે બોલ નહિ, હું સમજી ગઈ, સમજી ગઇ, પાપાત્મા દર્શનસિંહનું નામ મ્હેં પૂર્વે સાંભળ્યું છે,"—એટલું બોલી વ્યાધિગ્રસ્ત સ્ત્રીએ કપાળે હાથ માર્યો. રડતાં રડતાં અચૈતન્ય થઈ ભૂમિ ઉપર પડી. બીજી યુવતીએ દોડતાં દોડતાં તેની પાસે જઇ તેનું માથુ પોતાના ખોળામાં લીધું. અને વસ્ત્રાંચલવડે પવન નાંખવા લાગી. થોડીવારે ચૈતન્ય આવતાં મ્હોટી યુવતીએ કહ્યું. "હવે મ્હેં જાણ્યું—મ્હેં જાણ્યું—નવાબના જનાનખાનામાં રાખવા માટે પાપીષ્ટ દર્શનસિંહ અહિ લાવ્યો છે ! ઓ—હ ! દુષ્ટ દર્શન ! ત્હારો વંશ સહિત નાશ થજો ! ત્હારૂં સર્વ નાશ થજો !"

બીજી યુવતીએ કહ્યું: "બ્હેન ઘણા દિવસથી આ વાત તમને કહેવાની ઇચ્છા હતી. પરંતુ યોગ મળ્યો નહિ."

પહેલી યુવતી અત્યન્ત ગુસ્સે ભરાઇ અને બોલી: "શું—શું કહેવાનું છે—હુ ત્હારી વાત સાંભળવા ઇચ્છતી નથી." યુવતીનાં નેત્રો ક્રોધથી લાલ થઇ આમ તેમ ફરવા લાગ્યાં. નુજાના તરફ ડોળા કહાડવા લાગી. ક્રોધથી શરિર કમ્પવા લાગ્યું. તે બોલી: "શું—તું મ્હને નવાબને ત્યાં જવાનું કહેતી હતી?—દુષ્ટા ! શું—બોલ—કહે—જોઉં ! પાપીણી, જીભ કાપી લઇશ ! નાક કરડી ખાઇશ ! એક હિંદુ રમણી, નવાબના જનાનખાનામાં ! હર ! હર ! શંભો ! દુષ્ટ કળીયુગ!" જાણે ગાંડી બની ગઈ હોય તેમ ક્રોધમાં ગમે તેમ વર્તવા લાગી. નુજા ચુપ થઇ તેના ક્રોધ ભારેત મુખ સ્હામુ જોતી રહી. મ્હોટી યુવતીએ આગળ ચલાવ્યું. પાપીણી ! ત્હારી જીભ કાપી નાંખ, હિંદુ રમણી નવાબને ત્યાં ! ઘોર અત્યાચાર ! મ્હારા

શરિરમાં પ્રાણ રહેશે ત્યાં સુધી તો નવાબનું મ્હોં નહિં જોઉં। જા—દૂર—જા—ત્હારી પાપીણી માતાની પાસે જા. ચાલ—દૂર—પાપીયસી—ધિઃક્ક છે? ધિક્ક ત્હારૂં જીવન!"

નુન્નાએ મ્હોટી યુવતિને આટલે ક્રોધે ભરાયલી અને તિરસ્કાર કરતી જોઇ રડતાં રડતાંજ કહ્યું: બ્હેન! શા માટે મ્હારા ઉંપર ગુસ્સે થાય છે! આ સંસારમાં મ્હારૂં કોઈ નથી. તેથી ત્હારી સાથે મળી વિચાર કરવાની ઇચ્છાથીજ વખત શોધતી હતી.

"ત્હારૂં કોઈ નથી? એ શું?"

"માબાપ કોણ? કયાં રહે છે? તેની પણ ખબર નથી."

"ત્યારે શું ત્હને પણ કોઇએ પકડી લાવી કેદ કરી છે?"

"ના, મ્હને કોઇએ કેદ કરી નથી. હું ચાર વર્ષની હતી ત્યારથીજ દર્શનસિંહના પિતા મ્હને અહિં લાવ્યા છે."

"શી રીતે અહિં લઇ આવ્યા?"

"લુંટારાઓ મ્હારા પિતા અને ભાઇનુ ખુન કરી મ્હને લઇ ન્હાસતા હતા. માર્ગમાં કોઇ અંગ્રેજે તેમને પકડવાની કોશીશ કરી એટલે લુંટારાઓ મ્હને પડતી મુકી ન્હાસી ગયા. ત્યાર પછી તે અંગ્રેજ સાહેબે મ્હને લઈ લીધી. તે અંગ્રેજ પાસેથી દર્શનસિંહના પિતાએ મ્હને લઈ પોતાની પાસે રાખી છે."

નુન્નાનું વૃતાન્ત સાંભળી મ્હોટી યુવતીને ઘણું દુઃખ થયું. પ્રથમ તે જાણતી હતી કે નુન્ના વૃદ્ધા સ્ત્રીની કન્યા હશે, વૃદ્ધાને તે પાપીણી કહી તિરસ્કાર કરતી અને તેથી તેની કન્યાને પણ વ્યભિચારિણી અને ધર્મભ્રષ્ટ જાણીને તિરસ્કારની દ્રષ્ટિથી જોતી. પરંતુ નુન્નાની વાત સાંભળ્યા પછી તેને વિશેષ દુઃખ થયું. નુન્નાને પોતાના ખોળામાં સુવાડી સ્નેહપૂર્ણ શબ્દે કહ્યું: નુન્ના! ત્યારે તો તું પણ દુઃખી!

"બ્હેન! ત્હમારા અહિં આવવા પહેલાં દુઃખ, કષ્ટ શું છે તે હુ જાણતી પણ ન્હોતી. સર્વદા ગાયન ગાતી, વાજીંત્રો વગાડતી અને નૃત્ય કરતી. ત્હમને જે વખતે અહિં લાવ્યા અને જેવખતથી ત્હમે ગાંડા જેવાં થઈ બુમો પાડવા લાગ્યાં, રડવા લાગ્યાં અને આત્મહત્યા કરવાનો યત્ન કરવા લાગ્યાં ત્યારથી તમારૂં દુઃખ જોઈ મ્હને દુઃખ થવા લાગ્યું. મ્હને અનેક સંદેહ ઉદય થવા લાગ્યા. મ્હેં નિશ્ચય કર્યો હતો કે તમને આરોગ્ય થયા પછી બધું પુછીશ પરંતુ અદ્યપિ પર્યંત તેવો વખતજ આવ્યો નહિં. ઘણું કરીને આવતી કાલેજ હું લખનૌ જઇશ. આ જન્મે પુનઃ

આપણો મેળાપ ભાગ્યે થશે. ” નુન્નાએ તેને અધે વચગી પાડતાં કહ્યું.

“ કાલેજ જવાનું થશે ? ”

“ હા, કાલેજ, મનુષ્યો તેડવા આવ્યાં છે, ”

“ લખનૌ શા માટે જવું પડશે. ? ”

“ અયોધ્યાના બાદશાહને ત્યાં નૃત્ય, ગીત કરવા માટે ”

“ શું બાદશાહને ત્યાં જવાની ત્હારી ઇચ્છા છે કે ? છટ્ છટ્ ! તું કોઈ ગૃહસ્થની પૂત્રી નથી. ”

નુન્નાએ ઉંડો નિઃશ્વાસ નાંખી કહ્યુંઃ બ્હેન, મ્હારી ઇચ્છાનો શું ઉપયોગ ? •

“ શું તું ત્હારો ધર્મ નાશ કરશે ? મુસલમાનની રાખેલી સ્ત્રી—વેસ્યા સ્ત્રી—જેવી થઇ રહેશે ? ”

નુન્નાએ આ વખતે પુનઃ ઉંડો નિઃશ્વાસ નાંખ્યો અને નેત્રમાંથી છલકાતાં આંસુ સહિત કહ્યું; બ્હેન ! ધર્માધર્મનું મ્હને જ્ઞાન નથી. બાલ્યાવસ્થાથીજ હું જયપાળસિંહની પાસે ઉછરી છું. દરરોજ તેની સાથે તેની વસ્ત્રની દુકાને જતી. નવ વરસ થયા પછી આ બગિચામાં રહું છું. ત્યારથી ઘરમાંથી બહાર નિકળી નથી. જે સમયે તમે ગાંડાં થયાં તે વખતે કેટલી ધર્મની વાતો કહી છે તે યાદ છે ? “ પ્રાણેશ્વર ” “ પ્રાણનાથ ” બોલીને તમે બુમો પાડતાં હતાં. પિતા, માતા, બ્હેન, એવા એવા શબ્દો બોલીને તમે ચમકી ઉઠતાં. મ્હને જોતાંજ ત્હમે “ અયોધ્યાનાથ—અયોધ્યાનાથ ” કહી ચકિત અને તૃષિત નેત્રે મ્હારા સ્હામું જોયાં કરતાં. મ્હારૂં મુખ જોઈ ત્હમે કહેતાં હતાં કે. આ તેજ મુખ છે, આ તેનુંજ મુખ છે. બ્હેન ! શું તે બધું યાદ છે ? તમારી સાથે વાત કરવાની ઘણી વખત ઈચ્છા થઈ પણ વખત મળતો નહોતો. ”

“ ત્યારે હમણાંજ કહે. હું ત્હારી બધી વાત સાંભળીશ. ”

“ તે તો ઘણું લંબાણ કહેવાનું છે. ”

“ ગમે તેટલું લંબાણ હોય તો પણ કહે, કહે—”

નુન્નાએ મ્હોટી યુવતીને સ્વસ્થ ચિત્ત જોઇને કહ્યુંઃ બ્હેન, દર્શનસિંહના પિતા જયપાળસિંહ પોતાની પૂત્રીની પેઠેજ મ્હારા ઉપર સ્નેહ રાખતા હતા. છ વરસ થયાં તે અહિંથી ચાલ્યા ગયા છે. બાલ્યાવસ્થામાં તે મ્હને કેડ ઉપર લઇને પોતાની કાપડની દુકાને જતા. દુકાનમાં હું તેની પાસેજ બેસી રહેતી. અનેક મનુષ્યો તેમની પાસે આવતાં જતાં, કોઈક તેને મ્હારૂં નામ પુછતું ત્યારે તે કહેતા કે એ તો મ્હારી સીતા છે. મ્હારી

કન્યા છે. મ્હોટી થશે ત્યારે કોઈ ઉચ્ચ વંશના બ્રાહ્મણ સાથે વિવાહ કરીશ. મ્હારી **સીતા**ના લગ્ન વખતે વીશ હજાર રૂપિયા ખર્ચ કરીશ. તે મ્હને " બેટા **સીતા** " કહીનેજ બોલાવતા હતા. અહો ! મ્હારા ઉપર કેટલો પ્રેમ રાખતા, બ્હેન, હું શું કહું ? તેમનો સ્નેહ ! અહા ! પાણી માગું તો દુધ આપતા, મ્હારા વિના ન્હાવું નહિ, મ્હારા વિના આહાર નહિં, મ્હારા વિના એક પળ પણ ચાલતું નહિ, તે મ્હને સીતા કહેતા, બીજા બધા મનુષ્યો મ્હને **સીતાલક્ષ્મી** કહેતા. કેટલાક વખત પછી તેમને પક્ષાઘાતનો વ્યાધિ થયો. તે વખતે હું તેમની પાસેને પાસેજ બેસી રહેતી, તેવી દુઃખી અવસ્થામાં પણ તે મ્હારે માથે હાથ ફેરવતા, મ્હને ધીરજ આપતા. હું પણ તેમનીપાસે બેઠી બેઠી રમકડાં રમતી, તેમને માથે અને શરિરે હાથ ફેરવતી. ધીમે ધીમે તેમનો વ્યાધિ વધી પડયો. **દર્શનસિંહ** તેને લખનૌ લઇ જવાને અહિં આવ્યો. **દર્શનસિંહ** એ પહેલાં ઘણી વખત અહિં આવતો. તે પણ મ્હારા ઉપર પ્રેમ રાખતો હતો. પરંતુ છેલ્લી વખત આવ્યો ત્યારે વૃદ્ધ સ્ત્રી સાથે કાંઇક મસલત કરી મ્હને નાચ, ગાયન શિખવવાનું કહી ગયો હતો. તેના ગયા પછી વૃદ્ધાએ મ્હને નાચ, ગાયન શિખવવા માંડયું ! તે વખતે માત્ર હું દશ વરસની હતી. **દર્શનસિંહ**ના પિતા **જયપાળસિંહે** જ્યારે મ્હારૂં નાચ, ગાયન સાંભળ્યું ત્યારે તે ઘણો ગુસ્સો કરવા લાગ્યા. અને વૃદ્ધાનો તિરસ્કાર કરવા લાગ્યા. તેમણે મ્હને એ શીખવાને ના પાડી. કેટલાક વાદવિવાદ પછી **જયપાળસિંહે** વૃદ્ધાને અને દર્શનને કહ્યું. મ્હેં એને મ્હારી પૂત્રી પેઠે પાળી છે, પ્રાણાન્ત પર્યંત એને નઠારે માર્ગે ચઢવા દઇશ નહિ. "

આ સમયે તેમના વાદવિવાદનું કારણ હું સમજી શકી નહિં, નૃત્ય અને સંગિત મ્હને ઘણું આનંદજનક જણાવાથી તે શિખવાની મ્હારી ઉત્કૃષ્ટ ઇચ્છા થઇ. હું ઘણા ઉત્સાહ પૂર્વક નૃત્ય ગાયન શિખવા મંડી.

બીજી તરફ વાદવિવાદ થયા પછી **જયપાલસિંહ**નો વ્યાધિ અત્યંત વધી પડયો. બોલવાની શક્તિ પણ રહી નહિં. **દર્શનસિંહ** તેમને લખનૌ લઇ ગયો. હું વૃદ્ધા સાથે અહિંજ રહી. વૃદ્ધા મ્હને નિત્ય ગાયન શીખવવા લાગી. તે સમયે વૃદ્ધા મ્હને કહેતી કે:—ઉત્તમ પ્રકારે નૃત્ય, ગાયન શીખવાથી બાદશાહની બેગમ થવાશે. જરાક મ્હોટી ઉમર થતાંજ **દર્શનસિંહ** ત્હને બાદશાહના જનાનખાનામાં મોકલી દેશે. ત્યાં ત્હને ઘણો વૈભવ, મોજ શોખ, આનંદ મળશે. "

વૃદ્ધાના શબ્દો સાંભળી મને ઘણો આનંદ થતો. હું સદા બુન્દિયા

દાસી અને બગિચાના માળીની પાસેજ રહેતી. હું તે બધાને કહેતી કે: અહા! હું બાદશાહની બેગમ થઈશ; હું રાજાની રાણી થઇશ." મ્હારા આ શબ્દો સાંભળી તે બધાં હસતાં હતાં.

ત્યાર પછી કેટલેક દિવસે બુન્દિયા દાસી સાથે વૃદ્ધા સ્ત્રીને લડાઈ થઇ. તે સમયે બુન્દિઆએ મ્હને છાનામાના કહી દીધું કે: આ વૃદ્ધ સ્ત્રી જયપાલસિંહની ઉપપત્નિ હતાં. પહેલાં એક વેશ્યા સ્ત્રી હતી." ઉપપત્નિ કોને કહે તે હું જાણતી નહોતી. પણ દાસીએ મ્હને બધું સમજાવ્યું. મ્હારા પિતા અને ભાઇનું લુંટારાઓ દ્વારા ખુન થયું છે તે પણ મ્હેં તેજ દિવસે સાંભળ્યું. હું તો જાણતી હતી કે જયપાલસિંહ મ્હારા પિતા અને એ વૃદ્ધાજ મ્હારી માતા છે. પરંતુ બુન્દિયાની વાત સાંભળી મ્હારો તે ભ્રમ દૂર થયો. બુન્દિયાએ મ્હને વિશેષમાં કહ્યું કે: એ વૃદ્ધા સ્ત્રી ત્હને નઠારે માર્ગે ચઢાવશે, ત્હારો ધર્મ નષ્ટ ભ્રષ્ટ કરશે, એ બુઢ્ઢીને ધર્માધર્મનું કાંઈ ભાન નથી. એ વેશ્યા છે, બ્હેન, ધર્મ સંભાળજે."

બુન્દિયાને મુખે મ્હારા પિતા અને ભાઈનાં ખુન થવાની વાત સાંભળી તે વખતે મ્હારા બાલ્યકાલની એક વાત યાદ આવી. બાલ્યાવસ્થામાં હું એક કાળી સ્ત્રીની કેડ ઉપર બેસી રમતી હતી. પરંતુ અહિં આવ્યા પછી તે કાળા રંગની સ્ત્રીને દીઠી નહિ! કદાચ તેજ મ્હારી માતા હશે.

હવેજ મ્હારા જાણવામાં આવ્યું કે આ સંસારમાં મ્હારૂં કોઈ નથી. ધર્મ શું, અધર્મ શું, સુમાર્ગ કયો, કુમાર્ગ કયો, હું તે કાંઈ પણ જાણી શકતી નહોતી. બે વરસ સુધી હું એ બધાનો વિચારજ કરતી હતી. ત્યાર પછી મ્હેં ત્હમને અહિં દીઠાં. ત્હમને અહિં લાવ્યા પછી દર્શનસિંહના કહેવાથી મ્હારૂં નામ નુજા અને તમારૂં નામ માજા રાખ્યું છે, જયપાલસિંહે મ્હારૂં નામ સીતાલક્ષ્મી રાખ્યું હતું. વૃદ્ધાએ શા માટે મ્હારૂં નુજા નામ પાડ્યું તે હું જાણી શકી નહિ. તે માટે મ્હેં બુન્દિયાને પણ પુછ્યું. તેણે કાંઇ ખુલાસો કર્યો નહિ! આપણને બન્નેને લખનૌના નવાબને ત્યાં લઈ જવા માટે માણસો આવનાર છે તે મ્હેં એક મહિનો થયાં સાંભળ્યું હતું. પરંતુ તે સમયે વૃદ્ધા કહેતી હતી કે ત્હમને લઇ જશે નહિ! ત્હમને નૃત્ય ગાયન કાંઇ આવડતું નથી. તું કાંઈ કરી શકશે નહિં. શરિરે પણ વ્યાધિગ્રસ્ત છે. હમણાંજ લખનૌથી માણસો આવ્યાં છે, હાથીઓ પાલખીઓ સાથે છે. કદાચ કાલેજ લખનૌ જવું પડશે. મ્હારે હવે શું કરવું તે સલાહ આપો. જો મ્હને જયપાલસિંહજી પાસે લઈ જશે તોતો કાંઈ ફીકર નથી. તે કદીપણ મ્હારૂં અનિષ્ટ કરશેજ નહિ! કદાચ

તે હજુ પણ અચૈતન્ય હશે. મ્હને ઘણો ભય લાગે છે. આ લોકોએ શું વિચારો કર્યા હશે તે ખબર નથી. જુન્નાના બોલી રહ્યા પછી બીજી યુવની આન્ના થોડોક વખત એકીટસે જોયા કરતી હતી. જુન્નાના ચ્હેરા સ્હામુ જોઇ કાંઇક વિચારો કરતી હતી. "ગમે તેમ હોય પણ જુના કોઈ ઉંચ્ચ વંશીય હિંદુ કુલોદ્ભવ કન્યા છે. દુષ્ટ દર્શનસિંહ, ક્ષુદ્ર અર્થ લોભને માટે, પોતાના પાપી લોભને તૃપ્ત કરવા માટે એ બિચારીને ધર્મભ્રષ્ઠ કરવા ચ્હાય છે, હવે એને શું સલાહ આપવી ? કાંઇ નિશ્ચય કરી શકી નહિં ! એટલામાં વૃદ્ધ સ્ત્રીનો પગ સંચાર જણાયો. તેણે કહ્યું જુના, વૃદ્ધા ઉપર આવે છે, કદાચ આ ઓરડામાંજ આવશે, હવે મ્હારાથી કાંઇ કહેવાશે નહિં, આજરાત્રે તું મ્હારી સાથે શયન કરશે ? જુના ! ! તું ખરેખર દુઃખી છે. ત્હારા દુઃખની વાત સાંભળી હું મ્હારૂં દુઃખ ભુલી ગઇ છું. રાત્રે આપણે બન્ને વિચાર કરીશું."

જુનાએ કહ્યું: બ્હેન ! ત્હમારી પાસે સુવાની ઘણી ઇચ્છા થાય છે, જે વખતે ત્હમે ગાંડા થયાં હતાં તથા જે વખતે તમને ઉન્માદ વ્યાધિ થયો હતો તે વખતે હું હમેશાં તમારી પાસેજ બેસી રહેતી. તમારી અજ્ઞાનાવસ્થામાં હમેશાં તમારૂં ગળું સુકાઈ જતું ત્યારે કવચિદ્ દુધ, કવચિદ્ જળ હું પાતી હતી, આજે હું તમારી સાથે શયન કરીશ. અહા ! બ્હેન, કેટલો આનંદ થશે ? વૃદ્ધા ના કહેશે તો પણ તેની વાત સાંભળીશ નહિં."

જુનાના મુખમાંના શબ્દો પુરા થતાંજ વૃદ્ધાએ તે ઓરડામાં પ્રવેશ કર્યો અને બોલી: કાલે આપણે બધાને લખનૌ જવાનું દર્શનસિંહે કહાવ્યું છે, ત્યાં કમ્પની બહાદુરનો મ્હોટો સાહેબ આવવાનો છે. અનેક તમાસા, રંગ બાજી, અને પશુઓના ખેલ થવાના છે. જોવાની ઘણી મઝા પડશે.

વૃદ્ધાના કહેવાનો કોઇએ કાંઈ ઉત્તર આપ્યો નહિં. વૃદ્ધા પણ બીજાં કોઇ કામ માટે ત્યાંથી ચાલી ગઈ.





# ત્રયોદશ પરિચ્છેદ.

## સલ્લાહ—મસલત.

**शक्या लोभयितुं नाहमैश्वर्य्येण धनेन वा ।**
**अनन्या राघवेणाहं भास्करेण यथा प्रभा ॥**

**सुन्दर काण्डम् रामायण.**




ત્રિ વીતિ ગઇ. રાત્રિનો ઘોર અંધકાર પણુ વીતિ ગયો. પરંતુ દર્શનસિંહ અને વૃદ્ધા સ્ત્રી જેવાં દુષ્ટ મનુષ્યોના હૃદયનો અંધકાર નિકળી ગયો નહિ ! પૂર્વ દિશામાં સૂર્ય નારાયણુ ભગવાનનાં સુવર્ણુમય કિરણોનો પ્રકાશ ઉદય પામવા લાગ્યો. પરંતુ દેશદ્રોહી અને સ્વાર્થિ મનુષ્યોનાં હૃદયમાં દેશસેવા અને દેશની ઉન્નતિની ઇચ્છાનો સૂર્ય ઉદય થયો નહિં. વૃક્ષ પલ્લવ અને લત્તા, જળના ઝીણું અને પર્વતનાં શૃંગ, ઇત્યાદિ નૈસર્ગિક સુંદરતાની વસ્તુઓ આનંદથી આમ તેમ ડોલવા લાગી, પરંતુ પરપદદલિત અયોધ્યા નગરી અને પરતંત્રતાની બેડીમાં પડેલા નગરજનોના હૃદયમાં આનંદ નથી ! હમણાં તો સૂર્યના પ્રકાશ પેઠે અંગ્રેજોનો પ્રકાશ, અને નૈસર્ગિક વસ્તુઓના આનંદ જેવો અંગ્રેજોનો આનંદ માત્ર વૃદ્ધિ થાય છે, તે સિવાય મ્હોટા મ્હોટા દેશી રાજાઓ, મ્હોટા મ્હોટા નવાબો, અને મ્હોટી મ્હોટી કાર્યકુશળ રાણીઓ પણુ ચિન્તામાં પડી ગઇ છે ! કયે વખતે કયું રાજ્ય અંગ્રેજ વેપારીઓના સટ્ટાનો ભોગ થઈ પડશે ! કયે વખતે ક્યા રાજ્ય તરફ શનિશ્ચરની દૃષ્ટિ થશે ! અયોધ્યાના નવાબ તો શું પણુ સમસ્ત હિંદુસ્તાનના રાજા રજવાડા અને સમસ્ત પ્રજાના હૃદયમ ચિન્તાએ ઘોર અંધકાર ફેલાવી દીધો હતો.

પ્રાતઃકાળમાં દર્શનસિંહનાં મનુષ્યો બગિચામાં હાથ મ્હો ધુવે છે, કોઈ ચુલા ખોદી રાંધવાની તજવીજ કરે છે, કોઈ સ્નાન કરે છે, કવચિદ્ પેલી વૃદ્ધા સ્ત્રી માધુસિંહ સાથે વાતોના ગપાટા મારે છે. કવચિદ્ ઉપર જઇ પેલી બે યુવતીઓ સાથે કાંઇક વાતચીત કરે છે.

હવેથી અમે એ બન્ને યુવતીઓને નુના અને માનાને નામેજ વાંચનાર સમક્ષ મુકીશું. વૃદ્ધા નીચે આવીને માધુસિંહને કહેવા લાગી." દર્શનસિંહ ભાગ્યશાળી છે. મ્હેં વિચાર કર્યો હતો કે માના લખનૌ આવવાની હા કહેશેજ નહિં. પરંતુ તમારા અહિં આવવાથી કાંઇ પણ ગરબડ કરી નથી. બાપરે ! એ છોકરીએ રાત રહાડો જે બુમો પાડી છે, જે તોફાન મચાવ્યું છે તે સંભારતાં કમ્પારી છૂટે છે ! મ્હને જોતાંજ તે બુમ બરાડા પાડતી ! જાણે કોઇ વાઘ કે વિષધર નાગ તેની પાસે જતો હોય તેટલી તેને મ્હારી બ્હિક લાગતી અને ચીસો પાડી ઉઠતી ! પરંતુ કેવું આશ્ચર્ય ! આજે તે એક શબ્દ પણ બોલતી નથી. કદાચ નુન્નાએ તેને સારી પેઠે સમજાવી હશે. નુન્ના ઘણી સારી છોકરી છે, નાચ ગાયન અને વાજીત્રો વગાડવામાં અતિ કુશળ છે. અહા ! એનું ગળું જાણે બપૈયો ટૌકી રહ્યો છે ! હાથનાં અને નેત્રોનાં નખરાં, બસ તોબાહ, બાદશાહ તો શું પણ કુમ્પની બાહાદુરનો મ્હોટો સાહેબ પણ એને જોઇ ગુલતાન થઈ જશે, પરમેશ્વર કરે ને નુના ઉપર બાદશાહની દ્રષ્ટિ વેહેલી પડે ! ત્યારેજ મ્હારો બધો પરિશ્રમ સુફળ થશે અને ત્યારેજ દર્શન પણ બાદશાહનો વજીર થશે ! ચાલ, ચાલ, તું ઝટ કર, રસોઇ કર ! હું ઉપર જાઉં છું. ત્હારે માટે કાંઇક અથાણું મોકલું છું. ઉપર જઇને જોઉં છું કે તે શું કરે છે ? "

આજ પર્યંત માનાએ કદી પણ પોતાની ઇચ્છાપૂર્વક રસોઇ બનાવી નથી અને સ્વચ્છાપૂર્વક કદી પણ અહાર કર્યો નથી. નુના વારંવાર કહેતી ત્યારે સાયંકાળે માત્ર તે દુધપાન કરતી. કદાચિદ્ કદાચિદ્ થોડાં ફળમૂળનો આહાર કરતી. ચાર પાંચ દિવસ ઉપર નુનાના ઘણા આગ્રહથી પોતે પોતાને હાથે કાંઇક રસોઇ કરી હતી. વૃદ્ધાના હાથનું જળ કે અહાર તે કદી લેતી નહોતી વૃદ્ધાને જોતાંજ તેનો તિરસ્કાર કરતી અને આજ સુધી તેની સાથે કદી કાંઈ વાતચીત પણ થઈ નહોતી.

પરંતુ આજે વૃદ્ધાએ ઉપર આવતાંજ જોયું કે નુના અને માના બન્ને સાથે બેસી રસોઈ કરે છે. તેણે નિશ્ચય કર્યો કે કાર્ય સિદ્ધ થયું છે. નુનાના આગ્રહથી માનાએ પણ બાદશાહના જનાનખાનામાં જવાનું સ્વિ-

કાર્યું છે. હસતાં હસતાં વૃદ્ધાએ કહ્યું. માન્ના બેટા ! હવે ત્હારી બુદ્ધિ ઠેકાણે આવી ! મુન્નાએ હજુ ત્હને સ્પષ્ટ કહ્યું નથી શું ? બેટા, તમારા બન્ને ઉપરજ બાદશાહની દ્રષ્ટિ પડશે. બેટા બાદશાહના મેહેલમાં તમને કેટલું સુખ મળશે ? કેટલા મણિ મુકતાના અલંકારો, કેટલાં સુન્દર સુન્દર મૂલ્યવાન વસ્ત્રો, કેટલી મુલ્યવાન સુંદર વસ્તુઓ, કેટલા રૂપિયા પૈસા અને સોના રૂપાના ઢગલા તમને મળશે ! બેટા ! બાદશાહ તમારો ગુલામ થઇ રહેશે. હજારો દાસદાસીઓ તમારા પગ ધોશે અને રાજના મોટા મોટા અમલદારો પણ તમારી આજ્ઞા માથે ઉઠાવશે ! બેટા ! મન સ્થીર કર ! કાલે તમને બન્નેને લઈ હું પણ લખનૌ જઇશ.

વૃદ્ધાંના આ શબ્દોએ માન્નાનુ હૃદય છિન્નભિન્ન કરી નાંખ્યું ! માન્ના પ્રતિવ્રતા હિંદુ રમણી હતી. તે દુરાચારી માર્ગને કંટકથી પથરાયલો જોતી હતી. પતિવ્રતા સ્ત્રીને શું રાજ્યના સુખની દરકાર હોય ? તેને પોતાના પતિનો પ્રેમજ જોઇએ છે. એ પ્રેમ કંગાલ ઝુંપડીમાં હોય કે કિચડના ઢગલામાં હોય તોપણ પતિવ્રતાને એવોજ પ્રેમ જોઇએ છે. માન્નાના હૃદયમાં તેજ પ્રેમ હતો. વૃદ્ધાના શબ્દો સાંભળવાથી તેને અતિશય ક્રોધ ઉત્પન્ન થયો હતો પરંતુ હૃદયમાંજ સમાવી દઈ અધોવદને બેસી રહી. કોપાનલને તે સમાવી શકી પણ આંસુને સમાવી શકી નહી. તેના બંને નેત્રમાંથી ટપટપ આંસુ નિકળવા માંડયાં. મનમાંજ તે વિચારવા લાગી, હા વિધાતા ! આ પાપીણી મ્હને ધન અને ઐશ્વર્યનો લોભ બતાવે છે ! પરંતુ હતભાગિણીને ખબર નથી કે બાદશાહનો સમસ્ત રાજભાંન્ડાર, સમસ્ત ઐશ્વર્ય, અથવા તો સમસ્ત પૃથ્વિનું ઐશ્ર્યર્ય—મ્હારા પ્રાણપતિ અયોધ્યાનાથના ચરણની રજ છે: ક્ષણિક સુખને માટે પતિના પ્રેમને ભૂલી જઈ કુમાર્ગે પડવું એ કુલટાનું કાર્ય છે ! પતિવ્રતા સ્ત્રીએ તો રાત દિવસ, અને પળેપળે "પતિ" "પતિ" એજ ધ્યાન, ધારણા અને જ્ઞાન, ઉપાસના રાખવાની છે. હતભાગિણી, આ મંત્ર મ્હારે હૃદયે લખાયલો છે, કોતરાયલો છે.

વૃદ્ધા બાદશાહનાં ધન, ઐશ્વર્યની જેટલી પ્રશંસા કરવા લાગી તેમ તેમ માન્નાના હૃદયમાં પોતાના પ્રાણપતિ અયોધ્યાનાથનું સ્મરણ વિશેષ થવા માંડયું. વૃદ્ધા બાદશાહનું નામ દેતી તેમ તેમ માન્નાનાં નેત્ર આગળ પોતાના પતિ અયોધ્યાનાથની મનોહર છબી ખડી થઇ જતી. વૃદ્ધાના બોલવાનો કાંઇપણ પ્રતિઉત્તર ન આપતાં માન્ના નેત્રો બંધ કરી પતિની મૂર્તિનું ધ્યાન ધરી તેના ચરણકમળમાં મસ્તિક નમાવી પ્રાર્થના કરવા માગી.

માન્નાને અધોવદને બેઠેલી જોઈ વૃદ્ધાએ કહ્યું: બેટા ! તને લગ્ન

શા માટે ? બાદશાહ, અમીર અને ઉમરાવોના દરબારમાં આ પ્રમાણે માથું નીચું કરી બેસવાનું નથી. તેઓ હાસ્ય કરતા. કાંઇક બોલે તે વખતે ત્હારે પણ હાસ્ય ભરેલા મુખે તેમની સાથે વાતો કરવી પડશે, તેઓ તમારી મશ્કરી કરે તો તમારે પણ હસતાં હસતાં મશ્કરી કરવી પડશે, તેઓ તમારા ઉપર જાન ફિદા કરી દેશે તે વખતે તમારે પણ જાણે તેમના ઉપર જાન ફિદા કર્યો હોય તેવો કૃત્રિમ પ્રેમ બતાવવો પડશે. બેટા, જેનું રૂપ સારૂં નહિં હોય તેવા બાદશાહ કે અમીરને તમારે ખોટો પ્રેમ બતાવી તમારા પ્રેમબંધનમાં બાંધી લેવો પડશે. અને તેને દાસ જેવો બનાવવો પડશે ! બેટા ! તું હજુ નાદાન છે. તેં કાંઇ દુનિયાના સપાટા જોયા નથી ! અમે તો એવા કંઇક બાદશાહોને અને કંઇક અમીરોને જોઈ નાંખ્યાં છે. અને તેમને હથેલીમાં રમાડી નાંખ્યા છે ! છોકરી ! તમારે બન્નેને એ બધું શીખી લેવું જોઇએ. ગાંડી છોકરી ! કાંઇક બોલતાં શીખ !

વૃદ્ધાના આ શબ્દો સાંભળી માન્ના તો ચુપજ રહી હતી. નુન્નાએ પણ હમણાંજ જાણ્યું કે વૃદ્ધા તેને દુરાચારને માર્ગે ચઢાવવા ઇચ્છે છે. નુન્નાએ વૃદ્ધાને પોતાની પરમ શત્રુ જેવી જાણી નેત્રો ફેરવ્યાં. પરંતુ ધીમે ધીમે હાસ્ય કરતાં કરતાં નુન્નાએ બુઢીને પુછ્યું: શું પૂર્વે તમે બાદશાહ, અમીર ઉમરાવોના દરબારમાં નૃત્ય કરતાં હતાં ?'

નુન્નાએ બુન્દિઆ દાસી પાસેથી સાંભળ્યું હતું કે વૃદ્ધા પૂર્વે નાચનાર ગણિકા જેવી હતી. પરંતુ તે કોઇને મ્હોડે કબુલ કરતી નહોતી. હમણાં વૃદ્ધા સદા સર્વદા હરિનામની માળા જપતી હતી, પ્રાતઃકાળમાં ગંગા સ્નાન કરતી હતી, વારંવાર ધર્મનીજ વાતો કહેતી. હતી. તેથીજ બુન્દિયાના સમક્ષ તેનો ઢોંગ ઉઘાડો પાડવાને નુન્નાએ આ પ્રમાણે પ્રશ્ન કર્યો.

નુન્નાના પ્રશ્નથી વૃદ્ધા કંઈક ગુસ્સે થઈ પરંતુ પોતાના મનનો ભાવ ગુપ્ત રાખી બીજી વાતો કરવાનો આરંભ કર્યો. નુન્નાએ ફરી પુછ્યું: બાદશાહ, અમીર, ઉમરાવના દરબારમાં શું તમે કવચિદ્ ગયાં હતાં ?

વૃદ્ધાથી હવે રહી શકાયું નહિં. બુન્દિયા દાસીના સમક્ષ પોતાને હલકું લગાડે એવી વાત કરવાથી અને એવી હલકી વર્તણુંકનો ખુલાસો થઈ જવાથી બુન્દિયા કોઇ દિવસે હજાર મનુષ્યના દેખતાંજ વાત ઉઘાડી પાડયા વિના રહે નહિ ! તેથી વૃદ્ધા આડી અવળી બેએક વાતો કરીને નીચે ઉતરી પડી. અને માધુસિંહની સાથે વાર્તા કરવા લાગી.

. વૃદ્ધાના નીચે ગયા પછી નુન્ના માન્નાને કહેવા લાગી. "પાપને કહાડી મુકયું. હવે ફરીથી અહિં આવશે નહિ."

**માન્ના** અને **નુન્નાએ** રસોઇ તૈયાર કરી હતી તેમાંથી થોડોક આહાર કરી લીધો. થોડીવારે દ્વાર બંધ કરી પતિવ્રતપણાનું રક્ષણ કરવા માટેના વિચાર કરવામાં રોકાયાં.

**માન્નાએ** કહ્યું: **નુન્ના**! પ્રાણાન્ત પર્યંત હું **લખનૌ** જઇશ નહિ, હુ હવે નિશ્ચય પ્રાણ ત્યાગ કરીશ. પરંતુ ત્હને છોડીને હું મરૂં એ પણ ઠીક નથી. મારા મરવાથી તું નિઃસહાય થઇ પડશે.

**નુન્ના**: બ્હેન, **આ** સંસારમાં મ્હારૂં કોઇ નથી. જો તું મ્હારી સાથે નહિં રહેશે તો નિશ્ચય મ્હારૂં સર્વનાશ થશે. હું ત્હને કદી પણ છોડીશ નહિ. તું આત્મહત્યા કરશે તો હું પણ તેમ કરીશ.

**નુન્નાની** વાત સાંભળી **માન્નાના** નેત્રમાં અશ્રુ આવી ગયાં. તેણે રડવા માંડ્યું. તેને રડતાં જોઈ **નુન્નાએ** કહ્યું: બહેન, તું અચૈતન્ય થઇ જશે, શું કરવું તે સુઝતું નથી.

**માન્નાએ** રડવાનું બંધ કર્યું અને **નુન્નાનું** માથું પોતાની છાતીપર રાખી બોલી: શું નક્કી કરવું? આત્મહત્યા કર્યા વિના આપણા ધર્મનું રક્ષણ કરવાનો બીજો કોઇ માર્ગ નથી. ન્હાસી જવાનો પણ લાગ નથી, આપણે બન્ને સ્ત્રીઓ છીએ! આ સ્થળેથી ન્હાસી જઇએ અને કદાચ માર્ગમાં કોઇ લુંટારાને હાથે પકડાઇએ તો પછી કોણ રક્ષા કરે? દેશમાં બધાજ ચોર, બધાજ લુંટારા, બધાજ ઠગ, અને બધેજ ધાડપાડુઓનાં ટોળાં ફરેછે. કોઇનો વિશ્વાસ રાખવો યોગ્ય નથી.

બંન્ને જણ થોડીવાર અવાક્ રહ્યાં. **નુન્નાએ** કહ્યું. ચાલો, આપણે પુરૂષોનો વેશ ધારણ કરી ચાલ્યાં જઇએ.

**માન્નાએ** ઉત્તર આપ્યો: નુન્ના! ન્હાસીને પણ ક્યાં જવું.? આપણે રસ્તા જોયા નથી. હમણાં તો પુરૂષો પણ બંદુક અથવા તલવાર લીધા વિના રસ્તામાં ચાલતા નથી. તોપછી આપણેતો સ્ત્રી! વળી પુરૂષનો પહેરવેશ પહેરવાથી આપણે બંન્તે બાળક જેવાં દેખાઇશું. માર્ગમાં છોકરાં પકડી જનાર ઠગ લોકોના હાથમાં પડીશું તો તે આપણને લઈ જશે. અને ત્યાર પછી ગુપ્ત વેશ ઉઘાડો પડી જતાં શું આપણો ધર્મ રહેશે.?

આ સમયે અયોધ્યામાં અરાજકતા ફેસાઈ હતી, જયાં ત્યાં લુંટ, ખુન, ચોરી, ધાડ અને એવાંજ તોફાનો થતાં હતાં. સ્ત્રી સાથે લીધા વિના કોઈ ઘરમાંથી બહાર નિકળી શકતું નહોતું. મનુષ્યોનું ટોળું થયા સિવાય એક દેશથી બીજા દેશમાં જઈ શકાતું નહોતું અને તેથી જો એ બે યુવતીઓએ ન્હાસી જવાનો વિચાર કર્યો હોત તો નિશ્ચય લુંટારાઓને હાથે ઝપડાયા વિના રહેત નહિ!

રાત્રિ બે પ્રહર વીતિ ગઇ પરંતુ માન્ના અને નુન્ના પોતાની આત્મ-રક્ષાનો કોઇ માર્ગ સ્થીર કરી શકી નહિં. ઘણો વિચાર કરી માન્નાએ કહ્યું: નુન્ના ! અનાથનો નાથ પરમેશ્વર ! મ્હારો નિશ્ચય છે કે આપણા ધર્મની રક્ષા કરવાની તેની ઇચ્છા હશે તો જગતમાં એવું કોઈ પ્રાણી નથી કે તે આપણો ધર્મ નષ્ટ કરે ! મ્હારી માતા કહેતી હતી કે વિપદ પડે ત્યારે શ્રી રામચંદ્રનું સ્મરણ કરવું. તેજ નિરાધારનો આધાર છે, તે જરૂર સ્હાય કરશે. રામનામ લેવાથી વિપદ દૂર થાય છે. બીજા વિચારો કરવાથી શું ફળ થશે ? આવ, આપણે રામ નામનો જપ કરીએ, પરમેશ્વરનું સ્મરણ કરીએ. "

આત્મરક્ષાનો કોઈ બીજો માર્ગ નિશ્ચય નહિં કરી સકવાથી બન્ને અબળાઓ અત્યંત ત્રાસિત ચિત્તે અને વ્યાકુળ હૃદયે પરમેશ્વરનું સ્મરણ કરવા લાગી, અહા ! પરમેશ્વરનો કેવો અપૂર્ણ મહિમા ! કેવું અચિંતનીય કૌશલ ! મનુષ્ય જ્યારે પોતાની બુદ્ધિ વડે કોઇ વાતનો નિશ્ચય નિર્ણય કરી શકતો નથી ત્યારે તે પરમેશ્વરનું સ્મરણ કરે છે, અને તે સમયે સર્વદા તેને શુભ બુદ્ધિ આપે છે. બંન્ને યુવતીઓએ સ્થીર ચિત્તે, એક કલાક સુધી પરમેશ્વરનું ધ્યાન ધર્યું, રામ નામનો જપ કર્યો. અકસ્માત તેમના મનમાં આશાનો સંચાર થયો. બન્નેએ આત્મ હત્યા કરવાનો વિચાર બંધ કર્યો.

માન્નાએ કહ્યું: નુન્ના ! ભય નહિં, ચાલ લખનૌ જઇએ, લખનૌ જવાથી ન્હાસી જવાનો માર્ગ ઝટ મળશે.

નુન્નાએ પુછ્યું. ત્યાં શી રીતે રસ્તો મળશે.

માન્ના ધૈર્યપૂર્વક બોલવા લાગી: નુન્ના ! મ્હારા સ્વામી અને મ્હારા ભાઈ, એ બન્ને નિશ્ચય મ્હારો શોધ કરે છે, મ્હારી શોધ માટે તેઓ સમગ્ર પૃથિવીમાં ફરશે. જીવન હશે ત્યાં સુધી મ્હારી શોધ કરવામાં પાછા પડશે નહિ. કદાચ તેમને ખબર મળી હશે કે દર્શનસિંહનાં મનુષ્યોને હાથે હું પકડાઈ ગઇછું. ત્યારે તો નિશ્ચય તેઓ લખનૌમાંજ શોધ કરતા હશે. કદાચ લખનૌ પહોંચતાંજ તેઓ આપણને મળશે. મ્હારો ઉદ્ધાર કરવાને તેઓ પ્રાણની પણ દરકાર કરે તેમ નથી. બાદશાહ અને દર્શનસિંહનો શિરચ્છેદ કરીને પણ મ્હારો ઉદ્ધાર કરશે. મ્હારી સાથે ત્હારો પણ ઉદ્ધાર થશે. ચાલ, આપણે લખનૌ જઇએ. લખનૌ પહોંચ્યા પછી ન્હાસવાનો યત્ન કરીશું. વૃદ્ધા પાસે મનનો ભાવ ગુપ્ત રાખવો અને હમણાં તે કહે તે હા એ હા કહેવું.

નુન્નાએ પુછ્યું: બ્હેન, શું તમારા સ્વામી છે?

માન્ના અશ્રુ પૂર્ણ નયને બોલી મ્હારે સ્વામી, પિતા, ભાઈ, ભગિની, સઘળાં છે, મ્હારા શોક દુ:ખથી કદાચ પિતાએ પ્રાણ ત્યાગ કર્યા હશે. મ્હારી બે ભગિનીઓ કદાચ મૃતપ્રાય થઇ હશે. સ્વામી અને ભાઇ, નિશ્ચય મ્હારી શોધ કરવા દેશ વિદેશ નિકળ્યા હશે. નુન્ના! કદાચ હું આત્મહત્યા કરૂં તો એક વાત લક્ષમાં રાખજે. કદાચ પરમેશ્વરની ઇચ્છાથી તું આ નરકમાંથી ઉદ્ધાર પામે તો મ્હારા ભાઈ, ભગિનીને મ્હારા મૃત્યુ સમાચાર કહેજે. મ્હારા મૃત્યુનો શોક તેમનાથી સહ્ય થશે પરંતુ હું નવાબના જનાનખાનામાં ગઇછું એ, જો સાંભળશે તો તત્ક્ષણ તેઓ વિષપાન કરી પ્રાણ ત્યાગ કરશે. સીતાપુરના ગંગાપ્રસાદ શાસ્ત્રી મ્હારા પિતા, કાશીનાથ શાસ્ત્રી મ્હારા ભાઈ, અને રાજા દિગ્વિજયસિંહની સ્ત્રી રાણી નારાયણકુમારી મ્હારી જ્યેષ્ઠ ભગિની થાય છે.

નુન્નાએ પુછ્યું: તમારા સ્વામીનું નામ?

"પણ્ડિત અયોધ્યાનાથ."

"પણ્ડિત અયોધ્યાનાથ" એટલું બોલતાં બોલતાં માન્નાનાં નેત્રમાંથી અવિશ્રાંત આંસુ પડવા લાગ્યાં. અશ્રુપાત કરતાં કરતાંજ તેણે કહ્યું. નુન્ના! તેમનું નામ દેતાં મ્હારૂં હ્રદય ચૂર્ણ વિચૂર્ણ થાય છે! તેમના શબ્દો યાદ કરતાં શરિર કમ્પી ઉઠે છે, તેઓ કહેતા હતા કે વિવાહ થના પહેલાં તેનું જીવન શોક દુ:ખવડે મૃતપાય હતું, મ્હારા પ્રેમે અને પતિ થયા પછી મારી ભગિનીઓના સ્નેહપૂર્ણ વ્યવહારે તેમને પૂન:જીવન આપ્યું છે. પરંતુ શું હવે તે બચશે? કદાચ મ્હારા વિયોગ દુ:ખે મૃત્યુ."

વચમાંજ નુન્નાએ પુછ્યું: પહેલાં તેમને શું દુ:ખ હતું?

"ખરેખર તે ઘણા દુ:ખી હતા. તેર વર્ષની વયે માતાનો વિયોગ થયો ત્યાર પછી લુંટારાઓને હાથે તેમના પિતાનું મૃત્યુ થયું. તેમની એક ન્હાની બ્હેનનું લુંટારાઓએ ખુન કર્યું, અથવા તો સાથે લઇ ગયા તે નિશ્ચય નથી. મ્હારા હ્રદય ઉપર માથું રાખીને તે હમેશાં ભગિનીને માટે અશ્રુપાત કરતા હતા. હું તેમના ઉષ્ણ કપાળ પ્રદેશ ઉપર હાથ ફેરવી, મ્હારા ખોળામાં સુવાડી આશ્વાસન આપતી હતી. આ જગતનાં જેટલાં પ્રેમનાં સ્થાનકો છે તે સઘળેથી પ્રેમને એકઠો કરી મ્હેં મ્હારા હ્રદયમાંજ ભર્યો છે, મ્હારા પતિ ઉપર તે પ્રેમામૃત હું ખાલી કરતી હતી. તે પ્રેમામૃતનું પાન કરી એટલા તૃપ્ત થયા હતા કે તેમણે પણ સમસ્ત જગતની સુંદરતાને એકઠી કરી મ્હારામાંજ જોઈ હતી. નુન્ના! ખરેખર! જગતમાં હુ તેમનેજ

જોતી હતી. તેમનામાં મ્હેં જે જોયું તે આખા જગતમાં નથી. તેમણે મ્હારામાં જે જોયું હતું તે પણ જગતમાં બીજે કયાંય નથી. નિશ્ચય, તેમણે મ્હારા વિયોગ શોકે આત્મહત્યા કરી હશે.

" લુંટારાઓએ તેમના પિતાનું શી રીતે ખુન કર્યું ? "

" તે વૃત્તાંત બહુ લંબાણુ છે, મ્હારા પતિને મ્હોડેથીજ મ્હેં અનેક લુંટારા અને ઠગ લોકોની વાતો સાંભળી છે, તેથીજ ન્હાસી જવા માટે આટલો ભય લાગે છે. "

" લુંટારાઓએ તમારા ઘરમાં પ્રવેશ કરીને તમારા સસરાનું ખુન કર્યું છે ? "

" ના, લાહોરથી મ્હારા શ્વસુર, સ્વામી, શ્વસુરની ચાર વરસની એક કન્યા, અને તેમની એક દાસી સીતાપૂર આવતાં હતાં, લુંટારાઓએ માર્ગમાં મ્હારા શ્વસુર અને દાસીનું ખુન કર્યું. "

" તેઓએ તમારા પતિને શું છોડી દીધા ? "

" તે તો વળી આશ્ચર્ય વૃત્તાન્ત છે. ઇશ્વર ઇચ્છાથીજ તેમના પ્રાણની રક્ષા થઈ. "

માન્નાની વાત સાંભળી નુન્નાએ દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. તે બોલીઃ બુન્દિયાને મ્હોડેથી સાંભળ્યું છે કે મ્હારા પિતા અને જયેષ્ઠ ભાઇનું ઠગ લોકોએ ખુન કર્યું છે, તેજ સમયે મ્હારૂં પણ ખુન કર્યું હોત તો આટલું કષ્ટ ભોગવવું પડત નહિં. "

" નુન્ના ! આપણે એક કામ કરવું પડશે. "

" શું ? કેવું ? "

" મૃત્યુનો ઉપાય આપણી પાસે રાખવો પડશે. ક્વચિદ્ કોઈ આપણા ઉપર બળ પૂર્વક હુમલો કરે તો તેજ વખતે આત્મહત્યા કરવી. "

" મૃત્યુ માટે કયો ઉપાય સાથે રાખવો પડશે ? શું વિષ ? "

" ના—વિષ નહિં. "

" ત્યારે શું ? "

" એક ન્હાની છરી "

" છરીને કયાં રાખીશું ? "

" માથાના અંબોડામાં. ત્હારી પાસે છરી છે કે ?

" છે. "

" હમણાં લાવી શકશે ? "

" હા. "

" ત્યારે તિક્ષ્ણ ધારવાળી બે છરી સત્વર લાવ. " જુન્નાએ પોતાના શયનગૃહમાંથી બે ન્હાની તિક્ષ્ણ ધારવાળી છરીઓ લાવી માનાના હાથમાં મુકી. છરીની પરિક્ષા કરી માનાએ કહ્યું: સારી ધારવાળી છે. અણી પણ સારી છે. વખત આવેથી છાતીમાં ભોંકી દઇશું. તું મ્હારો ચોટલો વાળ પછી હું ત્હારો ચોટલો વાળીશ. "

બે વરસ થયાં માનાએ કદી પણ ચોટલો વાળ્યો નહોતો. તેના મા-થાના વાળ ગુંચવાઇ ગયા છે. જુન્નાએ હાથમાં કાંસકી લઇ માનાના વાળ ઓળવા માંડયા. ત્યાર પછી લાંબા વાળનો મ્હોટો અંબોડો બાંધ્યો અને તેમાંજ પેલી ન્હાની છરી સંતાડી દીધી.

માનાએ જુન્નાનો ચોટલો ઓળવાનો આરંભ કર્યો. માથુ ઓળતા તેના માથામાં ત્રણ આંગળ જેટલો ઉંડો ઘા માલમ પડયો. માનાએ જુ-ન્નાના માથામાં ઘા પડેલી જગ્યાએ આંગળી મુકી કહ્યું: જુન્ના ! આ શું થયું છે ? આતો કોઈ અસ્ત્રનો ઘા માલમ પડે છે. "

" અહિં આવવા પહેલાંજ એ ઘા પડેલો હતો. વિચાર કરતાં સ્મરણ થાય છે કે બાલ્યકાળે હું એક વૃદ્ધા સ્ત્રીની કેડે બેસી રમતી હતી. એક દિવસ તેની કેડેથી હું પડી ગઇ. નીચે પત્થર ઉપર પડતાં માથામાંથી લોહી નિકળ્યું. તેજ દિવસથી એ ઘા પડયો છે. અસ્ત્રનો ઘા નથી. "

જુન્નાનું કહેવું સાંભળી માના તેના મ્હો સામુજ જોઇ રહી. જુન્નાએ પુછ્યું. શું વિચાર કરો છો ?

"તું અહિં આવી તે પહેલાંની કાંઈ વાત ત્હને યાદ છે ? "

"ના-કંઈ યાદ નથી. એટલુંજ માત્ર યાદ છે કે બાલ્યકાલે એક કાળી સ્ત્રીની કેડે બેસી હું હમેશાં રમતી હતી. તે મ્હારા ઉપર બહુ પ્રેમ રાખતી હતી. અહિં આવ્યા પછી તે મ્હને બહુ યાદ આવતી તેને માટે મ્હને ઘણું કષ્ટ થતું."

માના જુન્નાના મુખ સ્હામુ જોતી હતી. જુન્નાએ પુછયું : ત્હને શું થયું છે ?

"ત્હારા ગળાની નીચે અને છાતીના ઉપલા ભાગ ઉપર ત્રણ ઘા છે?"

"હા, શા માટે તે પુછે છે ? "

જુન્નાના પ્રશ્નનો ઉત્તર આપ્યા વિનાજ માનાએ છાતી ઉપરનું લુગડું ખસેડી નાંખ્યું. એટલે છાતીના ઉપલા ભાગ ઉપર ત્રણ ઘાનાં ચિન્હ પડેલાં જણાયાં. થોડી વાર તે નિસ્તબ્ધ થઇ બેસી રહ્યાં. જુન્ના વિસ્મય થઈ બો-લી "બ્હેન-શું છે ? કહેતો ખરી."

માનાએ દીર્ઘ નિઃશ્વાસ નાંખીને કહ્યું "જુન્ના, પરમેશ્વરની કળા અકળ છે, ત્હારૂં મુખ મ્હારા પતિના મુખ જેવુંજ છે. ત્હારા દાંત તેમના દાંત જેવાજ છે, ત્હારૂં હાસ્ય તેમના હાસ્ય જેવુંજ છે, તેમણે ઘણી વખત મ્હને કહ્યું હતું કે તેમના પિતાનું ખુન કરી લુટારાઓ ચાલ્યા ગયા પછી તેમના પિતાનું મૃતદેહ અને તેમની સાથેની એક દાસીનું મૃતદેહ ત્યાં પડી રહ્યું હતું. પરંતુ તેમની બ્હેનનું મૃત શરિર ત્યાં પડેલું નહોતું. કેટલાક મનુષ્યો કહેતા હતા કે છોકરાંઓ લઈ જનાર લુંટારાઓએ પિતા તથા દાસીનું ખુન કરી ભગિનીને લઈ ગયા છે. તેમની ભગિનીના માથા ઉપર એક અને ગળા નીચે ત્રણ ઘાનાં ચિન્હ હતાં તે પણ મ્હેં ઘણી વખત તેમનેજ મ્હોડે સાંભળ્યું છે. તેમની ભગિનીનાં બધાં લક્ષણ ત્હારામાં જોઉંછું. તો પણ કાંઇ નિશ્ચય થઈ શકતો નથી. તેથીજ તને પુછુંછું કે અહિં આવતાં પહેલાંની કોઈ વાત યાદ છે કે ? "

"બ્હેન ! કાંઇ પણ યાદ નથી." જુન્નાએ ઉત્તર દીધું.

માના ચુપ થઈ બેસી રહી. તેણે મનમાંજ નિશ્ચય કર્યો કે જુન્ના તેના સ્વામીની ભગિની છે. થોડો વખત વિચારમાં ને વિચારમાંજ જુન્નાનો ચોટલો વાળ્યો અને તેમાં ન્હાની છુરી સંતાડી દીધી. માના તૃષાતુર નયને જુન્નાના સ્ફટિક જેવા સ્વચ્છ અને ચંદ્ર જેવા તેજસ્વી મુખ સ્હામુ જોવા લાગી. હવે તેના મનમાં નિશ્ચયજ થયો કે જુન્ના પતિની ભગિની છે. તેણે એકાએક જુન્નાને પોતાની છાતી સાથે દબાવી આલિંગન કર્યું. તેનાં નેત્રમાં હર્ષનાં આંસુ આવ્યાં. સજળ નેત્રે બોલી "જુન્ના ! તમે મ્હારા સ્વસુરનીજ કન્યા છો એમાં સંદેહ નથી. તમારો અચાનક મેળાપ એ કંગાલના ગુમાયલા કિંચિદ ધન મેળવ્યા બરોબર થયું છે. અહો ! સીતાપતિ ! પરમકૃપાળુ પ્રભો ! તમારોજ ઉપકાર ! બ્હેન ! તમારા ભાઈ તમારે માટે જીવન પર્યંત દુઃખી છે ! પરમાત્માની આશ્ચર્યમય લીલા ! તેનો અલૌકિક મહિમા ! ક્ષુદ્ર મનુષ્યોનો મિથ્યા અહંકાર ! બ્હેન ! આજે ઘોર વિપદમાં આપણે બન્નેને પરમેશ્વર સ્હાય કરશે ! તમને એકજ વખત તમારા ભાઇને મેળવીશ ત્યારેજ મ્હારી સકળ આશા પુર્ણ થશે. પરંતુ તે આશા નથી. કદાચ આપણે બન્નેને આત્મઘાત કરવો પડશે. બ્હેન, તમને જોવાથી ઘણો આનંદ થયો છે."

માના ગદ્દગદ કંઠે જુન્નાના મુખ મણ્ડળ સ્હામુ જોતી હતી. જુન્નાને પાસે ખેંચી લઇ પોતાના ખોળામાં બેસાડી. એક બીજાને ગળે વળગી પ-

ડયાં, અને અશ્રુપાત કરવા લાગ્યાં. રાત્રિ પૂર્ણ થવા આવી. માધુસિંહ હાથીના મહાવતને બોલાવે છે, પાલખી ઉચકનારાઓને જાગૃત કરે છે, વૃદ્ધા રમણી પણ જાગૃત થઇ છે. તેણે લખનૌ જવા માટે આગલે દિવસેથીજ તૈયારી કરી રાખી છે. શય્યામાંથી ઉઠી માનાના શયનાગારનું બારણું ઠોક્યું કે તરતજ નુન્નાએ દ્વાર ઉઘાડ્યું. વૃદ્ધાએ જોયું કે બન્ને યુવતીઓએ પોતાના માથાના વાળ ઘણી ચતુરાઇથી ઓળ્યા છે. તે જોઇ વૃદ્ધા ઘણી ખુશી થઇ. તે મનમાંજ વિચારવા લાગી કે તેમને પણ બાદશાહના જનાનામાં પ્રવેશ કરવાનો લોભ થયો છે. બેગમ થવા માટે જે ચતુરાઈ જોઇએ તે પોતાની મેળેજ મેળવી લેશે. કળજુગના જમાનામાં કોઇને કાંઈ શીખવવું પડે તેમ છે ?

એક કલાકમાં સઘળી તૈયારી થઈ ગઈ. માધુસિંહ તેનો હાથી, મ્હાવત અને પાલખીવાળા સજ્જ થઇ ઉભા. વૃદ્ધા, માના, અને નુન્ના એ ત્રણ જુદી જુદી પાલખીઓમાં બેઠાં. બંદુક અને તલવાર હાથમાં લઈ, હાથી ઉપર બેસી માધુસિંહ સૌથી આગળ ચાલવા લાગ્યો. અને બીજો એક વિશ્વાસુ નોકર એક હાથી ઉપર બેસી સૌથી પાછળ ચાલતો હતો. વચમાં ત્રણ પાલખીઓ હતી. સઘળાંએ લખનૌ તરફ પ્રમાણ કર્યું.





# ચતુર્દશ પરિચ્છેદ.

## ગોરખપુરની સેશન કૉર્ટ.

The association of the most object superstition with the deepest guilt has been often noticed. The Justness of the observation is examplified in the conduct of most Classes of Indian delinquents, and remarkably so in that of the Phansigars.—

*Asiatic Researches Vol. XIII.*



સાંપ્રત સમયે પુરૂષો તેમજ સ્ત્રીઓ નવલકથા અને નાટકનાં પુસ્તકો વાંચવા માટે વિશેષ લક્ષ રાખે છે. કવિ કલ્પિત અલૌકિક દામ્પત્ય પ્રેમ, અતિ આશ્ચર્યજનક પિતૃ માતૃ ભક્તિ, અભૂતપૂર્વ સદાચરણ, અસાધારણ ધર્મ ભાવ, વિકટ નિષ્ઠુર આચરણ, ભીષણ અત્યાચાર, અદ્દભુત બીભિત્સ વ્યવહાર, દુઃસહ સંસાર કષ્ટ, આવાં આવાં વર્ણનોથી ભરેલાં પુસ્તકો સ્ત્રી અને પુરૂષોનાં હૃદયને વિશેષ આકર્ષતાં જણાય છે. કલ્પિત નવલકથા લખનારાઓનાં પુસ્તકોમાં આવાં દ્રષ્યો વાંચવાથી વાચકને કૌતુહલ ઉત્પન્ન થાય છે; પરંતુ **ભા**રતવર્ષના ઇતિહાસનું અવલોકન કરવાથી નિશ્ચય જણાશે કે **ભા**રતવાસીઓના પ્રકૃત જીવન તંત્રમાં જે અદ્દભૂત વ્યાપાર, અલૌકિક પ્રભાવ, સ્વર્ગીય પ્રેમ, અને નિષ્ઠુર આચરણનું ભીષણ દ્રષ્ટાંત રહ્યું છે તે હમેશાં કવિની કલ્પનાનો, ચિતારાની કલમનો, અને ઉપન્યાસ લખનારની રચના શક્તિનો પરાજય કરે છે. **સી**તાનો દામ્પત્ય પ્રેમ, **રામ**-

ચંદ્રજીની પિતૃ ભક્તિ, મહાત્મા અને યોગીઓનો ધર્મ ભાવ, ઠગ લોકોનાં નિષ્ઠુર આચરણ, કોઇક કોઇક મુસલમાન નવાબનાં પ્રજા પીડન, અને ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના અત્યાચાર એ બધું શું કવિની કલ્પનાને અને લેખકની રચના શક્તિને પરાસ્ત કરતાં નથી?

વર્તમાન સમયના વાચક સ્ત્રી અને પુરૂષોએ ઠગ અને લુંટારાઓનાં નામ સાંભળ્યાં છે. પરંતુ તેમનો ધર્મ વિશ્વાસ અને તેમનાં કર્તવ્ય કર્મો વિશેષ રૂપે જાણતાં નથી. આ સ્થળે તેમનું સંક્ષિપ્ત વર્ણન આપવામાં આવે છે.

કયે સમયે. કયા રાજાના રાજત્વ કાલે, ઠગ લોકો તરફથી કેવી કેવી ઘટનાઓ, ભારત વર્ષમાં થઇ તે કોઇ આજ પર્યંત નિશ્ચય પૂર્વક જાણી શક્યું નથી. કોઇક કહે છે કે પ્રથમ મિસરદેશ—Egypt—માં એ ભયકર ઠગ લોકો ઉત્પન્ન થયા. અને મિસરદેશથી બીજે બધે ઠેકાણે પ્રસાર થયો. કોઇક કહે છે કે ઠગાઇની વિદ્યા હિંદુ લોકોમાં તંત્ર શાસ્ત્ર જાણનારાઓમાંથી ઉત્પન્ન થઇ છે. તે ગમે તેમ હો, આ સ્થળે ઠગ લોકોનો સમગ્ર ઇતિહાસ આપવાની અગત્ય નથી. વર્તમાન શતાબ્ધિના પ્રારમ્ભમાં ઠગ લોકોના જેવા અત્યાચાર હતા તેજ આ નવલકથામાં લખવામાં આવશે.

ઓગણીસમી શતાબ્ધિના પ્રારમ્ભ સમયે ઠગ લોકોનાં ટોળાંઓ તરફ ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના કર્મચારીઓની દ્રષ્ટિ પડી! મહાત્મા વિલિયમ બેન્ટિકના શાસન સમયે ઠગ લોકોને નિર્મૂળ કરવા માટે જૂદા જૂદા ઉપાયો લેવામાં આવ્યા હતા. કર્નલ સ્લીમેન Cl. Sleeman—ને ઠગ લોકોને જેર કરવાના કામ ઉપર કમીશનર તરીકે નિમ્યો હતો.

કન્યાકુમારીથી કાશ્મિર સુધીમાં સમગ્ર ભારતવર્ષ ઠગ લોકોના અત્યાચારથી પિડાતું હતું. ઠગ લોકોના ટોળાની સંખ્યા કોઇકમાં ૮૦ થી ૯૦ અને કોઇક ટોળાની સંખ્યા બસો માણસની હતી. એક બે ટોળા ભેગા થઇ વટેમાર્ગુઓના પ્રાણ સંહાર કરી તેમની માલમત્તા લુંટી લેતા.

ગમે તેમ હોવા છતાં ઠગ અથવા લુંટારૂ લોકોનો ધર્મ ઉપર આશ્ચર્યજનક દ્રઢ વિશ્વાસ હતો. તેમને જે ધર્મ વિશ્વાસ હતો તે ઉપરથી કહેતા કે પૃથ્વિ ઉપર મનુષ્યની સંખ્યા બહુ વધી ગઇ છે, તેથી દેવી ભવાની—કાળીમાતા—પોતાના ભકત (ઠગ-લુંટારૂઓને) મનુષ્યની સંખ્યા ઓછી કરવા માટે આજ્ઞા કરે છે. ભકતો દેવીને કહેતા કે નરહત્યા કરવાથીજ પૃથ્વીના રાજાઓ અથવા રાજ્ય કરનારાઓ દંડ

આપશે નહિં તેથી એવું દુષ્કર કર્તવ્ય સાધન કરવાનો આરંભ કરવાથી નિશ્ચયજ તેઓને રાજ દંડ ભોગવવો પડશે. ત્યારે ભવાનીએ તેઓને આશ્વાસન આપતાં કહ્યું કે નર હત્યા કરતી વખતે લોહી પડવું જોઇએ નહિં. નર હત્યાનું કોઈ ચિન્હ રહેવું જોઇએ નહિં; માણુસોના ગળામાં લુગડાનો ફાંસો ઘાલી તેમની હત્યા કરવી. અને તેમનું મૃતક શરિર હું પોતે ( દેવી ભવાની ) સંતાડી દઇશ કે જેથી દેશના રાજા કે રાજ્ય કરનાર કાંઇ જાણી શકશે નહિ. મૂર્ખ ઠગ લોકો દેવી ભવાનીનો આ પ્રમાણેનો ઉપદેશ છે જાણીને બીચારા નિરદોશ વટેમાર્ગુઓના ગળામાં ફાંસો ઘાલી તેમના પ્રાણ સંહાર કરવા લાગ્યા. અંધ શ્રદ્ધા અને અંધ વિશ્વાસનું ફળ સંસારનાં નિર્દોશ મનુષ્યનું મૃત્યુ એજ આવ્યું ! દેવી ભવાનીનો ઉપદેશ મેળવી, મનુષ્યોના ગળામાં લુગડાંનો ફાંસો ઘાલી મારી નાંખવા લાગ્યા. મૃતક મનુષ્યનું શરિર ત્યાંજ પડી રહેવા દેતા કારણ કે તે તો દેવી ભવાની પોતે જાતે સંતાડી દેવાની છે ! કાળક્રમે કેટલાક અવિશ્વાસી ઠગ લોકોનું એક ટોળું એક દિવસ વિચારવા લાગ્યુ કે આપણે જે નર હત્યા કરીએ છીએ તે મૃતક દેહ, દેવી ભવાની પોતે ખરી રીતે સંતાડે છે કે નહિં તે આપણે જોવું જોઇએ. આવો વિચાર કરી અવિશ્વાસુ ઠગ મંડળી ત્યાંથી થોડે વેગળે જંગલના એક ભાગમાં સંતાઈ રહી. રાત્રિના ઘોર અંધકાર સમયે જંગલમાં વાયુ સમ્ સમ્ શબ્દ કરે છે, વૃક્ષોનાં પાંદડાં દડ્ દડ્ કડ્ કડ્ શબ્દ કરે છે, ઝાડોમાંથી નિકળતો પવન ઝું ઝું કરતો ચારે દિશામાં અટવાય છે, ભયંકર પશુઓની ગર્જના વડે આકાશ પાતાળ કમ્પાયમાન થઈ રહ્યું છે, મનુષ્યોનાં મૃતક દેહ આમ તેમ રઝળતાં ભીષણાકૃતિ ધારણ કરી પડ્યાં છે, ઠગ લોકોની એક ટોળી દેવી ભવાનીના આવવાની વાટ જોતી સંતાઈ રહી છે, કોઇક ડોકીયા કરી જુવે છે, કોઈક ઉભા થઈ જુવે છે, થોડીવાર પછી તેમને જણાયું કે દેવી કાલીકા, વિક્રાળરૂપે, જંગલમાં પડેલાં મૃતકદેહની છાતી ઉપર બેઠી બેઠી તેમના વક્ષઃ સ્થળમાંથી નરમાંસ અને નરરક્ત ભક્ષણ કરે છે, હાથમાંનું ખપ્પર મૃતક દેહની છાતીમાં ખોસી રક્ત પાત્ર ભરે છે અને મુખમાં ઢાલવે છે, એક હાથમાં ઝાલેલા કૃપાણ—તલવારવડે—મુડદાની છાતી ચીરી તેમાંથી માંસના લોચા કહાડી રક્ત લાલ જીહ્વા ઉપર મુકે છે. વિક્રાળ વદના દેવી કાલી અનેક મૃતક દેહ ઉપર ફરી વળી છે. સેંકડો નરદેહમાંથી માંસ રક્ત • કાઢી ભક્ષણ કરી ગઈ છે, તે રક્તમાંસ દેવીના શરિર ઉપર પણ છંટાયું છે. નરમુંડની માળ પહેરેલી, સિંદુરની આરચા કરેલી અને હાથમાં અસ્રોવડે ભયંકર દેખાતી કાળીદેવી જાણે જંગલનાં મુડદાંઓને તપાસી વળી

છે. એટલામાં દેવીની દ્રષ્ટિ પેલા સંતાઈ રહેલા ઠગ લોકો ઉપર પડી. એ જોઈ દેવી કાળીને બહુ લજ્જા આવી. અને અવિશ્વાસી ઠગ લોકો ઉપર કોપાવિષ્ટ થઈ બોલી. "બસ! તમે અવિશ્વાસી છો. હવે ભવિષ્યમાં તમારી રક્ષા કરીશ નહિ; અને મૃતક દેહ સંતાડીશ નહિ." સઘળા ઠગ મનુષ્યો તેની પાસે ચાલી તેને પગે પડ્યા અને કાલાવાલા કરતા તેની સ્તુતિ કરવા લાગ્યા: **काली कंकाली भद्रकाली, तेरा बचन न जावे खाली !** ઇત્યાદિ.

ભક્ત લોકોની આવી સ્તુતિ સાંભળી મૈયા કાળીને દયા આવી. તેણે કહ્યું. હવે મરેલાં શરિર હું ગુપ્ત રાખીશ નહીં. પરંતુ તમારા લોકોની રક્ષાને માટે એક રક્ષા કોદાળી—કુહાડી—આપીશ. એ સમયથી ઠગ લોકોમાં "રક્ષા કોદાળી" રાખવાનો નિયમ ચાલે છે. કાળી માતાની પૂજા કરવાને સમયે ઠગ લોકોનો ગુરૂ, ખાંધે એક કોદાળી મુકી આગળ આગળ પૂજાના સ્થાને જાય છે.

જેમ લશ્કરમાં મેજર, કેપ્ટન, ઘોડેસ્વાર, વિગેરે જૂદા જૂદા પદવિ ધરાવનાર હોય છે તેમ ઠગ લોકોમાં પણ જૂદી જૂદી શ્રેણીમાં વહેંચાયલા હોય છે. પ્રત્યેક ઠગ લોકોના ટોળામાં દસ બાર ગૃહસ્થ મનુષ્યો જેવા પોશાક પેહેરેલા મનુષ્યો હોય છે. તે લોકો માત્ર વટેમાર્ગુઓને રસ્તો ભૂલાવી દેવાનું કામ કરે છે. તેમને ઠગ લોકોની ભાષામાં "સોથા" કહે છે. ઠગ લોકોની એક ગુપ્ત ભાષા હોય છે. તે ભાષાનું નામ "રમાસી" ભાષા છે. જેઓ ઠગ લોકોનાં ટોળામાં માત્ર ઠગ વિદ્યા શિખવાની ઇચ્છાથી વિદ્યાર્થી સ્વરૂપ રહે છે તેમને એ લોકોની ભાષામાં "કોબુલા" કહે છે. જેઓ મનુષ્યોના ગળામાં લુગડાનો ફાંસો દઈ નર હત્યા કરે છે તેને "ભાર્તોત" અથવા "ઑકૈ" નામ દઇ બોલાવે છે. ભાર્તોત લોકો જે સમયે નર હત્યા કરે છે તે વખતે તેમની બાજુમાં ઉભા રહી સહાય કરવા તૈયાર રહે છે તેમને "સામસિયા" કહે છે.

દેવી ભવાનીએ મૃતક દેહને સંતાડવાનું અર્થાત્ ગુપ્ત કરવાનું કામ છોડી દીધું ત્યારે ઠગ લોકોને તે માટે ચિન્તા થઈ. એ કામ કરવા માટે એક શ્રેણીના મનુષ્યોની જરૂર પડી. અને "લાગાઇ" નું પદ નિશ્ચય કરી તે માટે મનુષ્યો નિશ્ચય કર્યાં. ટોળામાંનાં કેટલાંક મનુષ્યોને "લાગાઇ" નું કામ કરવા નિશ્ચય કર્યો. માણસોના પ્રાણ વિનાશ કરવાનો યોગ ઉપસ્થિત થતાં "લાગાઇ" ના પદવિ ધરો, નદિને કિનારે અથવા બીજી કોઇ જગ્યાએ

ખાડાઓ ખોદી તૈયાર રાખતા. અને પ્રાણનાશ કર્યા પછી તે મનુષ્યોને ખાડાઓમાં દાટી દેતા હતા. "લાગાઇ" નો અર્થ ખાડા ખોદનાર અર્થાત કબર ખોદનાર મનુષ્યો થતો હતો.

કાળ ક્રમે કોઈકિ નવિન ધર્મનો પ્રચાર થતાં જેમ જૂદા જૂદા ધર્મનાં મનુષ્યોમાં જૂદા જૂદા વિચારો ઉત્પન્ન થાય છે અને એક ધર્મ મંડળમાંથી અનેક ધર્મ મંડળીઓ ઉભી થાય છે તેમ ઠગ લોકોમાં પણ થયું. સમયના પ્રવાહ સાથે તેમના વિશ્વાસનો પ્રવાહ પણ વેહેવા લાગ્યો. જૂદા જૂદા ઠગો જૂદા જૂદા સંપ્રદાયમાં વેહેંચાઇ ગયા. ઓગણીસમી શતાબ્દિના પ્રારંભ સમયે માત્ર દશબાર જાતના ઠગ લોકો હતા. આ નવલ કથામાં માત્ર એક સંપ્રદાય મેઘપૂના–Megpuna સંપ્રદાય–અર્થાત છોકરાં પકડી જનાર અને ફાંસી દેનાર ઠગ લોકોનાં કાર્યોજ લખવામાં આવશે.

ઠગ લોકો કવચિદ સન્યાસીને વેશે, કવચિદ ફકિરના વેશે, કવચિદ વ્યાપારીના વેશે અને કવચિદ પરદેશીઓના બનાવટી વેશમાં દેશ વિદેશ ભટકતા હતા. પરંતુ ઘણે ભાગે સંસાર ત્યાગી સાધુને વેશે ફરતા હતા.

આ નવલ કથાના બનાવ સમયે ગોરખપૂર, ગાઝીપુર, દિલ્લી અને બીજાં કેટલાંક સ્થળેથી લગભગ એકસો ઠગ લોકોને પકડવામાં આવ્યા હતા. ગોરખપુરની સેશનકોર્ટમાં કેટલાક ઠગ લોકોની તપાસ કરવામાં આવે છે, અને તેથી બીજે જે જે ઠેકાણેથી ઠગ લોકોને પકડવામાં આવ્યા હતા તે સઘળાને ગોરખપૂરજ મોકલવામાં આવ્યા. તે એવી મતલબથી કે સઘળાની તપાસ એકજ ઠેકાણે કરવામાં આવે. અંગ્રેજી કાયદા પ્રમાણે પૂરાવા વગર કોઇને પણ શિક્ષા કરવાનો નિયમ નથી. પરંતુ ઘણા યત્નો કરવા છતાં સિપાહીઓ અને અમલદારો પુરાવા મેળવી શક્યા નથી ! પુરાવાની ગેરહાજરીમાં પંદરેક ઠગ લોકોને બીજા ઠગ લોકોને દોષિત ઠરાવવા માટે પુરાવામાં દખલ કરી તેમનો દોષ ક્ષમા કરવામાં આવ્યો છે, હાથ પગમાં લોખંડની બેડીઓ પેહરાવેલા ઠગ લોકો સેશન કોર્ટમાં ઉભા રહ્યા છે. વારંવાર બેડીઓનો ખખડાટ થાય છે, શાક્ષી તરીકે ઉભા કરેલા ઠગ લોકોની જુબાની લેવાય છે. કોર્ટ એક એક જણને આ પ્રમાણે પ્રશ્ન કરે છેઃ—

પ્રશ્ન—તમારૂં નામ શું ?

ઉત્તર—ક્ષેમા જમાદાર.

પ્રશ્ન—તમારો વેપાર શું ?

ઉત્તર—મેઘપૂના વેપાર અર્થાત્ રસ્તે જનારાઓનાં ખુન કરવાં અને

તેમનાં ન્હાનાં બાળકોને ઉપાડી જવાં.

પ્રશ્ન—આ વેપાર પ્રથમ કોણે ચલાવ્યો?

ઉત્તર—મૂલતાનના અલિકરામે. અમે ચાળિસ વર્ષ પૂર્વે અલિકરામના શિષ્ય થયા છીએ.

પ્રશ્ન—કયા કયા દેશમાં તમે નર હત્યા કરી છે?

ઉત્તર—જયપૂર,બિકાનેર, ભરતપૂર, પંજાબ, અયોધ્યા અને પ્રયાગ.

પ્રશ્ન—તમારી સ્ત્રીઓને સાથે રાખો છો કે નહિં?

ઉત્તર—હા, અમારી સ્ત્રીઓ અમારી સાથેજ રહે છે. ખુન કર્યા પછી તેમનાં બાળકોને એ સ્ત્રીઓ ઉછેરે છે.

પ્રશ્ન—એ બાળક બાળિકાઓને શા માટે ચોરી જાઓ છો?

ઉત્તર—વેચવા માટે.

પ્રશ્ન—કેટલી કિમ્મતે કોને વેચો છો?

ઉત્તર—કવચિદ્ ૮૦ રૂપિયા, કવચિદ ૧૦૦ રૂપિયા, લઈ છોકરીઓ વેચીએ છીએ. વેશ્યા, નાચનારી અને દલાલણો અને મ્હોટા ગૃહસ્થ માણસો પણ છોકરીઓને ખરિદ કરે છે.

પ્રશ્ન—તમે કયા દેવ દેવીની પૂજા કરો છો?

ઉત્તર—અમે દેવી ભવાની—કાલી મૈયા—ની પૂજા કરીએ છીએ. ન્હાનાં બાળકોને વેચી જે કાંઇ ઉત્પન્ન થાય છે તેમાંનો થોડોક ભાગ ભવાનીની પૂજામાં પણ ખરચીએ છીએ.

પ્રશ્ન—શાહ જહાંનપૂર અને મથુરાંની નર હત્યા વખતે તમે હાજર હતા?

ઉત્તર—હા, હતા.

પ્રશ્ન—બીજા કોણ કોણ હાજર હતા?

ઉત્તર—રતનદાસ, દેવીદાસ, દેવીદાસની સ્ત્રી ગંગા, બીજો ક્ષેમો, ક્ષેમાની સ્ત્રી વખતી, વાઇરૂમ કોટવાલ, સાલગા, જાનકીદાસ, છત્રદાસ, તિલક નાયક, સ્વરૂપી અને બીજા કેટલાંક માણસો.

આટલી જુબાની થયા પછી ગળે ફાંસો દેનાર ટોળીમાંના એક સેખ એનાયતની જુબાની આરંભ થઈ.

પ્રશ્ન—તમારૂં નામ શું?

ઉત્તર—સેખ એનાયત.

પ્રશ્ન—તમે તમારી ટોળીના સરદાર છો?

ઉત્તર—ના, હું સરદાર નથી.

પ્રશ્ન—તમારી ટોળીનો સરદાર કોણ છે?

ઉત્તર—પૂર્વે મ્હારા પિતા હિંગુ સરદાર હતા. હમણાં ગુરૂબક્ષ સરદાર છે.

પ્રશ્ન—તમારી ટોળીમાં કેટલાં ઠગ મનુષ્યો છે?

ઉત્તર—પહેલાં ત્રણસો હતાં. હમણાં ત્રણ વિભાગ થયા છે. એક એક વિભાગમાં એંસી નેવું માણસો છે.

પ્રશ્ન—ત્રણસો માણસો એકત્ર થઇ દેશ ભ્રમણ કરતા હતા?

ઉત્તર—ભિન્ન ભિન્ન માર્ગે જતા હતા પણ કામ પડેથી એકઠા થઇ જતા. કોઈ સન્યાસી, કોઇ ફકિર અને કોઈ સિપાહીના વેશમાં ફરતા હતા. એક ટોળીના માણસો છે એમ કોઇ ઓળખી શકતું નહિ.

પ્રશ્ન—તમારી ટોળીવાળાએ નવાબ સબજીખાંની હત્યા કરી છે?

ઉત્તર—હા, નવાબ સબજીખાંનું અમે ખુન કર્યું છે.

પ્રશ્ન—કેવી રીતે અને કયે સ્થાને?

ઉત્તર—ભોપાલના નવાબ, વજીર મહમ્મદના કાકા, નવાબ સબજીખાં અને તેનો પુત્ર, હૈદ્રાબાદના નિઝામના લશ્કરમાં નોકરી કરવા ગયા હતા. નવાબ સબજીખાં સાથે તેના પુત્રને તકરાર થઈ. સબજીખાં પચાસ ઘોડેશ્વાર અને પોતાના ચાકરો દાસીઓ સાથે લઇ સ્વદેશ જવા પાછો ફર્યો. તેમની પાસે તલવાર, બંદુક વિગેરે અસ્ત્રો હતાં. એ લોકોનાં ખુન કરવાનો અમે નિશ્ચય કર્યો. અમારી ટોળીમાં સોથા દલિલખાં, ખલિલખાં, શીવબક્ષ વિગેરેએ નવાબના માણસો પાસે જઈ કહ્યું કે અમે દક્ષિણમાં ઘોડા વેચવા ગયા હતા. ત્યાંથી પાછા આવીએ છીએ. સબજીખાં તેમની સાથે વાતો કરતાં કરતાં ઘણો ખુશી થયો. થોડાક વખત પછી અમારી ટોળીમાંના પાંચ માણસો ફકિરને વેશે જુદી દિશામાંથી આવી પહોંચ્યાં. અને નવાબની સાથેજ દેશમાં જવા ઇચ્છા છે એમ નિશ્ચય થયો. પ્રથમના ત્રણ માણસો સાથે આ નવા આવેલા પાંચ જણને કાંઇ પણ સંબંધ છે એમ જણાયું નહિં. એ પ્રમાણે અમારી ટોળીમાંનાં સઘળાં માણસો એકએક દિશામાંથી થોડાં થોડાં આવીને નવાબનાં માણસો સાથે ભેગાં થયાં. બે દિવસ સુધી તો અમે નવાબના માણસો સાથે ઉત્તર દિશા તરફ ચાલવા લાગ્યા. બીજા દિવસની રાત્રે અમે બધાએ વિચાર કર્યો કે કાલે એ લોકોનું ખુન કરવું. મ્હારા પિતા હિંગુ, ઝિલૂમફ કરે અર્થાત બધી તૈયારી થયા પછી હિંગુ ઇશારત

§ ઠગ લોકોની "રામાસી" ભાષામાં ઝિલમ એટલે ઇશારત.

કરે કે તરતજ અમારી ટોળીમાંના એક એક મનુષ્ય નવાબના સાથેના એક એક માણસના ગળામાં લુગડાંનો ફાંસો ઘાલી દે, એવો નિશ્ચય થયો. કયા શબ્દમાં ઝિલૂમ કરવી તે પણ નિશ્ચય થયો. હિંગુ બોલે કે "પાન લો" કે તરતજ જાણી લેવું કે તેણે હવે ખૂન કરવાની ઇશારત કરી છે.

"બીજે દિવસે અમે એક નદીને કિનારે એક મ્હોટું ખેતર હતું ત્યાં પહોંચ્યા. પ્રથમથી બંદોબસ્ત કરવા પ્રમાણે અમારી ટોળીમાંના "લાગાઇ" માણસો લાકડાં લેવાનું બહાનું કરી નદિને કિનારે મૃતક મનુષ્યોને દાટવા માટે કબરો ખોદવા ચાલ્યા ગયા. અમારા સરદાર સોથા દલિલખાંએ નવાબને કહ્યું, હુઝુર ત્રણ દિવસ થયા શરિરને ઘણી તસ્દી આપી છે; હમણાં મધ્યાન્હ થયા છે. જરા આરામ લઇએ તો ઠીક" નવાબ દલીલખાં ઉપર ઘણો પ્યાર રાખતા હતા. નવાબે કહ્યું "બહુત અચ્છા, આજ યહાંહી આરામ કરે".

નવાબ હમેશાં ખુબ ભાંગ પીતા હતા. તેથી તેનું નામ સબજીખાં પાડ્યું હતું. નવાબે પોતાની સાથે લીધેલી બાંદીઓને સિદ્ધિ–ભાંગ–તયાર કરવા કહ્યું. બાંદીઓએ ત્રણ પ્યાલા ભરી સિદ્ધિ લાવી મૂકી. નવાબે બાંદીની પ્રશંસા કરી, એટલે બાંદીએ હસી દીધું. નવાબે એક પ્યાલો સિદ્ધિ પીધી, બીજા બે પ્યાલા સાથે બેઠેલા બે માણસોને આપી. નવાબે વળી એક પ્યાલો ભાંગ મંગાવી. બાંદી હસતાં હસતાં ભાંગ લેવા ગઇ. એ પહેલાંજ અમારી ટોળીમાંના બેબે માણસો, કૌશલપૂર્વક, નવાબના એક એક માણસની પાછળ બેઠાં હતાં. બરોબર લાગ જોઇ મ્હારા પિતાએ "પાન લો" કહ્યું કે તરતજ નવાબનાં સાઠ માણસોના ગળામાં, અમારી ટોળીનાં સાઠ માણસોએ લુગડાં વિંટાળી ફાંસી દીધી. નવાબનું કોઇ પણ માણસ ચૈં કે ચું કરી શક્યું નહિં. અમારાં માણસોએ એટલી ખૂબીથી ખૂન કર્યાં કે કોઇ હાલી શક્યું નહી. એ પ્રમાણે પળવારમાં સાઠ માણસોનાં ખૂન કરી દીધાં. નવાબ સબજીખાંના બેસવાના સ્થાનથી વીશ હાથ છેટે બેસી તેની બાંદી ભાંગ બનાવતી હતી. તેને પણ કાંઇ ખબર પડી નહીં મરેલાં માણસો, જીભ બહાર કાઢી, મ્હોડું પહોળું કરી ફાટેલી આંખે બેઠાં છે, બાંદી ધીરે ધીરે ભાંગનો પ્યાલો લઇ ત્યાં આવી અને નવાબના સ્હામી ઉભી રહી. બાંદીએ જોયું કે નવાબ મ્હોડું પહોળું કરી, જીભ બહાર કાઢી, ફાટેલી આંખે બેઠા છે, નવાબ મરી ગયા છે તે તે જાણી શકી નહીં. તે બહારથી બાંદી હતી પણ અંદર ખાનેથી નવાબની ઉપપત્નિ હતી. નવાબ ઉપર તેનો અતિશય પ્રેમ હતો. નવાબના શરિરે તે હાથ લગાડવા જતી હતી એટલામાંજ

અમારી ટોળીમાંના એક માણુસે તેનું ખૂન કરવાનો નિશ્ચય કર્યો. એ બાંદી ઉપર અમારી દ્રષ્ટિ પડી અને તેને અમારી સાથે રાખવાનો વિચાર કર્યો, તેનું ખુન કરવા દીધું નહિં પરંતુ બાંદીએ જ્યારે જોયું કે સઘળાં મનુષ્યો અમારે હાથે મરણ પામ્યા છે, ત્યારે તે નવાબના શોકમાં દુ:ખિત થઇ રડવા લાગી. વીશ મૈલ સુધી અમે તેને અમારી સાથે બળપૂર્વક લઇ આવ્યા પરંતુ તે અમારી સાથે આવવા રાજી નહોતી. ત્યારેજ અમે તલવાર વડે તેનું ગળું કાપી નાંખ્યું અને માર્ગમાં ફેંકી દઈ ચાલતા થયા. ત્યાર પછી કેટલેક દિવસે જબલપૂર પહોંચ્યા.

પ્રશ્ન—બીજે કયે કયે સ્થાને ખૂન કર્યાં છે ?

ઉત્તર—બુંદેલખંડ, જબલપૂર અને નાગપૂર, એ સ્થાને પણ ખૂન કર્યાં છે. ગયાં દશ વરસમાં ચારસો, પાંચસો માણસોનાં ખૂન કર્યાં છે.

પ્રશ્ન—બિહાર કે બંગદેશ કદી પણ ગયા છો ?

ઉત્તર—અમારા ટોળામાંનાં માણસો જુદા પડી એક ટોળું રાજમહલ અને મુર્શિદાબાદ ગયું હતું. નૌકા માર્ગે તેઓ ગયા હતા. ત્યાર પછી બીજું ટોળું હાટિયા તરફ ગયું એમ સાંભળ્યું છે.

પ્રશ્ન—જેટલાં મનુષ્યો હાજર છે તેમાંથી રાજમહેલમાં હત્યા થઇ તે વખતે કોણ કોણ હતા ?

ઉત્તર—હું પોતે રાજમહેલ તરફ ગયો નથી. સાંભળ્યું છે કે નસિર અને સાહેબખાં ગયા હતા.

પ્રશ્ન—તમે મુસલમાન થઇને કાલીદેવીની પૂજા કરોછો ?

ઉત્તર—કાલીદેવી અને ફાતમા એ બન્ને એકજ છે.

આ સાક્ષીની જબાની થઇ ગયા પછી છોકરાંઓને પકડી જનાર ઠગ લોકોના એક ટોળામાંની અમરી નામની એક હિંદુ સ્ત્રીની જબાની લેવાનું શરૂ કર્યું.

પ્રશ્ન—તારૂં નામ શું ?

ઉત્તર—અમરી ઉર્ફે કુંન્તા.

પ્રશ્ન—પહેલાં તું દિલ્લિની જેલમાં હતી ?

ઉત્તર—આઠ વર્ષ પહેલાં ચાર વર્ષ સુધી દિલ્લિની જેલમાં હતી.

પ્રશ્ન—કયા અપરાધ માટે ?

ઉત્તર—દિલ્લિની પાસેજ ત્રણ વટેમાર્ગુઓનાં ખૂન કરવાના વાંક માટે.

પ્રશ્ન—તું કેવી રીતે પકડાઇ ?

ઉત્તર—અમારા ટોળામાંના માણુસોએ બે પુરૂષ અને એક સ્ત્રીનું ખૂન કરી તેમની લાસ નદીમાં ફેંકી દીધી. તેની સાથે ત્રણ કે ચાર વરસની એક છોકરી હતી. તે છોકરીને હું લઈ જતી હતી. પણ તે છોકરી ઘણુંજ રડવા લાગી. રસ્તામાં એક સાહેબે મ્હને પકડવાનો યત્ન કર્યો. તે વખતે મ્હેં તે બાળક છોકરીને રસ્તામાં પડતી રહેવા દઈ હું દોડી ન્હાસી જતી હતી, ટોળામાંના બીજા માણુસો ન્હાસી ગયાં અને હું એક સિપાઇને હાથે પકડાઈ ગઈ.

પ્રશ્ન—તે બાળક છોકરી હમણાં ક્યાં છે ?

ઉત્તર—તે છોકરીને એક સાહેબે લીધી છે, હમણાં તે ક્યાં છે તે હું જાણુતી નથી.

પ્રશ્ન—તમારા ટોળાનો સરદાર કોણુ છે ?

ઉત્તર—અમારા ટોળાનો સરદાર મ્હારો સ્વામી જીવનદાસ. હું ટોળાની જમાદારણી હતી.

પ્રશ્ન—તમારા ટોળામાં કેટલાં માણુસો છે ?

ઉત્તર—ચાલીશ.

પ્રશ્ન—તેમનાં નામ કહે.

ઉત્તર—મ્હારો છોકરો રૂપલો, રૂપલાની બે બાહડી રાધા અને રૂકિમણી, મ્હારા પતિ જીવનદાસ અને મંગલદાસ, ઇમામબક્ષ, મન્નાખાં, ગણેશ, અને પેલો વૃદ્ધ બ્રાહ્મણ દશ વરસ પહેલાં અમારા ટોળામાં હતા. એને સાલિગ્રામસિંહ કહીને બોલાવતા હતા. એ સિવાય બીજા પણ માણુસો હતા.

સેસન જજ વિલસન સાહેબે અમરીની જબાની મુલતવી રાખી, અમરીએ બતાવેલા મુર્છાવસ્થાવસ્થ વૃદ્ધ બ્રાહ્મણની સાક્ષી લેવા ઇચ્છા બતાવી. તેમણે કહ્યું કે આ વૃદ્ધ બ્રાહ્મણ બે ત્રણુ દિવસમાં કદાચ મરી જશે. તેથી તેની સાક્ષી પહેલાં લઈ લેવી જોઇએ.

વૃદ્ધથી ચાલી શકાતું નહોતું. કોરટ બહાર એક કામળ પાથરી તેના ઉપર સુતો હતો. ઠગ લોકોને પકડનાર દારોગાએ એ બ્રાહ્મણુને સન્યાસીના વેશમાં મુસાફરી કરતાં જોઇ પકડ્યો હતો. ઉભા રહીને સાક્ષી આપવાને તેને અશક્ત જાણી સાહેબે તેના બિછાનાની બાજુમાં બેસી જબાની લખવાનું આરંભ કર્યું.

વૃદ્ધને સાહેબે પ્રશ્ન કરવા માંડ્યા. વૃદ્ધે રડતાં રડતાં ઉત્તર આપવા માંડ્યાઃ-સાહેબ, હું ઘોર પાપીછું. તમે પહેલાં મ્હને ફાંસીની શિક્ષા આપો.

મ્હારા બાઇનો માર્ગ નહિં ગ્રહણ કરતાં આડે માર્ગે ચઢવાથી આ દુર્દશા થઇ છે.

સાહેબ વૃદ્ધને સમજાવતાં બોલ્યાઃ દિલ્હીમાં ખુનો થયાં તે સમયે તું ત્યાં હાજર હતો કે નહિં ? અને બીજા કોણ કોણ હતા એટલુંજ ત્હારે કહેવું પડશે.

વૃધ્ધે ઉત્તર દીધું : સાહેબ, પહેલાં તમે મ્હારા પ્રશ્નનો ઉત્તર નહિં આપશો તો હું તમારા પ્રશ્નનો ઉત્તર આપીશ નહિ ! તમે મ્હને શું શિક્ષા આપશો ? શું ફાંસી દેશો ? હું તેજ શિક્ષા માગું છું."

સાહેબે જોયું કે મ્હોટી વિપદ આવી પડી છે, તેથી કહ્યું: બોલ, ત્હારો પ્રશ્ન શું છે ?

વૃદ્ધ સ્થીર ચિત્તે બોલ્યોઃ સાહેબ, મ્હારો પ્રશ્ન એ છે કે દેશના રાજા કદાચ આ બધા ઠગ લોકો અને લુંટારાઓની પેઠેમ પ્રજાનું સર્વસ્વ હરણ કરે, પ્રજાના ઘરમાંની સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરે તો તેમનાં કાળાં કૃત્યોના અપરાધની તપાસ તમે કરશો કે નહિ ! "

સાહેબ વૃદ્ધનું કહેવું સમજી શકયો નહિં. પરંતુ વૃદ્ધ વારંવાર કહેવા લાગ્યો કે, દેશના રાજા પ્રજાનું સર્વ હરણ કરી લે તો તેના અપરાધની તપાસ કોણ કરશે ?

કેટલાક વખતે સાહેબે વૃદ્ધને કહ્યું. ત્હારે જે કાંઇ કહેવું હોય તે સ્પષ્ટ રીતે મ્હને કહે, હું ત્હારા કહેવાની મતલબ સમજતો નથી.

વૃધ્ધે રડતાં રડતાં કહ્યું. સાહેબ, અમે ચૌદ મનુષ્યો ચોરી કે લુંટ કરતાજ નથી. અમે પાપી હોવાથીજ આ લોકોના ટોળામાં આવી આશ્રય લીધો. સાહેબ, બધી વાત કહેતાં મ્હારી છાતી ફાટી જાય છે—"

આટલું બોલી વૃદ્ધ આર્તનાદે રડવા લાગ્યો.

સાહેબે અનેક શબ્દોમાં ધૈર્ય આપ્યું. વૃદ્ધ આગળ બોલવા લાગ્યોઃ— સાહેબ, મ્હારૂં નામ પન્ડિત બળદેવપ્રસાદ, મ્હારા વડિલ બંધુનું નામ પન્ડિત દેવીપ્રસાદ. અમે બન્ને ભાઈ સીતાપૂરના પંડિત શંભૂપ્રસાદના પૂત્રો. પંડિત શંભૂપ્રસાદના જેવો જ્યોતિર્વિદ્યામાં આ દેશમાં બીજો કોઈ જન્મ્યોજ નથી. અયોધ્યાના વજીર-નવાબ-સાદતઅલિએ નિર્વાસિત અવસ્થામાં મ્હારા પિતાને પોતાના ભવિષ્યની ગણત્રી કરવા કહ્યું. તેમણે ગણત્રી કરી નવાબને કહ્યું કે: નિશ્ચય તમે અયોધ્યાનું સિંહાસન પ્રાપ્ત કરી શકશો. કેટલાંક વરસ પછી સાદતઅલિ અયોધ્યાના સિંહાસન ઉપર બેઠો. ગાદી મળ્યા પછી

નવાબે મ્હારા પિતાને કૃતજ્ઞતા પૂર્વક થોડી ઉપજની જાગીર આપી, પરંતુ **સાદત**અલ્લિના મૃત્યુ પછી **ગાજી**ઉદ્દિન **હયદર**ના રાજત્વ કાલમાં **સીતા**પૂર પરગણાના ચકલાદાર–વહિવટદાર–ઈબ્રાહીમખાંએ તે જાગીરની જમીનનું સાત વર્ષનું મેહેસુલ માગ્યું. અમે ગરિબ બ્રાહ્મણો, સાત વરસનું મેહેસુલ આપવાની અમારી શક્તિ નહોતી. તે સમયે દુર્વૃત્ત ચકલાદારે અમારી સ્ત્રી. ભ્રાતૃ વધુ અને કન્યાઓ ઉપર ઘોર અત્યાચાર કરવાનું આરંભ્યું. ઓહો ! તે અત્યાચારનું સ્મરણ કરવાથી મ્હારી છાતી ફાટી જાય છે. અમારી નિરપરાધી બે કન્યાઓ ! બિચારી ગાય જેવી ! ઓહો ! સા–હે–બ" એમ કહીને વૃદ્ધ બ્રાહ્મણ પાછો મૂર્છિત થયો. સાહેબે જાણ્યું કે હૃદયની વ્યથા મનુષ્યને પાપને માર્ગે પ્રેરે છે. સ્ત્રી, કન્યા ઉપર અત્યાચાર મનુષ્યને ખૂનો કરાવે છે, લુંટ કરાવે છે. આ વૃદ્ધ બ્રાહ્મણ પણ તેવાજ અત્યાચારનો ભોગ થઇ પડયો છે. સ્ત્રીઓ ઉપર અત્યાચાર એજ પાપનું કારણ છે. વૃદ્ધ બ્રાહ્મણના માથા ઉપર હાથ મુકયો. એક નોકર પાસે પવન નંખાવવાનું શરૂ કર્યું. એક નોકરે પાણી લાવી વૃદ્ધના નેત્રો ઉપર છાંટયું. થોડીવારે નેત્રમાં આંસુ સહિત વૃદ્ધ કહેવા લાગ્યોઃ—

" સાહેબ, જેઓ બીજાની સ્ત્રીકન્યાઓ ઉપર અત્યાચાર કરે છે તેમને ધિઃક્કાર હજો, તેમનો નર્કમાં નિવાસ થજો, તેમનો નિર્વંશ થજો અને તેમની સ્ત્રી કન્યાઓ ઉપર પણ અનંત અત્યાચાર થજો ! સાહેબ, મ્હારી છાતીમાં ભડભડાટ અગ્નિ બળે છે ! મુસલમાન કર્મચારીઓના એવા અત્યાચાર વડે દેશમાં ચારે તરફ હાહાકાર, ચારે તરફ અગ્નિ પ્રજળી રહ્યો છે ! અમારી ગરિબ બિચારી સ્ત્રીઓ ! કદી પણ કોઇનો અપરાધ કરે નહિં ! ઓહો ! અમારી બેટીઓ ! કેવી પવિત્ર ! કેવી પૂણ્યવાન ! કેટલી ધર્મપરાયણ ! છતાં પણ દુષ્ટ માણસોએ પવિત્ર માણસો ઉપર હુમલો કર્યો. સાહેબ શું તમે આ બધા ઠગ લોકોને પ્રાણદંડની આજ્ઞા કરી છે* પણ એ ઠગ લોકોએ કોઈની સ્ત્રી, કન્યા ઉપર અત્યાચાર કર્યો નથી, એમણે કોઈની સ્ત્રી કન્યાની આબરૂ લુંટી નથી ! તેઓ તો માત્ર ગળામાં ફાંસી નાંખી પ્રાણ નષ્ટ કરે છે. ઇબ્રાહીમખાંએ કદાચ મ્હારી પુત્રીઓના ગળામાં ફાંસી દઇ ખુન કર્યાં હોત તો મ્હને આટલું દુઃખ થાત નહિ પણ સાહેબ ! તેમણે રાક્ષસ કર્મ કર્યું છે. તેમણે ભયંકર પાપ કર્યું છે ! જાઓ, જાઓ, સાહેબ, મ્હારી પૂત્રિઓ **સરયુ**ના પવિત્ર જળમાંથી મળશે. માત્ર મ્હારી પુત્રિઓજ નહિ પણ બીજી અનેક પતિવ્રત્તા, પવિત્ર સ્ત્રીઓ પણ **સરયુ**ના ગર્ભમાંથી મળશે ! હજારો બ્રાહ્મણ કન્યાઓનાં કલંક વૃત્તાંતો **સરયુ**એ સં-

નાડી રાખ્યાં છે. સાહેબ, જાઓ, જાઓ, તમે સરયુને કિનારે જાઓ, તે કુલ તારિણી સ્ત્રીરત્નો તમને અનેક ફરિયાદો કરશે, જાઓ, સાહેબ, તે બિચારી નિરાધાર સ્ત્રીઓનાં સતિત્વનો નાશ કેવી રીતે થયો તેની ભયંકર કહાણીઓ તે પવિત્ર રમણીઓ તમને સંભળાવશે! અને સાહેબ, ત્યારેજ તમને અત્યાચારી મુસલમાન કર્મચારીઓના ભયંકર પાપકાર્યોનું સ્મરણ થશે! ત્યારેજ તમે પ્રથમ તે પાપી કર્મચારીઓને ફાંસી દેવા દોડશો અને ત્યારેજ તમે ન્યાય આપ્યો કહેવાશે! ”

વૃદ્ધ બ્રાહ્મણ પાછો મૂર્છાવસ્થામાં પડયો, તેને જગતનું ભાન રહ્યું નહિ. સાહેબ પણ આ અત્યાચાર કહાણી સાંભળી દિગ્મુઢ જેવો થઈ ગયો.

વિલસન સાહેબ ઘણોજ દયાળુ જન હતો. તેના નોકરોએ વૃદ્ધના માથા ઉપર જળ છાંટયું. અર્ધાક કલાકે તેને ભાન આવ્યું. તે બોલવા લાગ્યોઃ—

“ સાહેબ, તમને તો છોકરાં છૈયાં છે, સંન્તાન સ્નેહ એ શું છે તે તમે સારી પેઠે જાણો છો. ઇબ્રાહીમના ઘોર અત્યાચાર પછી મ્હેં સંતાન સ્નેહનો પરિત્યાગ કર્યો. મ્હેં અને મ્હારા ભાઇએ, એ કન્યા, મ્હારી અને મ્હારાભાઈની સ્ત્રીને કહ્યું કેઃ આખો દેશ પાપમાં ડુબ્યો છે, દેશ સ્મશાન તુલ્ય થયો છે, જાઓ, સરયુના ગર્ભમાં આશ્રય મેળવો, સરયુના હૃદય ઉપર ચીરનિદ્રા મેળવો, સરયુ તમારા જીવનનું કલંક ધોઈ નાંખશે, સરયુ તમારા જેવી સતી, પવિત્ર દેવીઓની લજ્જાનું નિવારણ કરશે! એટલું કહેતાંજ ચાર કુલભૂષણ સ્ત્રીઓએ સરયુ નદિનાં પવિત્ર જળમાં પડતું મુકયું! અને મ્લેચ્છના સ્પર્શ માત્રથી થયલી અપવિત્રતાને ધોઇ નાંખી પ્રાયશ્ચિત કર્યું! સાહેબ, મ્લેચ્છોના દૂરાચારથી અમે ત્રાહ ત્રાહ પોકારી છે, અમારી સ્ત્રીઓનાં સતિત્વ નષ્ટ કરવાં એ શું માણસાઇ છે? એ તો ખરેખર રાક્ષસપણું, નરપિશાચપણું અને દુષ્ટપણુંજ છે. અમે બન્ને ભાઇઓએ કુટુંબને એક નિર્ભય રાજ્યમાં મોકલી દઇ સંસાર પરિત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. મ્હારો મ્હોટો ભાઇ ઘણો ધાર્મિક હતો, તેણે સાધુઓના મંડળમાં જઈ હિમાચલ તરફ પ્રયાણ કર્યું. મ્હને પણ પોતાની સાથે આવવાનું કહ્યું પરંતુ મ્હારી કુબુદ્ધિને લીધે તેમ થયું નહિં. ઇબ્રાહીમ જેવા દુષ્ટના પ્રાણ લેવાની વાસના મ્હારા હૃદયમાં પ્રબળ વેગવતી થઇ, વિના કારણે અત્યાચાર કરનારના પ્રાણ લેવાજ જોઇએ એવા વિચારથી મ્હારૂં ચિત્ત ભ્રમિત થયું, તે સમયે હું મ્હારા ચિત્તને સ્થીર રાખી શકયો નહિં. તેથી વેરનો બદલો લેવાસે આ ઠગ લોકોની ટોળીમાં આવી મળ્યો. વિચાર કર્યો હતો કે આં

ઠગ લોકોની સ્હાયતા વડે ઇબ્રાહીમના પ્રાણ લઈશ પરંતુ પ્રતિહિંસા અને દુર્મતિ માત્ર મનુષ્યને દુઃખને રસ્તેજ ચઢાવે છે. આ ઠગ લોકોની ટોળીમાં સામેલ થયા પછી એ લોકોએ દિલ્લીની પાસેની એક નદીને કિનારે એક સ્ત્રી અને બે પુરૂષોના પ્રાણ નાશ કર્યાં. સ્ત્રી અને એક પુરૂષનું મૃત શરીર નદીમાં ફેંકી દીધું. બીજા પુરૂષનું મૃત શરીર નદીને કિનારે પડી રહ્યું. સ્હવારમાં તે મુડદું જોવાથી મ્હારા શરિરનાં રૂંવાટાં ઉભા થયાં. મ્હારૂં હૃદય વિચૂર્ણ થયું. મુડદું જોતાંજ મ્હેં ઓળખ્યો કે મ્હારા પીતરાઇ ભાઈ પણ્ડિત શાન્તપ્રસાદનું મુડદું પડી રહ્યું છે! ઓહો! શું દુઃખ! કેટલું દુઃખ! પણ્ડિત શાન્તપ્રસાદ લાહોરમાં રહેતો હતો. શા માટે તે દિલ્લી આવ્યો હતો તે હું જાણતો નથી, ઠગ લોકોએ તે ત્રણેનાં ખુન કરી તેમની સાથેની એક છોકરીને પોતાના તાબામાં લીધી. છોકરીને જોતાંજ મ્હેં નિશ્ચય કર્યો કે એ છોકરી શાન્તપ્રસાદની પુત્રી હશે. તે સમયે હું અતિશય ચિન્તા કરવા લાગ્યો. એ છોકરીનું શું કરવું તે માટે વિચાર કરવા લાગ્યો. ઠગ લોકો જો મ્હારા મનની વાત જાણવા પામ્યા હોત તો મ્હારૂં પણ ખુન કરત. હું આવો વિચાર કરતો હતો તેજ સમયે એક અંગ્રેજ કેટલાંક માણસો સાથે ઠગ લોકોને પકડવાને પાછળથી દોડતો આવતો જણાયો. પ્રથમજ તેમણે અમરી જમાદારણને પકડી. છોકરીને સાહેબ કાનપુર લઇ ગયા. ત્યારપછી સાંભળ્યું કે તે છોકરીને જયપાલસિંહ નામનો એક લુગડાં વેચનાર પોતાની કન્યા પેઠે પાળે છે. અને એક બ્રાહ્મણના પુત્ર સાથે તેનાં લગ્ન પણ કર્યાં છે. ત્યારપછી મ્હેં ઠગ લોકોના મંડળનો ત્યાગ કર્યો. અને સન્યાસીને વેશે દેશ વિદેશમાં ફરવા માંડયું. ઇબ્રાહીમના પ્રાણ નાશ કરવાની વાસના મ્હારા હૃદયમાંથી ત્યાગ કરી શકયો નહિ; હમણાં મ્હેં સાંભળ્યું છે કે સીતાપુરનાં રાણી નારાયણકુમારીની તલવારવડે ઇબ્રાહીમખાં પરલોકમાં પહોંચી ગયો છે, એ સાચું કે જુઠું તે જાણવા માટેજ હું સીતાપુર જતો હતો. સિપાહીઓએ મ્હને સન્યાસીને વેશે જતાં જોઇને પકડયો. લુંટારાનો સંદેહ લાવીને મ્હને પકડી લઈ ગયા છે. સાહેબ, હું લુંટારો નથી, મ્હને–"

વૃદ્ધ આટલું બોલતાં બોલતાં થાકી ગયો, તેના મુખમાંથી સ્વાસ પ્રસ્વાસ નિકળવા લાગ્યો, તેની છાતી ઉછળવા લાગી. નેત્રો ફાટી ગયાં, જોતજોતામાં આ નશ્વર સંસારનો ત્યાગ કરી પરલોક પહોંચ્યો.

વૃદ્ધનું મૃત્યુ થયું. ઇબ્રાહીમના અત્યાચાર વડે બળતી છાતીમાં જીવતાં થંડક થઈ નહોતી તે આજે બળીને ભસ્મ થયા પછી નદીના શીતળ જળ-

વડે માત્ર ઉપરથીજ ઠંડી થઈ. અંદરથી તો બળતીજ રહી ગઈ.

વૃદ્ધ જે સમયે પોતાની વાત કહેતો હતો તે સમયે એક ભગવાં વસ્ત્ર ધારી, સુંદર સ્વરૂપવાન યુવાન વિશેષ ધ્યાનપૂર્વક સાંભળતો હતો. એ યુવાન પણ સન્યાસીને વેશે ફરતો જોઇ સિપાહીઓ તેને પકડી લઇ ગયા હતા. એ યુવકને મેજીસ્ટ્રેટની કોર્ટમાં ઉભો કર્યો, મેજીસ્ટ્રેટે જેટલી તપાસ કરી તે ઉપરથી તે યુવાનનો કોઇ અપરાધ જણાયો નહિં. તેમ છતાં મેજીસ્ટ્રેટે તેને છોડી દીધો નહિ. તેને શાક્ષીઓની સાથે રાખી સેસન કોર્ટમાં ઉભો કર્યો. વૃદ્ધના મૃત્યુ પછી યુવકે સેસન જજ્જને કહ્યું: હુજુર, દિલ્લીમાં મ્હારા પિતા પણ્ડિત શાંતપ્રસાદ અને એક ચાકરડીને પકડી આ ઠગ લોકોએ ખુન કર્યું. ઠગ લોકોના માર વડે હું પણ અચૈતન્ય થઈ પડયો. અચૈતન્ય થયાથી ઠગોએ જાણ્યું કે મ્હારૂં મૃત્યુ થયું છે તેથી તેઓએ મ્હને નદીમાં ફેંકી દીધો. નદીમાં જળ થોડું હતું તેમજ એક સુકાં ઝાડ-ની મ્હોટી ડાળી ઉપર હું પડયો. પ્રાતઃકાળે મ્હને ચૈતન્ય આવ્યું, એક સિપાહીએ મ્હને હાથ ઝાલી નદીમાંથી બ્હાર કહાડયો અને સીતાપુર તરફ મોકલ્યો. તેજ સમયથી આ જગતને દુઃખરૂપ જાણ્યું, વ્હાલાંના વિયોગેજ સન્યાસી બનાવ્યો. ત્યારથીજ ભગવાં વસ્ત્ર પહેર્યાં અને દેશ વિદેશ ફરૂ છું. સિપાહીઓએ અને દારોગા સાહેબે મ્હને વિના કારણે પકડયો છે. આ ઠગ લોકોમાં હું કોઇને પણ ઓળખતો નથી.

સેસન જજે યુવાનનું કહેવું સાંભળી લઇ તેને છોડી દીધો. તેને સાક્ષી આપવી પડી નહિ.





# પંચદશ પરિચ્છેદ.



## દુઃખ ઉપર દુઃખ.

यदि दुःखमिदं प्राप्तं काकुत्स्थ ! न सहिष्यसे ।
प्राकृतश्चत्व सल्पश्च इतरः कः सहिष्यति ॥
आश्वासिहि नर श्रेष्ठ ! प्राणिनः कस्य नापद् ।
संस्पृशंत्यग्नि वद्राजन् ! क्षणेन व्यपयान्ति च ॥

अरण्यकाण्ड–रामायण ।



વૃદ્ધ બ્રાહ્મણના મૃત્યુ પછી ભગવાં વસ્ત્ર ધારી યુવાન પુરૂષે વિશેષ ભક્તિપૂર્વક તેને અગ્નિસંસ્કાર કર્યો. સાહેબની આજ્ઞા લઈ તેને નદી કિનારે લઇ જઈ અન્ય મનુષ્યોની મદદ વડે અન્ત્યેષ્ટિ ક્રિયા કરી. વૃદ્ધના ભસ્મ થતા શરિર તરફ જોઇ કાંઇક વિચાર કરતાં કરતાં તેના નેત્રમાંથી અશ્રુ નિકળ્યાં. તે ગાલ ઉપરજ સુકાઇ ગયાં પરંતુ તેનું કારણ જાણવામાં આવ્યું નહિં. બીજું કોઈ પણ જાણી શક્યું નહિં. થોડી વારમાં શરિર બળી ભસ્મ થયું એટલે સઘળી ભસ્મ નદીમાં નાંખી દીધી. નદીનાં પવિત્ર જળમાં સ્નાન કરી તે યુવકે કાનપુર જવાનો માર્ગ પકડયો. એ યુવકનું નામ પણ્ડિત અયોધ્યાનાથ. આ સમયેજ એ યુવકનો પરિચય આપીયે છીએ. સીતાપુરમાં અનેક કાશ્મીરી બ્રાહ્મણો રહેતા હતા. તે સઘળા બ્રાહ્મણો વેદ, ઉપનિષદ્ વિગેરે અનેક શાસ્ત્રાધ્યયનમાં જીવન વ્યતિત કરતા હતા. પરંતુ અયોધ્યામાં ચાલતા અંધેર રાજકારભારને લીધે ત્રાસ પામી જવાથી હમણાં તે પણ્ડિત બ્રાહ્મણો અને તેમનાં રહેવાનાં સ્થળોનાં ચિહ્ન પણ જણાતાં નથી ! જ્યાં

ત્યાં ભય, ત્રાસ, અત્યાચાર, અનાચાર ! ૧૮૫૭ના બળવાના સમય પછી અયોધ્યા અને ઉત્તર પશ્ચિમ પ્રદેશોમાં શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણ કિંવા પ્રાચીન અભિજાત વંશોદ્ભવ અથવા પ્રાચીન શ્રીમંત કુલોદ્ભવ મનુષ્યોનો એકે સપાટે નાશજ થયો છે ! ઇ. સ. ૧૭૭૨માં રોહિલા યુદ્ધ સમયે, અંગ્રેજ સૈન્યે અયોધ્યામાં પ્રવેશ કર્યો ત્યારથી, અયોધ્યાના પ્રાચીન સંભ્રાન્ત કુળમાં ઉત્પન્ન થયેલા શ્રીમંત મનુષ્યોની સંખ્યા ઓછી થતી ગઇ, બ્રાહ્મણ અને પણ્ડિતોનાં કુટુંબ પરિવાર તદ્દન વિખેરાઈ ગયાં. અને તેમને બદલે વ્યાપારીઓમાંથી એક બે નવી જાતિઓની ઉત્પત્તિ થઈ. અયોધ્યા અને ઉત્તર પશ્ચિમ દેશોમાં અનેક શાસ્ત્ર વ્યવસાયી બ્રાહ્મણો હતા. એ સાંભળી વાંચક વર્ગને હાસ્ય થયા વિના રહેશે નહિ કારણ કે હમણાં તો તે પ્રદેશોમાં માત્ર ભીલ કોળી અને વાણિજ્ય વ્યવસાયી મનુષ્યોનાંજ આવાસ સ્થાનો છે ! મુસલમાનોના રાજત્વ સમય સુધી એ દેશોમાં શાસ્ત્ર જાણનાર પણ્ડિતો થોડા થોડા હતા પરંતુ રૂડાં પગલાંના અંગ્રેજોના પ્રતાપથી કહો કે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના અંગ્રેજ મહાપુરૂષોના વિદ્યોત્તેજક સ્વભાવથી કહો, શાસ્ત્રનો અભ્યાસ કરતાં કરતાં થાકી ઘસાઇ જવાથી કહોકે, બળાત્કારે શાસ્ત્રનો અભ્યાસ કરાવવાની બ્હિકથી કહો, ત્યાં શાસ્ત્ર જાણનાર બ્રાહ્મણો અલોપ થઇ ગયા છે ! ! ! તો પણ થોડા ઘણા શાસ્ત્રીઓ હજુ અસ્તિત્વમાં છે, એકદમ લોપ થઈ ગયા નથી !

આ ઉપન્યાસમાં લખાયલી ઘટનાના સમય પહેલાં ત્રીશ ચાલીશ વર્ષ પૂર્વે પણ્ડિત જવાલાપ્રસાદ અને પણ્ડિત શાન્તપ્રસાદ નામક બે ભાઇઓ સીતાપુરમાં નિવાસ કરતા હતા, પણ્ડિત જવાળાપ્રસાદ, રાજા દિગ્વિજયસિંહના ગૃહ-પણ્ડિત હતા. તેમના કુંટુંબમાં કાંઇપણ શાસ્ત્રાર્થ માટે પણ્ડિતજીનીજ સલાહ લેવામાં આવતી. આખું કુટુંબ પણ્ડિતજીને ઘણું માન આપતું. શાન્તપ્રસાદ મોસાળમાં માતામહ પણ્ડિત શન્તુપ્રસાદ પાસે જ્યોતિષ શાસ્ત્રનો અભ્યાસ કરી, સહપરિવાર લાહોર ગયો હતો. જ્યોતિષ શાસ્ત્રમાં વિદ્વત્તા વિશેષ હોવાથી લાહોરમાં તેણે પુષ્કળ ધન મેળવ્યું. પંદર સોળ વર્ષ પહેલાં શાન્તપ્રસાદની સ્ત્રી એક વરસની એક કન્યા અને તેર વરસનો એક પુત્ર મુકી સ્વર્ગવાસી થઇ હતી. શાન્તપ્રસાદની સ્ત્રીના સ્વર્ગવાસ પછી તેના જ્યેષ્ઠબંધુ પણ્ડિત જવાળાપ્રસાદ, શાન્તપ્રસાદના પુત્ર અને કન્યાને સીતાપૂર મોકલવાને ઘણો આગ્રહ કરવા લાગ્યો. જ્યેષ્ઠબંધુના આગ્રહથી શાન્તપ્રસાદે પત્નીના મૃત્યુ પછી ત્રણ વરશે પોતાની કન્યા, પુત્ર અને એક ચાકરડી સાથે લઇને સીતાપૂર તરફ પ્રયાણ કર્યું, શાન્તપ્રસાદના પુત્રનુ નામ

પણ્ડિત **અયોધ્યાનાથ** અને કન્યાનું નામ કૈલાસેશ્વરી હતું. હમણાં **અયો-ધ્યાનાથ**નું વય તેર વર્ષનું છે. **સીતાપૂર** જતાં **દિલ્લી**ની પાસેની નદીના તીર પ્રાંતમાંજ **શાન્તપ્રસાદ** લુંટારાઓના હુમલામાં સપડાયો. લુંટારાઓના મારથી **શાન્તપ્રસાદ** અને ચાકરડી બન્નેને સખત માર પડયો અને તેથી એ બન્નેનું મૃત્યુ થયું. **અયોધ્યાનાથ** અચૈતન્ય થઈ પૃથ્વિ ઉપર પડયો. લુંટારાઓએ એ ત્રણેને મૃતક જાણી તેમનાં શરીર નદીમાં ફેંકી દીધાં, ચાકરડીનું શરિર નદીના મધ્યમાંજ જઈ પડયું, **શાન્તપ્રસાદ**નું શરિર નદીને કિનારે પડયું, અને **અયોધ્યાનાથ**ના બે પગ નદીના જળમાં અને અર્ધું શરિર કિનારા ઉપર કાદવમાં પડયું રહ્યું. લુંટારાઓ **શાન્તપ્રસાદ**ની ચાર વરસની કન્યાને લઇને પ્રાતઃકાળ થતાં પહેલાંજ ન્હાસી ગયા.

પ્રાતઃકાળે **અયોધ્યાનાથ**ને ચૈતન્ય આવ્યું, તેણે જોયું કે પોતાની બાજુમાંજ પિતાનું મૃતકદેહ પડ્યું છે. **અયોધ્યાનાથે** તે શરિરને ખોળામાં લઇ રડવા માંડયું. એક પ્રહર વિત્યા પછી એક સિપાહીએ તે જોયું. અને **અયોધ્યાનાથ**ને પોતાને ઘેર લઈ ગયો અને શાન્તપ્રસાદના મૃતક શરિરને પોલીસના થાણા ઉપર દારોગાની પાસે લઈ જઇ સોંપી દીધું.

ત્યારપછી એજ સિપાહીએ **અયોધ્યાનાથ**ને **સીતાપૂર** મોકલી દીધો. **અયોધ્યાનાથે** **સીતાપુર** જઇ પોતાના જ્યેષ્ઠ બંધુ **જવાળાપ્રસાદ**ને ત્યાં નિવાસ કરવા લાગ્યો. પરંતુ થોડા વરસમાં **જવાળાપ્રસાદ** અને તેની પત્નિનું મૃત્યું થયું. અયોધ્યાનાથ આ સમયે એકદમ નિરાધાર, આશ્રયહીણુ, થઈ પડયો.

પણ્ડિત **જવાળાપ્રસાદ** પાસેથી **અયોધ્યાનાથ**, વેદ, સ્મૃતિ, ન્યાય, દર્શન, ઈત્યાદિ શાસ્ત્રો શિખ્યો હતો. **અયોધ્યાનાથ** શાસ્ત્રજ્ઞ, સચ્ચરિત્ર અને રૂપવાન હતો. **જવાળાપ્રસાદ**ના મૃત્યુ પછી કેટલાંક વરસે **સીતાપુર**ના પ્રસિદ્ધ જમીનદાર **ગંગાપ્રસાદ શાસ્ત્રી**ની ત્રીજી કન્યા **માનકુમારી** સાથે **અયોધ્યાના-થ**નુ લગ્ન થયું. માતા પિતા વગરનો **અયોધ્યાનાથ**, લગ્ન થયા પછી સસરાના ઘરમાંજ—ઘર જમાઈ પેઠે રહેવા લાગ્યો.

પિતાનો પરલોક નિવાસ થયા પછી **અયોધ્યાનાથ** સર્વદા મનોઃદુઃખે સમય વિતાડવા લાગ્યો. તે, પોતાની ન્હાની બ્હેન કૈલાશેશ્વરીને મારી નાંખી કે ચોરી લઇ ગયા, તેનો નિશ્ચય કરી શકયો નહિ. અને તેથી એજ વિચારે તેના હૃદયમાં હમેશાં શોકાનળ પ્રજ્વલિત કરી મુકયો. પરંતુ લગ્ન પછી તેની પત્નિ **માનકુમારી**ની અટલ સ્વામીભકિત, સદાચરણ અને અક-

પટ પ્રેમ, ગંગાપ્રસાદ શાસ્ત્રી અને તેની બીજી કન્યાઓનો અતિ સ્નેહ પૂર્ણ વ્યવહાર, કાશીનાથની ત્યાગ વૃત્તિ અને નિઃસ્વાર્થ બંધુ સ્નેહ, આ સઘળાએ મૃતઃપ્રાય અયોધ્યાનાથને પુનર્જીવિત કર્યો. તેનું શોક વડે બળતું હૃદય, સ્નેહના, શીતળ જળના સ્પર્શથી શાંતથયું.

પરંતુ અયોધ્યાનાથનું એ સુખ સ્થિર સ્થાપી રહ્યું નહિ. લગ્ન થયા પછી સાત આઠ વરસે એક દિવસ રાત્રે પચાશેક માણસો લુંટારાઓના વેશમાં ગંગાપ્રસાદના ઘરમાં પેઠા અને ગંગાપ્રસાદ, કાશીનાથ, અયોધ્યાનાથ અને ઘરના નોકરોને બાંધી લીધા અને માનકુમારીના હાથ પગ બાંધી ઉંચકી લઈ ચાલતા થયા. પ્રાતઃકાળે ગામના લોકોએ આવી ગંગાપ્રસાદ વિગેરેના શરિર બંધન છોડી નાંખ્યા. માનકુમારીને માટે સઘળાંના હૃદયમાં સખત આઘાત થયો. ગંગાપ્રસાદ પુત્રીના શોક દુઃખમાં સંજ્ઞાશૂન્ય થઈ પડ્યો. કાશીનાથ અને અયોધ્યાનાથ ધૈર્યપૂર્વક, ગંગાપ્રસાદને રાણી નારાયણકુમારીના મહાલયમાં મુકી આવ્યા. અને માનકુમારીની શોધ કરવા નિકળી પડ્યા. જુદા જુદા લુંટારાઓના સ્થાનકોમાં તપાસ કરી પરંતુ માનકુમારીને કોણ ક્યાં લઈ ગયું છે તેનો પત્તો મળ્યો નહિં. અનેક સ્થળે તપાસ કર્યા પછી રાજા દર્શનસિંહના એક આગલા નોકરને મ્હોડેથી સાંભળ્યું કે તે છોકરીને દર્શનસિંહનાં માણસો લઈ ગયાં છે. દર્શનસિંહ તેને નૃત્ય, ગીત શિખવવા પંજાબ મોકલશે. પંજાબ જઈ નૃત્યગીત શિખી આવ્યા પછી તેને નવાબના જનાનખાનામાં રાખવામાં આવશે.

આ સમાચાર મળતાંજ કાશીનાથ અને અયોધ્યાનાથ લાહોર તરફ ચાલ્યા. લાહોર, મુલતાન આદિ અનેક નગરમાં જઈ માનકુમારીની શોધ કરી પરંતુ ત્યાં તેનો કાંઇ પત્તો કે ખબર મળી નહિં.

કાશીનાથ અત્યંત નિરાશ થયો. ભગિનીના શોક દુઃખે તે ઘણો દુઃખી થયો. તેનું શરિર પણ નિર્બળ અને કૃશ થયું. પંજાબથી પાછાં ફરતાં તેણે અયોધ્યાનાથને કહ્યું કે ભાઇ ! મ્હને એવો વિચાર થાય છે કે દર્શનસિંહનાં માણસો માનકુમારીને પંજાબથી લખનૌ લઈ ગયાં હશે. કદાચ પાપાત્મા દર્શનસિંહે તેને નવાબના જનાનખાનામાં દાખલ કરી હશે. માનકુમારીના મૃત્યુ સમાચાર મ્હને દુઃખ નહિં થ૦ ! પણ તે નવાબના જનાનખાનામાં દાખલ થઇ છે એવું સાંભળતાં મ્હારી છાતી ચિરાઇ જશે. હવે જીવન ધારણ કરવાની ઇચ્છા નથી, હવે તો આત્મ હત્યા કરવી એજ નિશ્ચય છે. ”

**અયોધ્યાનાથ કાશીનાથને** અનેક બોધદાયક વાકય કહીને **સમજાવવા** લાગ્યો. તેણે કહ્યું ભાઇ ! આત્મહત્યા કરવાનો શું આ વખત છે ! આ સંસારમાં દુઃખ કોને પડતું નથી ! પ્રાણી માત્રને દુઃખ પડે છે. આત્મહત્યા કરવાથી ત્હમારા પિતાની શી દશા થશે ? તે મરવા જેવા તો થઈ રહ્યા છે. પુત્રશોક થવાથી નિશ્ચય તેઓ પ્રાણ ત્યાગ કરશે. તમે ધૈર્ય ધરો. શોધખોળ કરવી એજ આપણો ધર્મ છે.

**અયોધ્યાનાથના** આશ્વાસનસુચક શબ્દો સાંભળી **કાશીનાથે** કહ્યું. ભાઈ ! હવે મ્હને ધૈર્ય રહેતું નથી. દોઢ વરસ થયું **માન**કુમારીને તેઓ લઈ ગયા છે. **માન**કુમારી આત્મહત્યા કરી શકી નથી તેથી તેને **નવાબ**ના જનાનખાનામાં રાખવામાં આવી છે. પરંતુ એ દારૂણ સમાચાર મ્હારે કાને પ્રવેશ કરે તે પહેલાંજ મ્હારૂં મૃત્યુ થાય તો સારૂં તેથીજ હું આત્મહત્યા કરીશ. ”

**અયોધ્યાનાથે** ઉત્તર આપ્યું. આત્મહત્યા કરવી એ મહા પાપનું કામ છે, સંસારમાં જેટલાં પ્રકારનાં પાપ છે તેમાં આત્મહત્યા એ સૌ કરતાં મ્હોટામાં મ્હોટું પાપ છે, શાસ્ત્રોમાં પણ આત્મહત્યાને મ્હોટું પાપ કહ્યું છે, વળી તમે આત્મહત્યા કરશો તો તમને પિતૃહત્યાનું પાપ પણ લાગશે. માટે એ ભયંકર વિચાર દૂર કરો, ધૈર્ય પૂર્વક મ્હારી સાથે શોધ ખોળ કરો. તેમાંજ બધાનું કલ્યાણ છે. ”

આત્મહત્યા કરવાથી પિતૃહત્યાનું પાપ તેને સ્પર્શ કરશે એ વાત સાંભળતાં **કાશીનાથ** સ્તબ્ધ થયો. પોતાના મૃત્યુથી પિતાને દુઃખ થશે, તેઓ પ્રાણ ત્યાગ કરશે, વિગેરે અનેક વિચાર કરવા લાગ્યો. પરંતુ વળી પાછો તેજ સ્થીતિમાં આવી પહોંચ્યો. તે બોલી ઉઠયો. આ સંસારમાં પાપ પુણ્યનો ન્યાય કોણ કરે છે ? ”

**અયોધ્યાનાથે** કહ્યું: પરમેશ્વર.

**કાશીનાથે** કહ્યું ત્યારે હું આત્મ હત્યા કરીને તે પરમેશ્વર પાસે જઈશ. શું તે સદા ઉંઘે છે ? આવો ભયંકર અત્યાચાર શું તે જોતો નથી ? મુસલમાનોના અત્યાચારથી પિડાતું **અયોધ્યા**, શું તે જોતો નથી ? હજારો નિરપરાધી, કુળભૂષણ કામીનીઓના આર્તનાદ અને બુમો શું તે સાંભળતો નથી ? શું **તે** પરમેશ્વરને આંખ અને કાન નથી ? બધુંજ છે, પરંતુ તે હવે પાપી થયો છે, મનુષ્યોએ પણ પાપી થવું જોઈએ. નિશ્ચય હું આત્મહત્યા કરી તેની પાસેજ જઈશ. મ્હારી ફરીયાદ પણ તેની પાસે નોંધાવીશ. ”

**અયોધ્યાનાથે** આત્મહત્યા કરવામાં મ્હોટું પાપ છે એવું બતાવનારાં અનેક શાસ્ત્રનાં પ્રમાણ આપી **કાશીનાથને સમજાવ્યો.** તેણે **કહ્યું: આપણે** બધા પોતાના પાપનાં ફળ ભોગવીએ છીએ, વિના કારણે પરમેશ્વરને દોષારોપ કરવાથી શું ફળ ?

**કાશીનાથ** વિશેષ શાસ્ત્રજ્ઞ નહોતો. તે માત્ર હૃદયવાળો પુરૂષ હતો. તે સર્વદા હૃદયના વેગ દ્વારા અને હૃદયોચ્છાદ્વારા પરિચાલિત થતો હતો તેથી હિતાહિતનો વિચાર કરવાને અસમર્થ હતો. તેણે **અયોધ્યાનાથને** પુછ્યું: તમે હવે શું કરશો ? "

" માનકુમારી મ્હારી પ્રાણ પ્રતિમા, મ્હારું જીવનસર્વસ્વ, જેટલા દિવસ દેહ અને જીવન છે તેટલા દિવસ તેની શોધખોળ કરીશ, જ્યારે નિશ્ચયપૂર્વક જાણીશ કે તેણે આત્મહત્યા કરી છે ત્યારે આ સંસાર ત્યાગ કરીશ. અરણ્યમાં પ્રવેશ કરીને પરમેશ્વરના ધ્યાનમાં મગ્ન રહી જીવન વ્યતીત કરીશ."

આ પ્રમાણે વાતો કરતા કરતા બન્ને જણ ગંગાને કિનારે થઇને દક્ષિણાભિમુખે ચાલ્યા જતા હતા. ધીમે ધીમે નદિ ઉપર આવી પહોંચ્યા. આ સ્થળેથી નદીનો જળ પ્રવાહ વીશ હાથ નીચે હતો. આ સ્થળેથી નદિમાં પડવાથી ફરીથી બહાર નિકળી શકાય એમ નહોતું.

આ સ્થળે પહોંચવાથી અને નદિના વહેતાં જળને જોવાથી કાશીનાથના મનની સ્થીતિ ચંચળ થઈ. આત્મહત્યા કરવાની પ્રબળ વાસના, તેના હૃદયમાં ઉદય પામી. એકાએક તે બોલી ઉઠયો. "બંધુ ! **અયોધ્યાનાથ** ! જીંદગીપર્યંતને માટે વિદાય થાઉં છું. " એટલું બોલી નદિમાં કુદી પડયો. નદિમાં આત્મસમર્પણ કર્યું. તેના પડવાની જગ્યામાં થોડાંક કુંડાળાં થયાં. થોડાક પરપોટા થયા. પરંતુ જળનો પ્રબળ પ્રવાહ તેના શરિરને કોણ જાણે કયાં ખેંચી ગયો ! પળવારમાં તે અદ્રષ્ય થઈ ગયો.

કિનારા ઉપરથી નદિનાં જળ આગળ જવાનો માર્ગ નહોતો. આસપાસ ફરતો કોટ હોવાથી, આ સ્થળેથી નદિમાં કુદી શકાતું પણ ન્હાવા ધોવાનો કિનારો વેગળો હતો. **અયોધ્યાનાથ** ગભરાયો પરંતુ શું કરે ? તે બિચારો ચિન્તાના શ્રોતમાં પડયો. નદિના જળશ્રોતે **કાશીનાથને** અદ્રષ્ય કર્યો, ચિન્તાના શ્રોતે **અયોધ્યાનાથને** હતબુદ્ધિ કર્યો. નદિનો કિનારો જનસુન્ય હતો. આસપાસના સ્થાનોમાં મનુષ્યનો શબ્દ સંભળાતો નથી. સ્તબ્ધ થઈ ત્યાંજ બેસી રહ્યો. **કાશીનાથે** જે સ્થળે પડતું મુકયું હતું તેજ સ્થાનક જોયા કરતો. ત્યાં તો જળનો પ્રવાહ ચાલ્યા કરતો હતો. તેણે વિચાર્યું હતું

કે કુદ્દાચ કાશીનાથનું શરિર તરશે, પરંતુ એક પ્રહર સુધી તેનું શરિર જણાયું નહિ. એક પ્રહર પછી તેણે નિશ્ચય કર્યો કે કાશીનાથનું મૃત્યુ થયું છે.

અયોધ્યાનાથને તો દુઃખ ઉપર દુઃખ આવી પડ્યું. કાશીનાથના શોકે તેના હૃદયને વિંધિ નાંખ્યું. કાશીનાથનો સંસાર ત્યાગ અને વૈરાગ્ય વાર્તા સંભારી સંભારીને અશ્રુપાત કરવા લાગ્યો. પરંતુ બાલ્યાવસ્થાથીજ તે શોક અને દુઃખના સમયમાં ધૈર્યનું અવલંબન કરવાનું શિખ્યો હતો. વળી તે શાસ્ત્રજ્ઞ, ધર્મશીલ અને કર્તવ્યપરાયણ હતો. વૃદ્ધ સસરાને શી રીતે ધૈર્ય આપવું, સસરાની બીજી બે વિધવા કન્યાને કયા પ્રકારે શાન્તવના આપવી? તેમની શી રીતે રક્ષા કરવી ? તેનો વિચાર કરવા લાગ્યો. અનેક ચિન્તા કર્યા પછી તેણે સીતાપુર પાછા જવાનો નિશ્ચય કર્યો. ત્યાં જઇ નારાયણકુમારી સાથે મસલત કર્યા પછી માનકુમારીને શોધવા માટે લખનૌ જવાનો નિશ્ચય કર્યો.

કાશીનાથના નદિમાં પડ્યા પછી અયોધ્યાનાથ સાત દિવસે સીતાપુર પહોંચ્યો. ત્યાં જઇ નારાયણકુમારી અને ચંદ્રકુમારીને સઘળી હકીકત નિવેદન કરી. ભાઈની આત્મહત્યાની વાત સાંભળી ચંદ્રકુમારી બહુ શોક કરવા લાગી. પૃથ્વિ ઉપર આલોટવા લાગી. છાતી અને માથાં કુટવા લાગી. અવિચલ અશ્રુપાત કરવા લાગી. નારાયણકુમારીએ તેને ઘણું સમજાવ્યું અને ધૈર્ય આપી શાન્ત પાડી. વૃદ્ધ ગંગાપ્રસાદને કાશીનાથની આત્મહત્યાની ખબર કરી નહિં.

નારાયણકુમારી સાથે અનેક સલાહ મસલત કરી અયોધ્યાનાથ માનકુમારીની શોધ કરવા લખનૌ તરફ ગયો. ત્રણ ચાર દિવસમાં લખનૌ પહોંચ્યો. લખનૌમાં ક્વચિદ્દ સન્યાસીને વેશે, કવચિદ્દ જોશીને વેશે, કવચિદ્દ વૈદ્યને વેશે, કવચિદ્દ વેપારીને વેશે, માનકુમારીની શોધ કરવા લાગ્યો. લખનૌ આવતી વખતે સીતાપુરથી જોઇતું દ્રવ્ય સાથે લાવ્યો હતો. બાદશાહના જનાનખાનાના ખોજાઓને લાંચ આપવા લાગ્યો. ખોરસેદઅલિ નામના એક ખોજા સાથે તેને ઓળખાણ થઈ. એક દિવસ ખોરસેદઅલિને પચાસ રૂપિયા આપીને પુછ્યું: ભાઇ ! નવાબના ખોર્દમહલમાં એક નવી સુંદર વેસ્યા આવી છે તેની સાથે નવાબે નિકાહ કર્યો કે ? "

ખોરસેદઅલિએ ઉત્તર આપ્યું: કુદ્દસા બેગમના મૃત્યુ થયા પછી થોડા દિવસમાંજ નવાબે તેની સાથે નિકાહ કર્યા છે.

" કુદ્દસા બેગમ કોણ ? " અયોધ્યાનાથે પુછ્યું.

ખોજાએ આશ્ચર્ય પામતાં પુછ્યું: તમે કયાં રહો છો? શું તમે કુદ્સા બેગમનું નામ સાંભળ્યું નથી?

" ના, મ્હેં સાંભળ્યું નથી, કુદ્સા બેગમને હું ઓળખતો નથી. "

અયોધ્યાનાથની આ વાત સાંભળીને ખોજાએ કહ્યું: મુલ્કે જમાના પ્રથમ દિલ્લીના બાદશાહની કન્યા સાથે પરણ્યા હતા, તેજ પાદશાહ બેગમ, ત્યારપછી કુદ્સા બેગમ જોડે પરણ્યા, મુલ્કે જમાના, કુદ્સા બેગમ ઉપર બહુ પ્રેમ રાખતા હતા, કુદ્સા બેગમના જનાનખાનામાંજ હમેશાં રહેતા હતા. મ્હોટા માણસ! કેટલાક દીવસ પછી એક બીજી છોકરી સાથે નિકાહ કર્યા છે. તેનું નામ નુરમહલ. ત્યારપછી નવાબ અમારૂદૌલાની બ્હેન સાથે નિકાહ કર્યાં. તે તાજમહલ બેગમ. તાજમહલ બેગમ પહેલાં વેસ્યા હતી. પરંતુ નુરમહલ, તાજમહલ, કોઈ બાદશાહને વશ કરી શકયું નહિ. નિકાહ કર્યા પછી દશ પંદર દિવસ વિત્યા પછી બાદશાહ કુદ્સા બેગમના જનાનખાનામાંજ રહેતા હતા, પરંતુ ત્રણ મહિના થયા કુદ્સા મૃત્યુ પામી છે, નવાબ કુદ્સાના મૃત્યુથી ઘણો ખેદ પામ્યા છે, તેથી હમણાંજ ખોર્દ-મહલની એક નવી છોકરી સાથે નિકાહ કર્યા છે; "

" તે નવી છોકરી કોણ હિંદુ છે? " અયોધ્યાનાથે પુછ્યું."

" હિન્દુ કે મુસલમાન તે કોણ જાણે? "

" તે નવી છોકરીને કયા દેશમાંથી લાવ્યા છે! "

" રાજા દર્શનસિંહ લઇ આવ્યો છે, કયા દેશથી લાવ્યો છે તે કોણ જાણે? "

ખોજાની વાત સાંભળીને અયોધ્યાનાથે નિશ્ચય કર્યો કે તે નવી બેગમ માનકુમારી નથી. માનકુમારી પરમ સાધવી, તે સાક્ષાત્ દેવી સ્વરૂપ, તે પરપુરૂષ પ્રતિ તિરસ્કારની નજરે જોનાર અને માત્ર પોતાના પતિમાંજ ભક્તિ રાખનાર સતિ છે, તે કદી પણ ધર્મ વિસર્જન કરીને નવાબની બેગમ થશે નહિ!

અયોધ્યાનાથને ખાત્રી થઈ કે માનકુમારીએ આત્મહત્યા કરી છે તેથી તેણે લખનૌનો ત્યાગ કર્યો. તેણે વિચાર્યું કે પ્રથમ સીતાપૂર જવું, સીતાપૂરથી નારાયણકુમારી, ચંદ્રકુમારી અને વૃદ્ધ સસરાને લઈ કાશી જવું. તે વિચારવા લાગ્યો કે માનકુમારીના શોધને માટે માણસથી જેટલો યત્ન થાય તેટલો કર્યો છે, હવે દૈવની ઇચ્છા શીવાય બીજો ઉપાય નથી. "

આ પ્રમાણે વિચાર કરતો કરતો સીતાપૂર તરફ ચાલ્યો. પરંતુ તેના

સીતાપુર જવા પહેલાંજ માર્ગમાં સાંભળ્યું કે રાણી નારાયણકુમારીએ સીતાપૂર ત્યાગ કરી નેપાલ તરફ પ્રયાણ કર્યું છે. વળી આ એક નવી પિડા! એક નવું દુઃખ! તે વિચારવા લાગ્યો; હવે શું કરવું? અનેક ચિન્તાના શ્રોતમાં અથડાવા લાગ્યો; અન્તે નિશ્ચય કર્યો કે ભાવિ પ્રબળ છે, દૈવની ઇચ્છા એવીજ છે, બધા યત્નો નિષ્ફળ થયા છે, હવે પરમેશ્વરની ઇચ્છા ઉપરજ આધાર રાખવો એજ યોગ્ય છે". સન્યાસીનાં વસ્ત્રો પહેરી કાશી તરફ ચાલ્યો. માર્ગમાં લુંટારૂઓને પકડનાર સિપાહીઓ તેને પકડી લઇ ગયા. તેને ગોરખપુર લઇ જવામાં આવ્યો. ગોરખપુરમાં જે કાંઈ બન્યું છે. તે પાછલાં પરિચ્છેદોમાં પ્રકટ થયું છે.



## ષષ્ઠદશ પરિચ્છેદ.

आदित्य ! भो ! लोक कृताकृतज्ञ ।
लोकस्य सत्यानृत कर्म साक्षिन् ॥
मम प्रिया सा क गता हृता वा ।
शं सस्व मे शोक हतस्य सर्व्वम् ॥
लोकेषू सर्वेषू न चास्त किंञ्चित् ॥
यतेन नित्यं विदितं भवेत्तत् ।
शं सस्व वायो ! कुल पालिनीं तां ॥
मृता हृता वा पथि वर्तते वा ॥

अरण्य काण्डम् रामायणम्:



આ વણ માસ! પ્રચંણ્ડ સૂર્ય તાપ તપે છે, મધ્યાન્હના બાર વાગે માર્ગમાં ચાલી શકાતું નથી. આકાશમાં મેઘનું ચિન્હ નથી, શ્રાવણ માસનો પ્રખર સૂર્ય ક્ષણે ક્ષણે મેઘાવૃત થતો હોવાથી મનુષ્યો દિવસે માર્ગમાં ચાલતાં હતાં પણ ત્રણ દિવસ થયાં મેઘ વૃષ્ટિનાં ચિન્હ નથી,

લુંટારાઓની બ્હિકથી રાત્રે કોઇ આવ જા કરતું નથી. ચારે દિશામાં ચોર, લુંટારાઓની બ્હિક ! પરંતુ રાજ પુરૂષોના લુંટફાટ ઓછી કરવાના યત્ને, લુંટારાઓના અત્યાચારને બદલે ભયકર અત્યાચાર વર્તાવ્યો છે. લુંટારાઓને ઓછા કરવા માટે અનેક સિપાહી અને દારોગાઓને નિમ્યા હતા. રાત્રિને સમયે રસ્તામાં કે નદિને કિનારે કોઈ મનુષ્યો—વટેમાર્ગુ—ચાલતા હોય તો તેમને પકડીને લુંટારાઓ ગણી મેજીસ્ટ્રેટ સંન્મુખ ઉભા કરવા એ તેમનું કર્તવ્ય હતું. કોઇક વિના અપરાધે દંડ ભોગવતા, કોઇ બે ત્રણ મહિના કેદખાનું ભોગવ્યા પછી નિરપરાધી જણાતાં છુટી જતા.

કાનપુર નગરથી થોડેક વેગળે માર્ગમાં એક વિશાળ અશોક વૃક્ષ છે, તે વૃક્ષની છાયા તળે એક પથિક બેસીને વિશ્રામ કરે છે, પથિક એક તરૂણ વય-નો યુવાન છે, ગેરૂઆ રંગનાં લુગડાં પહેર્યાં છે, અતિશય રૂપવાન છે, તેના મુખમણ્ડળ ઉપર દુઃખ વિષાદની છાંયા જણાય છે, પરંતુ તે મુખ જોતાંજ દયા અને પ્રેમના ભાવ ઉત્પન્ન થાય છે.

એજ માર્ગે થઇને કેટલીક સ્ત્રીઓ ગંગામાં સ્નાન કરી ભીને લુગડે, કેડ ઉપર પાણી ભરેલા ઘડા લઇ આવ જા કરે છે, આ નવિન સન્યાસી તરફ તેઓની દ્રષ્ટિ ગઈ, એક સ્ત્રી બીજી સ્ત્રીને કહે છે કેઃ કેવો સુંદર યુવાન ! આટલી ન્હાની વયમાં સન્યાસી થયો છે." બીજીએ કહ્યુંઃ "એના માતાપિતા નથી એમ જણાય છે." ત્રીજીએ કહ્યું "પિતા હશે પણ માતા નહિં હોય" ચોથીએ કહ્યું, "એની માતાના મૃત્યુ પામ્યા પછી કદાચ એનો પિતા બીજી સ્ત્રી પરણ્યો હશે, સાવકી માતાના દુઃખ વડે તે બિચારો સ-ન્યાસી થયો છે." પાંચમીએ કહ્યું. ના, બ્હેનો, એમ નહિં, બાદશાહનાં માણસોએ એનાં ઘરબાર લુંટી લીધાં જણાય છે, અયોધ્યાથી હજારો લોકો ઘરબાર છોડી સન્યાસી થઇ જાય છે."

આ પ્રમાણે સ્ત્રીઓ તે યુવાન સન્યાસી સંબંધી વાતો કરતી કરતી પોતાને ઘેર ચાલી જાય છે.

વટેમાર્ગુ થોડીવાર થયાં એ વૃક્ષ તળે આવી પહોંચ્યો છે. તે મનમાંજ વિચાર કરે છેઃ મધ્યાન્હકાળનો સખત તાપ શાંત પડે તો ગામમાં જવું." અશોક વૃક્ષની સુશીતલ છાયાવડે વટેમાર્ગુનો થાક ઓછો થયો. તે વિચાર કરે છેઃ મનુષ્યની યુક્તિ, યત્ન અને પરિશ્રમ વડે કાંઈ થતુ નથી ! દૈવની ઇચ્છા સીવાય આ દુસ્તર સંસાર સાગર પાર ઉતરવાનો કાંઈ ઉપાયજ નથી. • દૈવની ઇચ્છા હોય તો અસમ્ભવ વાત સમ્ભવિત થાય છે. દુષ્કર પણ

સુકર થાય છે અને અસાધ્ય પણ સહજ સાધ્ય થાય છે. બાર વર્ષ થયાં કૈલાશેશ્વરીના શોકે મ્હારૂં હૃદય બળી ખાખ થાય છે. આ જન્મે તેની સાથે મળવાની આશા નહોતી, પરંતુ ભગવાનનું કેવું અચિન્તનીય કૌશલ ! પરમાત્માનો કેવો અગાધ મહિમા ! કૈલાશેશ્વરી હજુ પણ જીવતી છે, તે દયાળુ મનુષ્યોના તાબામાં રહી છે, કદાચ હમણાંજ તેની સાથે સાક્ષાત્ થાય. હે પરમેશ્વર ! હે ભગવન્ન ! તમારી ઇચ્છા વડેજ સઘળું બને છે. દૈવબળ તે બીજું કાંઇજ નથી. દૈવ બળ તેજ તમારી ઇચ્છા પ્રભુ ! મ્હારી પ્રાણેશ્વરી અને પ્રીય ભગિની દૈવ બળને લીધેજ સાધુના આશ્રમમાં રહી હશે તો એક દિવસ તેના દર્શન થશેજ. અહા ! પ્રાણથી વ્હાલી ! જગતમાં જ્યારથી પ્રેમને ઓળખ્યો છે, જ્યારથી પ્રણય શિખ્યો છું ત્યારથી એકજ પ્રીયાનેજ દીઠી છે ! પ્રીયે ! સ્વપ્નામાં પણ બીજી સ્ત્રી પ્રતિ દુર્વૃત્તિ થઇ નથી. સુભગે ! સંસારમાં જેટલી પ્રેમમય વસ્તુઓ છે તેમાંનું પ્રેમતત્વ ત્હારા શરિરમાં ભરેલું દીઠું છે. પ્રીયે ! સમસ્ત શાસ્ત્રનો સાર, સમસ્ત મહાત્માઓનો ઉપદેશ અને સમસ્ત જ્ઞાનનું રહસ્ય "પ્રેમ" એજ મ્હેં ત્હારામાં જોયું છે. ત્હારા પ્રેમની અમૃત ધારાઓ વડે હજુ પણ દેહ ટકી રહ્યો છે. પ્રેમનો મહામંત્ર જપ કરી જે કાંઇ સિદ્ધિરૂપ મેળવ્યું છે તે તુંજ નારી રત્ન છે ! પ્રીયે ! જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તાવસ્થામાં જો કોઇ પણ સ્ત્રી જોઇ હોય તો તે તુંજ છે ! પ્રભો ! રામચંદ્રજીએ પત્નિવ્રત પાળ્યુ હતું તો તેમને તેમની પતિવ્રત્તા સ્ત્રી લંકાપતિ રાવણના રાજ્યમાંથી પવિત્ર મળી હતી ! વિભો ! મ્હેં પણ પત્નિવ્રત્ત અખંડ પાળ્યું છે ! શું મ્હારી પત્નિ પણ રાવણ રૂપ નવાબના રાજમાંથી પવિત્ર નહિં મળે ! પ્રભો ! તે પવિત્ર ચરિત્ર, નારીકુળભૂષણને મેળવવાનીજ ઉત્કંઠા છે ! તેનાં દર્શન કરીને મૃત્યુ થશે તો વૈકુણ્ઠ લાભ થશે ! ઓહ—મ્હારાં દર્શન વિના તેની કેવી દુર્દશા હશે ! અહા ! શુદ્ધ પતિવ્રતા ! તું શુદ્ધજ છે ! ત્હારૂં દુઃખ કોણ હત ભાગ્ય જોતું હશે ? "

યુવકના નેત્રમાં જળનાં બિંદુઓ ભરાઇ ગયાં. તેણે સૂર્ય તરફ દ્રષ્ટિ કરી. તે બોલ્યો: હે સર્વ શાક્ષી સૂર્ય દેવ ! તમે સમસ્ત પૃથિવીનાં કૃત્યો જૂવો છો. એક વખત કહો, મ્હારી પ્રાણથી અધિક પ્રીયે ક્યાં છે ? હે વાયુ ! તમે પણ સર્વત્ર જાઓ છો, તમારે અજાણ હોય એવું કાંઇ પણ નથી. કહો ! કઇ દિશામાં જવાથી હું મ્હારી પ્રાણથી અધિક વ્હાલી પ્રીયાને મેળવી શકીશ ? બોલો ! દેવતાઓ ! એક વખત કૃપા કરી કહો ! તમે પરોપકારી દેવતાઓ છો ! મ્હારા ઉપર ઉપકાર કરો. મ્હારા છિન્નભિન્ન

થતા હૃદયને ફરીથી સાંધી આપો ! ઓહ ! પ્રીયા વિયોગ એજ વજ્રપાત ! એજ જગતનાં સઘળાં દુઃખોનું દુઃખ ! હે અશોક વૃક્ષ ! તમે મુસાફરોનો થાક ઉતારો છો ! મુસાફરોના હૃદયને શાન્તિ આપો છો ! તમારા માર્ગે હજારો વટેમાર્ગુઓ જા આવ કરે છે. જગતનો શોક દુર કરી અશોક નામ મેળવ્યું છે. તમે કહો કે મ્હારી પ્રીયા કયે માર્ગે ગઇ છે ? હે વૃક્ષ-રાજ ! એકવાર કહો જોઇએ ?

યુવક મુસાફરે અશોક વૃક્ષની આસપાસ ફરવા માંડ્યું. નેત્રમાંથી જળ બહાર નિકળી ગાલ ઉપરજ સુકાઈ જાય છે. ચિન્તાના સ્રોતમાં તણાતો, ભાન વગરનો યુવાન વિચારમાંને વિચારમાં બે હોઠ ફફડાવે છે. ગોરખપુરથી નિકળ્યા પછી આજ પાંચ છ દિવસ થયા કાંઇ અન્ન લીધું નથી. થોડાંક ફળ, મુળ ઉપરજ દિવસ ગુજારતો હતો. ક્ષુધા તૃષાથી અત્યંત વ્યાકુળ થયો છે. આ વૃક્ષ નીચે આહાર કરવાની સામગ્રી શોધવા લાગ્યો. કાંઈક ફળ મુળનો આહાર કર્યા પછી કાનપુર નગરમાં ગયો અને લુગડાં વેચનાર દુકાનદારો પાસે ગયો. વાંચકને આ યુવાનની ઓળખ આપવી અગત્યનું છે. એજ યુવાન તે પણ્ડિત અયોધ્યાનાથ.

અયોધ્યાનાથે લેખરાજ પાંડેની દુકાન પાસે અનેક મનુષ્યો ભેગાં થયલાં જોઈ એક મનુષ્યને પુછ્યું : ભાઈ ! જયપાલસિંહની દુકાન કયાં છે તે બતાવી શકશો ?

તેણે પ્રત્યુત્તર આપ્યું: " જયપાલસિંહ કોણ ? હું તેને ઓળખતો નથી. "

બીજા એક જણે કહ્યું: " હા, હા, પહેલાં જયપાલસિંહની કાપડની દુકાન અહિં હતી પણ અનેક દિવસ થયાં તે અહીંથી ચાલ્યો ગયો છે. "

અયોધ્યાનાથે પુછ્યું: તે કયાં ગયો છે ?

" કયાં ગયો છે તે ખબર નથી. " એટલું કહી તે માણસ પોતાના કામે ચાલ્યો ગયો.

અયોધ્યાનાથ ત્યાંથી આગળ ચાલ્યો અને બદ્રીલાલ તેવારીની દુકાને જઈ પાછો એજ પ્રશ્ન પૂછ્યો. આ દુકાને પણ ત્રણ ચાર માણસો બેઠાં હતાં. તેમાંથી એક જણ બોલ્યો: જયપાલસિંહ તો લગભગ ૫૦ વર્ષ થયાં અહિંથી ચાલ્યો ગયો છે ! " બીજાએ કહ્યું: પચાશ વર્ષ તો નહિં થય હોય, લગભગ વીશેક વરસ થયાં હશે. " ત્રીજાએ કહ્યું: શું વીશ વર્ષ ?

લગભગ ૬૦ વર્ષ થયાં હશે. મ્હારાં લગ્ન થયા પછી એક વર્ષે તે ચાલ્યો ગયો છે. "

આ ત્રીજા માણસનું વય માત્ર વીશેક વર્ષનું જણાતું હતું. તેનું લગ્ન પાંચ છ વર્ષે થયાં થયું છે. અયોધ્યાનાથે અનુમાન કર્યું કે આ મુર્ખ લોકો છે. વર્ષની ગણત્રી કરતાં આવડતુ નથી તો પછી બીજું જ્ઞાન ક્યાંથી ? એમને વિશેષ પુછવાનું પ્રયોજન નથી. તેથી તેણે સ્હામે એક ગૃહસ્થ માણસને આવતાં જોઇ તેનેજ પુછ્યું: મહાશય ! જયપાલસિંહની દુકાન ક્યાં છે તે બતાવી શકશો ?

ગૃહસ્થે કહ્યું: જયપાલસિંહ અહિંથી ચાલ્યો ગયો છે. કદાચ તેનું મૃત્યુ પણ થયું હશે. આ સ્થળેથી પેલી તરફ દક્ષિણ દિશામાં થોડે વેગળે જવાથી તેનો એક બગિચો નજરે પડશે. ત્યાં તેનાં મનુષ્યો રહે છે. તેમને જઇ પૂછવાથી સમાચાર મળશે. "

અયોધ્યાનાથ દક્ષિણ દિશા તરફ ચાલવા લાગ્યો. સ્હામેજ એક બગિચો નજરે પડ્યો. બગિચાની બ્હાર કોઈ મનુષ્ય ન હોવાથી તેણે અંદર પ્રવેશ કર્યો. બગિચાની વચમાં એક બે માળનું મકાન જોઇ તેમાં તેણે પ્રવેશ કર્યો. બારણુ આગળ જઇ ઉભો રહ્યો. બારણા આગળ બગિચાના માળી પાસે એક સ્ત્રી બેઠી બેઠી રડતી હતી. તે બોલતી હતી. " હત ભાગિની, દુષ્ટા, કાળ મુખી, દાસી પણ રામ નામનો જપ કરે છે ! આટલું સંકષ્ટ કરીને છોકરી મેળવી હતી. હત ભાગિની તેને બાદશાહના જનાનામાં મુકવા ગઇ છે. "

સ્ત્રીના આ શબ્દો સાંભળી અયોધ્યાનાથ ચમક્યો. તેનું હૃદય કમ્પવા લાગ્યું. તે વિચારવા લાગ્યો કે કોણ, કોની છોકરીને બાદશાહના જનાનખાનામાં મુકવા ગયું છે ! પ્રભુ ! દુઃખદ સમાચાર સંભળાવીશ નહિં. " મનના ભાવ છુપાવીને અયોધ્યાનાથે પુછ્યું: જયપાલસિંહનો બગિચો આ કે ? જયપાલસિંહ છે કે ? "

સ્ત્રી નીચું મ્હોડું કરી રડે છે, તે ગુસ્સા ભરેલા ભાવથી બોલી: હા જયપાલસિંહ અહિં છે ! જયપાલસિંહ હોત તો મ્હારી સીતાલક્ષ્મીને લખનૌ કોણ મોકલી શકત ! "

સ્ત્રીના ગુસ્સા ભરેલા શબ્દો અને મુખ જોઇ અયોધ્યાનાથની શંકા વૃદ્ધિ પામતી ગઇ. તેણે પુછ્યું: શું જયપાલસિંહનું મૃત્યુ થયું છે?" સ્ત્રીના બોલવા પહેલાંજ માળીએ કહ્યું: ના, તેઓનું મૃત્યુ થયું નથી, શરિરે અશક્ત થવાથી તેઓ ચાલ્યા ગયા છે. તમે કોને શોધો છો ? "

" જયપાલસિંહના પાસે એક કન્યા હતી. તેને તેઓએ પાળી પોષી મ્હોટી કરી હતી. તે હમણાં કયાં છે ? " અયોધ્યાનાથે પ્રશ્ન કર્યો.

અયોધ્યાનાથના આ શબ્દો સાંભળી તે સ્ત્રીએ તેના તરફ દ્રષ્ટિ ફેરવી. અત્યાર સુધી તેણે અયોધ્યાનાથ તરફ દ્રષ્ટિ ફેરવી નહોતી. અયોધ્યાનાથને ભગવાં લુંગડાં પહેરેલાં જોઈ બોલી: મહારાજજી ! તમે જયોતિષ જાણો છો ? તે દિવસે એક જોશી આવ્યો હતો તેણે કહ્યું છે કે મ્હારી સીતા-લક્ષ્મી પાછી ઘેર આવશે. દાસી તેને ત્યાં રાખી શકશે નહિં. તે જોશીને મ્હેં ચાર પૈસા આપ્યા હતા. તમને હું બે આના આપીશ—"

અયોધ્યાનાથ મનમાંજ વિચારવા લાગ્યો કે કદાચ સઘળી આશા નિ-ષ્ફળ પણ થાય. કૈલાશેશ્વરીને અહિંથી કોઇ લખનૌ લઈ ગયું હશે " તો-પણ વિપદમાં વિલક્ષણ ધૈર્ય રાખતાં તે શિખ્યો હતો. તેણે પુછયું: કઇ ત-મારી સીતાલક્ષ્મી ? તેને શું થયું છે ? "

સ્ત્રીએ કહ્યું: ગોસાંઇ ! સારે તો બેસો. બધું તમને કહું છું. બરોબર ગણત્રી કરી જુવો કે સીતાલક્ષ્મી કયારે પાછી આવશે. જરૂર તે પાછી આવશેજ ! "

" તમારી સીતાલક્ષ્મીને શું થયું છે ? "

" મ્હારી સીતાલક્ષ્મીને બાદશાહના જનાનખાનામાં મુકવા લખનૌ લઇ ગયા છે. "

" કોણ લખનૌ લઇ ગયું છે ! "

" તેજ પાપીણી દાસી. "

" સીતાલક્ષ્મી શું તમારી પુત્રી છે ? "

" મહારાજ, સીતાલક્ષ્મી મ્હારી કન્યા નથી. મ્હારી પુત્રીનું નામતો ગંગા હતું. ગંગાના સ્વામીનું મૃત્યું થયા પછી દર્શનસિંહ તેને બાદશાહના જનાનખાનામાં લઈ ગયો અને તેને સિપાહી બનાવી છે. હવે હું મ્હારી ગંગાનું મુખ જોવા પામતી નથી ! "

" સીતાલક્ષ્મી કોની છોકરી ! "

" સીતાલક્ષ્મીને માબાપ નથી. તેના મા, બાપ, બાઇ વિગેરેનું ઠગ લોકોએ ખુન કર્યા પછી દર્શનસિંહના પિતાએ સિતાને અહિં લાવી પોષણ કર્યું. હું ઘણા દિવસથી આ ઘરમાંજ રહું છું. દર્શનની માતાના મરણ પહેલાં હું અહિં આવી છું. મ્હને સીતા મળેલી છે, હમણાં તો સીતાલક્ષ્મી મ્હોટી થઇ છે. "

આ સ્ત્રીનાં આવાં અસંબંધ વાક્યો સાંભળી અયોધ્યાનાથ જાણી શક્યો કે: તેની ભગિની કૈલાશેશ્વરીનેજ આ માણસો સીતાલક્ષ્મીને નામે બોલાવે છે. કારણ કે લુંટારાઓના હુમલા વખતે તેજ બાળક વયમાં હતી. હવે સઘળી આશા નષ્ટ થઈ ! મનમાંજ તે બોલ્યો; હે પરમેશ્વર ! મ્હેં કૈલાશેશ્વરીની સઘળી આશા ત્યાગ કરી છે, પરંતુ એવા દુઃખદ સમાચાર સંભળાવી હૃદયને શા માટે બાળવા માંડ્યું. ? પ્રભો ! આવા દારૂણ સમાચાર ન સંભળાવ્યા હોત તોજ સારૂં થાત. "

ચિન્તા કરતાં કરતાં તેણે સ્ત્રીને પુછ્યું; જયપાલસિંહની પાળિતા કન્યાનું નામજ સીતાલક્ષ્મી ? "

" હા, મહારાજ જયપાળસિંહનો તેના ઉપર ઘણો પ્રેમ હતો. "

" ત્યારે જયપાળસિંહે તેને લખનૌ કેમ લઇ જવા દીધી ? "

" શું તે અહિં હોતતો એ દાસી મ્હારી સીતાને લઇ જાત કે ? "

અયોધ્યાનાથ તેનું કહેવું પુરૂં સમજી શક્યો નહિ, તેણે પ્રશ્ન કર્યો. તે દાસી કોણ ?

" તે દાસીને શું તમે જોઇ નથી ? દાસી પહેલાં વેશ્યા હતી, દર્શનસિંહની માતાના મરણ પછી જયપાળસિંહે દાસીને અહિ લાવી રાખી, જયપાળસિંહને ધીમે ધીમે લકવાનો રોગ થયો. તે પથારીમાં પડી રહેતો ત્યારથી દાસીને પાસે બોલાવતો નહિ. સીતાલક્ષ્મી તેની પાસે બેસી રહેતી. ફું કામકાજ કરતી હતી. "

" હમણાં જયપાળસિંહ ક્યાં છે ? "

" દર્શન તેને લખનૌ લઇ ગયો છે. "

સ્ત્રીના આ શબ્દો સાંભળી અયોધ્યાનાથ મનમાંજ વિચાર કરવા લાગ્યો. જયપાલસિંહ દર્શનસિંહનો પિતા થાય છે. તો પણ તેણે પુછ્યું. તમે ક્યા દર્શનસિંહને માટે કહો છો ? બાદશાહનો સેનાપતિ છે તેજ કે ? "

" તેજ દુષ્ટ સિવાય બીજો દર્શન કોણ મુવો છે ? તેજ દર્શન. તેજ રાજા થયો છે ! માત્ર લોકોની છોકરીઓને પકડી બાદશાહના જનાનખાનામાં મોકલવી એજ તેનો ધંધો છે; ખેતાબની અને પૈસાની લાલચમાં માણુસો કેટલાં દુષ્ટ કર્મ કરે છે. મ્હારી ગંગાને લઈ જઈ સિપાઇ બનાવીછે. ગંગા જાતિ ભ્રષ્ટ થઈ છે. હવે તેને ઘરમાં પેસવા દઇશ નહિ "

" તમારી ગંગાને જવા કેમ દીધી ? "

" શું મ્હેં જવા દીધી ? દર્શનનાં માણુસો તેને પટાવી ફોસલાવી

લાંચ આપી લઇ ગયા છે. મ્હને ખબર હોત તો તેનું માથું ફોડી નાંખત. ”

સ્ત્રીએ ગુસ્સા ભરેલી આંખો વડે આમ તેમ જોવા માંડયું, તે બોલીઃ ગોસાંઇજી! તમારી પાસે શું કહું ? તે પાપી કેટલી છોકરીઓને પકડી લાવ્યો છે. કયા દેશથી કોઇએક છોકરી લાવ્યો હતો. તે મ્હારી સીતાલક્ષ્મી જેવીજ સુંદર, ગૃહસ્થના ઘરની છોકરી હતી. તેને અહિં લાવ્યા પછી રાત દિવસ રડવામાંજ કાઢી છે, ખાવા, પીવાનું છોડી દીધું હતું. તે મરવાનેજ રાજી હતી. તે અહિં આવી પણ દિવાના જેવી બની ગઇ હતી. માત્ર “ અયોધ્યાનાથ, પ્રાણેશ્વર, પ્રાણનાથ. ” બસ આવા શબ્દોજ બોલતી. દાસી પાસે જતી તો તેનો તિરસ્કાર કરતી. સીતાલક્ષ્મી પાસે જતી તો તેના ઉપર સ્નેહ કરતી. સીતાલક્ષ્મીનું મ્હોડું ઝાલી કહેતી કે. આ મ્હારો પ્રાણેશ્વર, એજ મ્હારો અયોધ્યાનાથ ! એક વરસ પછી તે છોકરીને ઘણો રોગ થયો. કલેશ દુઃખ કરવાથી નબળી થઇ અને મરવા જેવીજ થઇ ગઇ હતી. ફકત સીતાલક્ષ્મી તેની પાસે બેસી રહેતી. ગણું સુકાનુ ત્યારેજ તે દુધ આપતી. ત્રણ ચાર મહિના થયા તેને આરામ થયો છે. તેને પણ લખનૌ લઇ ગયા છે. ”

આ સઘળું વૃતાંત સાંભળતા અયોધ્યાનાથ કંપાયમાન થયો. તેના મનમાં વિચાર થયો કે કદાચ દર્શનસિંહનાં માણસોએ માનકુમારીને પણ આ મકાનમાંજ લાવી રાખી હશે. તેણે આગ્રહ સહિત પૃછ્યું: “તે છોકરીને કયા દેશ તરફથી લાવ્યા હતા ? ”

સ્ત્રીએ કહ્યું: “ કયા દેશથી લાવ્યા હતા તેની ખબર નથી. ”

“ શું તેણે તમને પોતાના પિતા અથવા પતિનું નામ કહ્યું નથી?

“ ના, કાંઇ પણ નહિં. તે કહે કયારે ? તે પહેલાંજ ગાંડી થઇ ગઇ, પછી મરવા જેવી થઇ પડી. જયારે તેને થોડોક આરામ થયો, ત્યારે રાત દિવસ રડી રડીને આંસુ વડે પહેરેલું લુંગડું પલાળતી હતી. ”

અયોધ્યાનાથ થોડો સમય કાંઇ બોલ્યો નહિ ત્યાર પછી પુછ્યું: “ રાજા દર્શનસિંહે, તે છોકરીને આ સ્થળે કેમ લાવી રાખી હતી ? ”

“ ગોસાંઇ દાદા ! સઘળા પ્રપંચનું મૂળ આ દાસી છે, મ્હેં તો તમને કહ્યુંજ છે કે આ દાસી પ્રથમ વેશ્યા હતી, દર્શનના પિતાએ વૃદ્ધાપ કાલેં એને અહિં લાવી રાખી હતી, દર્શનસિંહ, સુંદર સુંદર છોકરીઓને લાવતો અને તેને નાચ શિખવવાનું કહેતો. ” સ્ત્રીએ ઉત્તર દીધું.

“ તમારી સીતાલક્ષ્મીને પણ નાચ શિખવ્યો છે કે ? ”

" મ્હારી **સીતા**લક્ષ્મી નવ વર્ષની થઈ ત્યારે દર્શનના પિતાએ તેના વિવાહનું પાત્ર નકકી કર્યું. **સી**તાનો વિવાહ થયો હોત તો હું તેની સાથેજ ચાલી જાત. દાસીની પાસે રહેતજ નહિં. દર્શનના પિતાને રોગ થયો. **સી**તાનાં લગ્ન થયાં નહિં. દર્શનનો પિતા અજ્ઞાન થયો. તેને અહિંથી લઇ ગયા, દર્શન **સી**તાને નાચ ગાયન શિખવવાનું કહેતો ગયો. દાસીએ **સી**તાને નાચ ગાયન શિખવવા માંડયુ. જે છોકરી ગાંડી થઈ ગઇ હતી તેને દાસી નાચ ગાયન શિખવવાનું કહેતી તો તરતજ તે તેને કરડવા દોડતી ! "

"ત્યારે ત્હમારી **સી**તા બાદશાહના જનાનખાનામાં જવા ખુશી હતી ?"

" ના, ના, જ્યારે તે ન્હાની હતી ત્યારે એજ દાસી તેને બાદશાહને ત્યાં જવાનું કહેતી. તે સમયે મ્હારી **સી**તા, સારૂં નઠારૂં શું તે સમજતી નહોતી. જ્યારે મ્હોટી થઈ ત્યારે તો મ્હેં તેને બધું સમજાવી દીધું છે, મ્હારી **સી**તા ઘણીજ ગુણવાન છોકરી છે, ઘણી ચાલાક, ઘણી ડાહી છે. દાદા ! તમે કોઈ બીજાને મ્હોડે વાત કરશો નહિં. તમને જે કહ્યું તે દર્શનને કહેશો નહિં. " સ્ત્રીએ બ્હીતાં બ્હીતાં કહ્યું.

" માઇ ! તું ફિકર ના કર. મ્હને સઘળો વૃતાંત કહે. હું કોઇને કાંઈ પણ કહીશ નહિં. ત્હારે કાંઇ ભય રાખવો નહિ. હું ત્હારી **સીતા**લક્ષ્મીને ત્હારી પાસે પાછી લાવી આપીશ. " ભગવા વસ્ત્રધારી યુવકે આશ્વાસન આપ્યું.

" ગોસાંઇ દાદા ! શું મ્હારી **સી**તાને પાછી લાવી આપશો ? ત્યારે તો હું ત્હમને દશ રૂપિયા આપીશ. આવો, ઉપર આવો, ત્હમને હું બધું કહીશ. ત્હમે **લ**ખનૌ જશો ? મ્હારી **ગં**ગાને પણ સાથે લાવશો ? "

સ્ત્રી વાત કરતાં કરતાં **અયોધ્યાનાથ**ને બીજા માળ ઉપર લઈ ગઇ. આ સ્ત્રીની વિશેષ ઓળખ આપવાની અગત્ય નથી, વાંચક સહેજ જાણી શકશે કે આ સ્ત્રી તે પાછલાં પરિચ્છેદોમાં લખાયલી **બુન્દિયા** છે.

**બુન્દિયા** અને **અયોધ્યાનાથ** માળ ઉપર ગયાં. **બુન્દિયા**ને પોતાનું પારકું આવડતુ નહોતું. બધાંનેજ તે પોતાનાં જાણતી હતી. તેનું મન ભોળું હતું. જરા કોઇ પોતાના પક્ષમાં બોલતું કે તેને પોતાનુંજ માની લેતી. પાછલાં પરિચ્છેદોમાં લખાયલી આ બગિચામાં રહેતી પેલી વૃદ્ધ સ્ત્રી સિવાય, **બુન્દિયા** જગતમાં કોઇને શત્રુ જાણતીજ નહોતી. તે વૃદ્ધાજ તેનો જબરો શત્રુ હતી. બધાની પાસે પોતાના મનની વાત કહી દેતી. પરંતુ પોતાની પુત્રી

ગંગાને દર્શનસિંહ જ્યારથી લખનૌ લઇ ગયો ત્યારથી દર્શનસિંહને પણ તે પોતાનો પરમ શત્રુ જાણતી હતી અને તેનાથી બ્હીતી હતી.

બુન્દિયાના સ્વામીનું મૃત્યુ થયું ત્યાર પછીથી તે દુરાચારમાં પ્રવૃત્ત થઇ નહોતી. પોતાના જમાઇના ઘરમાંજ તે રહેતી. જમાઇના મૃત્યુ પછી પોતાની કન્યાને લઇ, જયપાલસિંહની સ્ત્રીની દાસી તરીકે કામ કરવા તેનાજ બગિચામાં આવી રહી. લગભગ વીસ વર્ષ થયાં બુન્દિયા એજ મકાનમાં રહેતી હતી. રાજા દર્શનસિંહનાં માણસો તેની પુત્રી ગંગાને ત્રણચાર વર્ષ થયાં લખનૌ બાદશાહને ત્યાં લઇ ગયા છે. બુન્દિયાનું વય લગભગ પચાસ વર્ષનું થયું છે. બુન્દિયાને સંસાર વ્યવહારનું ભાન નહોતું. સઘળાં તેને મુર્ખ અને અજ્ઞાન કહેતાં. પરંતુ તેના હૃદયમાંનો ધર્મભાવ અત્યંત પ્રબળ હતો. અનાચાર અને કપટી વ્યવહાર તરફ તેને ઘણો તિરસ્કાર હતો. તેટલા માટેજ બગિચામાં રહેતી પેલી વૃદ્ધા સાથે, વખતો વખત લડાઈ ટંટો થતો. વૃદ્ધા જયપાલસિંહના ધનને લૂંટવાનોજ યત્ન કરતી. બુન્દિયા વૃદ્ધાને તે કામ માટે રોકતી. વ્યભિચારિણી સ્ત્રીઓ તરફ બુન્દિયા અત્યન્ત તિરસ્કાર બતાવતી, વૃદ્ધાને તેવી સ્ત્રીઓ પસંદ પડતી. તેથીજ વૃદ્ધા અને બુન્દિયાને બનતું નહિં.

બુન્દિયા અયોધ્યાનાથને માળ ઉપર લઇ જઇ માન્ના અને નુન્નાના સંબંધમાં અનેક વાર્તા કહેવા લાગી, સઘળી વાત આ સ્થળે લખવાની અગત્ય નથી. અનેક કથા વાર્તા થયા પછી કહ્યું કેઃ "માન્ના અને નુન્ના લખનૌ જવાને આગલે દિવસે એકજ ઓરડામાં સુતાં હતાં. નુન્નાને માટે માન્નાને ઘણું કષ્ટ થયું છે, માન્ના અને નુન્ના શું શું વાતો કરે છે તે સાંભળવાને હું સમસ્ત રાત્રિ તેમના બારણા આગળ ઉભી રહી છાનીમાની સાંભળતી હતી. તેની બધી વાતચીત પુરેપુરી સંભળાઇ નથી પરંતુ નુન્ના અને માન્નાએ પોતાના ચોટલામાં એકએક તિક્ષ્ણ છરી સંતાડી રાખી છે, બાદશાહ કે કોઇ બીજું તેમનો ધર્મ નષ્ટ કરશે તો તેજ ક્ષણે તે છરી પોતાની છાતીમાં ઘોંચી દઇ મરણ પામશે. માન્નાએ નુન્નાને પોતાના પિતા અને સ્વામીનું નામ કહ્યું છે. માન્નાએ પોતાના પિતાનું નામ ગંગારામ કે ગંગાનાથ કહ્યું તેનું સ્મરણ નથી પણ તેના સ્વામીનું નામ અયોધ્યાનાથ કહ્યું તે તો બરોબર યાદ છે. રાત્રિ બે ઘટિકા રહી ત્યારે માન્નાએ નુન્નાને કહ્યું કેઃ નુન્ના, નિશ્ચય તું મ્હારા શ્વસુરની કન્યા છે, બ્હેન તમે બાળપણથી ચોરાયલું અમુલ્ય ધનજ મળ્યું છે. તમને જોઇ ઘણો આનંદ થયો છે.

અયોધ્યાનાથે બુન્દિયાનું સમ્પૂર્ણ વૃતાંત સાંભળી લીધું. તેણે નિશ્ચય

કર્યો કે પોતાની પત્નિ માનકુમારીને દર્શનસિંહે, આ બગિચામાંજ લાવી રાખી હતી. અને કૈલાશેશ્વરી તેજ બુન્દિયાની સીતાલક્ષ્મી છે.

અયોધ્યાનાથના અત્રે પહોંચવા પહેલાં માત્ર પાંચ દિવસ પહેલાંજ માનકુમારી અને કૈલાશેશ્વરીને સાથે લઇને બગિચામાં રહેતી વૃદ્ધા સ્ત્રી લખનૌ ગઇ છે. અયોધ્યાનાથે બુન્દિયાને સાથે લઇને લખનૌ જવાનો નિશ્ચય કર્યો. બુન્દિયાએ પણ તે વાત સ્વિકારી. પરંતુ આ સંસારમાં મનુષ્ય પોતાની ઇચ્છાનુસાર કાર્ય કદી પણ કરી શકતો નથી. મનુષ્ય, કલ્પનાના શ્રોતમાં તણાય છે, અનેક તરંગો બાંધે છે, હમેશાં કલ્પનામાંજ પડયો રહે છે. પરંતુ ધારેલું પરમાત્માનુંજ થાય છે. પરમાત્માની ઇચ્છા વિના એક રજકણ પણ હાલતો નથી. ગર્વિષ્ટ મનુષ્યો એમજ માને છે કે અમુક કામ અમે કર્યું છે. અમુક કામ હું કરીશ. સંસારમાં કોઇથી કાંઇ થતું નથી, સઘળે સમયે, સઘળા કામમાં પરમાત્માની સત્તાજ પ્રવર્તે છે. કાનપુર ગયા પછી બીજેજ દિવસે અયોધ્યાનાથને સખત તાવ આવ્યો .તે પથારી વશ થઈ પડયો. બુન્દિયાએ તેની સેવા સુશ્રુષા કરવા માંડી. પરંતુ બે વર્ષ પર્યન્ત રસ્તાઓમાં અથડાવાથી, અનાહાર અને માનસિક કષ્ટથી તેનું શરિર ઘસાઈ ગયું હતું. ત્રણ માસ સુધી, અયોધ્યાનાથ, શય્યામાંજ પડી રહ્યો. લખનૌ જવાનું બની શકયું નહિ. મંદવાડની પથારીમાં પણ તે માત્ર પરમેશ્વરનુંજ નામ અને ધ્યાન ધરતો હતો. મનમાંજ વિચારતો હતો કે, ભાવિ મિથ્યા થતું નથી. દૈવની ઇચ્છા વડેજ સંસારનાં અદ્ર કાર્યો થાય છે. અદ્રષ્ટ યોગે સ્ત્રી અને ભગ્નીના સમાચાર મળ્યા. અને અદ્રષ્ટ યોગેજ મંદવાડ પણ આવી પહોંચ્યો. એજ દૈવની ગતિ ! એજ દૈવ બળ ! એજ પરમાત્માની ઇચ્છા અને એજ પરમાત્માનું કૌશલ ! જે પરમાત્માએ તેની ખબર આપી છે તેજ પરમાત્મા પતિવ્રતા પવિત્ર નારીઓનો ધર્મ બચાવશે, તેજ પરમાત્મા તેમનો ઉદ્ધાર કરશે, હું ક્ષુદ્ર શું કરી શકીશ.? પ્રભો ! પ્રભો!" આ પ્રકારે મનને આશ્વાસન આપતો આપતો ભાદ્ર, આશ્વિન અને કાર્તિક, એમ ત્રણ મહિના કાનપૂરમાં જયપાલસિંહને ત્યાંજ નિવાસ કર્યો. પહેલાં તેણે બુન્દિયાને પોતાની ઓળખ આપી નહિં પરંતુ મંદવાડની વૃદ્ધિ થતાંજ તેણે બુન્દિયાને પોતાનો સઘળો વૃતાંન્ત કહ્યો. તે બોલ્યોઃ બુન્દિયા, ત્હેં મ્હારી ભગ્નીને પોતાની કન્યા પ્રમાણેજ પાળી છે, કવચિદ્દ મ્હારૂં આ સ્થાનેજ જો મૃત્યુ થાય અને ત્યાર પછી મ્હારી ભગ્ની અને મ્હારી પત્નિનો ત્હારી સાથે મેળાપ થાય તો તે બન્નેને મ્હારી સઘળી વાત કહેજે."



# સપ્તદશ પરિચ્છેદ.



## અસાર એજ અશાન્તિ.



Then I looked on all the works that my hands had wrought, and on the labour that I had laboured to do and, behold, all was vanity and vexation of spirits, and there was no profit under the Sun—

*Ecclesiastes Chapter II–II.*





શ્રાવણ માસ શેષ થવા આવ્યો છે, ભાદ્ર માસના પ્રારંભમાંજ લૉર્ડ વિલિયમ બૅન્ટિક લખનૌ આવશે. નગરમાં લોકોની ગીરદી વધવા લાગી છે. બાદશાહના સુચતુર મિત્ર સરફરાજખાં ઉર્ફે હજામભાઇએ પશુશાળા પરિપૂર્ણ કરી છે! પશુનું યુદ્ધ, પક્ષીઓનું યુદ્ધ, વેશ્યા સ્ત્રીઓના નાચ, ઇત્યાદિ રાગ રંગ અને મોજ શોખમાં, નવાબ નસિરૂદ્દિન હયદર દિવસો ગાળે છે. પરંતુ કોઇ પણ વસ્તુથી તેને ચીર સુખ, ચીર શાન્તિ મળતી નથી.

ગોમતી નદીના તટ ઉપર મુબારક મંજિલ નામનું વિશાળ મહાલય છે, એ મહાલયના સ્હામું એક ઉચ્ચ મંચ ઉભો કરવામાં આવ્યો છે. ગુવર્નર જનરલ, રેસિડન્ટ, બાદશાહ, અને બાદશાહના સભાસદો, મિત્રો વિગેરે ત્યાં બેસીને પશુનું યુદ્ધ જોવાના છે, યુદ્ધની રંગભૂમિ પણ એ મ્હોટા મંચની સ્હામેજ બનાવવામાં આવી છે.

પશુશાળામાં હમણાં દોઢસો હાથી, ચાર સિંહ, ચૌદ વાઘ, દશ ગેંડા, ત્રીશ જંગલી ભેંસ, સાત ઉંટ, દશ રીંછ અને બીજાં અનેક પશુઓ ભેગાં કરવામાં આવ્યાં છે. આ સઘળા પશુઓમાં કોનું કેટલું બળ છે, કેટલું કૌશળ, કોણ કેટલું યુદ્ધ શિખ્યું છે તે સઘળાંની પહેલાં પરિક્ષા કરવી જોઇએ. યુદ્ધમાં જેનું બળ, કૌશલ વિશેષ હોય તેજ પશુઓનું યુદ્ધ ગવર્નર જનરલને બતાવવુ એવો નિશ્ચય થયો.

ઉંટ એ એક વિચિત્ર પ્રાણી છે, તે બિચારૂં કંઇ પણ યુદ્ધ કરવાનું શિખ્યું નથી. તેને માત્ર એકજ ઇન્દ્રિયનું જ્ઞાન છે, બાવળના વિશાળ ઝાડ જેવું લાંબુ, વાંકું શરિર લઇને દોડવું અથવા બેઠાં બેઠાં વાગોળવું ! ખરી રીતે પશુઓમાં ઉંટને સાધુ પુરૂષ કહેવો જોઇએ. બીજાં પશુઓ પેઠે લોભ કે પ્રપંચ તે શિખ્યું નથી. કહો કે પરમાત્માએ તેને શિખવ્યું નથી. છતાં નવાબ નસિરૂદ્દિન હયદરના રાજ્યમાં પરમાત્માએ જે ન શિખવ્યું હોય તે પણ ચાલતું નથી ! ગમે તેમ થાય પણ મનુષ્ય કિંવા પશુ પક્ષીના સ્વભાવમાં પરિવર્તન થવુંજ જોઇએ. એવો નવાબ સાહેબનો વિચાર પ્રસિદ્ધ હતો. હુજુરનો વિચાર તે બધાંને માન્ય કર્યા વિના ચાલેજ નહિં ! નહિં માથું કે જીવ સલામત કયાંથી રહે ? પરંતુ ઇશ્વિરે જેને જે ગુણ–સ્વભાવ બક્ષ્યાં છે તેમાં સહજે પરિવર્તન કેમ થાય ? તોપણ બિચારા ઉંટોને દુઃખે, શોકે, પાપે, ભોગે પણ પોતાના સ્વભાવમાં કાંઇક પરિવર્તન કરવું પડયું હતું ! ઉંટ એકલાંજ નહિં પણ અયોધ્યાના પ્રત્યેક જીવજંતુ મનુષ્ય પ્રાણીઓના સ્વભાવમાં પરિવર્તન જોવામાં આવતું હતું. બાળકો બાલિકાઓનાં વસ્ત્ર પહેરી નગરમાં ફરતાં હતાં ! કેટલાંક માતા પિતા પોત પોતાની કન્યાને આગ્રહપૂર્વક બાદશાહના જનાનખાનામાં દાખલ કરતા હતા, સદાચારિ, ધર્મનિષ્ઠ બ્રાહ્મણ વંશમાં ઉત્પન્ન થયેલા યુવાનો લુંટારાઓના ટોળામા મળી જાય છે ! એ દેશની રાજનીતિએ મનુષ્યના સ્વભાવમાં પરિવર્તન કરાવ્યું છે, જે દેશની વિચિત્ર રાજનીતિએ અને વિચિત્ર રાજમંડળીએ વિશુદ્ધ કર્મનિષ્ઠ બ્રાહ્મણોને પણ લુંટારા લોકોના ટોળામાં પ્રવેશ કરવાની બુદ્ધિ ફેરવી દીધી છે તે દેશમાં બિચારાં ઉંટોના સ્વભાવમાં ફેરફાર કરવો એતો સાધારણ કામ છે.

સઘળાં પશુ પક્ષીઓ "મર્ત્ય" થયા વિના યુદ્ધ કરે નહિ. "મર્ત્ય" અર્થાત્ મનુષ્યરૂપ, હોંશીઆર કરવાં જોઇએ. મુસલમાનોને સંસ્કૃત મર્ત્ય શબ્દ બોલવાનું જરા કઠિન લાગતું હોવાથી નવાબ અને અન્ય અમીર ઉમરાવો કહેતા કે પશુઓને "મસ્ત" કરવાં જોઇએ. અંગ્રેજો કહેતા કે પશુને "મસ્ટ"

કર્યા વિના યુદ્ધ ખરોબર થશે નહિ. હિંદુઓ મર્ત્ય શબ્દનો ઉચ્ચાર કરી શકતા હતા છતાં પણ નવાબ અને અંગ્રેજોની ધંટીએ બેઠેલા હોવાથી તેમનાંજ ગીત ગાવાં પડતાં ! તેમને પણ "મસ્ત અથવા મસ્ટ" શબ્દ કહેવો પડતો. આજે, નસિરૂદ્દિન હયદર, ઇંગ્રેજ રેસિડેંન્ટ, બાદશાહના ખાસ દરબારી સભાસદો, વજીર, હેકિમ મેહેન્દિ અલિખાં, રાજા દર્શનસિંહ, આંસિસ્ટંટ દિવાન રાજા મેવા રામસિંહ, વિગેરે મહાલયના સ્હામે બાંધેલા મંચ ઉપર યુદ્ધ જોવા બેઠા છે.

સરફરાજખાંએ પશુ રક્ષકોને બે ઉંટને મસ્ત કરવાનું કહ્યું. ઉંટને મસ્ત કરતી વખતે તેમના પેટમાંથી ફીણ બહાર નીકળવું જોઇએ. રંગભૂમિ ઉપર બે ઉંટ લાવવામાં આવ્યાં. બન્ને ઉંટના મુખમાંથી ફીણ બહાર નિકળવા લાગ્યું. ફીણ નિકળતાં નિકળતાં બન્ને ઉંટ ઉન્મત્ત થઇ પરસ્પર એક બીજાની સાથે યુદ્ધ કરવા લાગ્યાં. થોડીવારમાંજ એમાંથી એક ઉંટ જમીન ઉપર પડી ગયું. અને તેની સાથેજ ઉંટાનું યુદ્ધ પણ ખલાસ થયું.

ઉંટના યુદ્ધ પછી ગેંડાઓનું યુદ્ધ શરૂ થયું. ગેંડાઓ સહજજ શાંત પ્રકૃતિના હોય છે. બિશપ હિબારે, ગાજીઉદ્દિન હયદરના રાજત્વ સમયે ગેંડાઓના ઉપર અંબાડી–હોદ્દા–મુકી લોકોને તેના ઉપર બેઠેલા દીઠા છે. પરંતુ હમણાં ગેંડાઓની તે પ્રકૃતિ નથી. હમણાં તો તે યુદ્ધ શિખ્યા છે. એક ગેંડો બીજાને દેખતાંજ યુદ્ધ કરવા માટે તેના તરફ દોડી જાય છે.

ગેંડાનું યુદ્ધ પણ થઇ ગયું. ત્યાર પછી બે વાઘ લાવવામાં આવ્યા. એકનું નામ "બુડિયા" અને બીજાનું નામ "તરાઇવાળા" હતું. વાઘના યુદ્ધનો આરમ્ભ થયો તે સમયે બાદશાહે રેસિડેન્ટને સરત મુકવાનું કહ્યું. રેસિડેન્ટ જાણે અનિચ્છુક હોય તેમ માન ખાતા ખાતા કહેવા લાગ્યાઃ મુલ્કે જમાના ! મ્હને ક્ષમા કરો. મ્હારી પાસે સરતમાં મુકવા જેટલા પૈસા નથી!" નવાબ મનમાંજ સમજતા હતા કે અયોધ્યા તો શું પણ આખા હિંદુસ્થાનને ફોલી ખાનાર ઉંદરડાઓના ગજવામાં પૈસા ન હોય એ માત્ર ઉડાવવાનીજ વાત છે ! પૈસા લેવાની વાત હોય ત્યાં કદાચ ગજવામાંથી પૈસા આપવાની તક હોય ત્યાં ભિખારી પણ બની જવું ! ધન્ય ઊંદર મહારાજ ! ધન્ય ત્હમારી ફુંકણકળાને ! ધન્ય ત્હમારી લુંટણકળાને ! હજારો દેશનાં અનાજ પેટમાં પચાવી દેવાં પણ એક કણિકા બીજાને આપવી નહિ. !

નવાબ મનમાંજ વિચારો કરતા શાંત બેઠા. નવાબે સરત મુકવાનું કહ્યું છે, હવે એક જણે પણ સરત મુકવીજ જોઇએ. નહિંતો બાદશાહનું

અપમાન થાય. એટલે બાદશાહના ખાસ દરબારનો અન્ય સભાસદ, તેમનો અંગ્રેજી શિક્ષક તત્ક્ષણાત સન્મુખ આવી બોલ્યો: મુલ્કે જમાના ! હું સરત મુકું છું. બુડિયે વાઘ હારશે, જો તે નહિં હારશે તો હું પાંચસો સોનાની મોહોરો આપીશ." શિક્ષક જાણતો હતો કે બુડિયો વાઘ કદીપણ પરાજય પામશે નહિ, પરંતુ બાદશાહ સાથે સરત કરતી વખતે બાદશાહ જીતે તેમજ કરવું જોઇએ. નસિરે કહ્યું: તરાઇવાળો પરાજીત થશે, તરાઈ વાળો પરાજીત નહિં થશે તો હું પાંચસો સોનાની મોહોરો આપીશ." યુદ્ધ થયુ. અને તેમાં તરાઇવાળો વાઘ પરાજીત થયો. બાદશાહે પોતાના અંગ્રેજ શિક્ષક સ્હામુ મોહોરો માટે જોયું. કારણકે મુલ્કે જમાનાની જીત થઇ છે ! હવે તો પાંચસો સોનાની મોહોર શિક્ષકે આપવી જોઇએ ! બડી બહાદુરી હુઝુરની ! શિક્ષકે પોતાની હાર થઇ છે તે કબુલ્યું અને પાંચસો મોહોરો આપવાનું પણ કબુલ કર્યું. વાઘના યુદ્ધ પછી હાથીઓનું યુદ્ધ આરમ્ભ થયું. બાદશાહના હાથીખાનામાંથી "મલિયાર" નામે એક જબરદસ્ત બળ-શાળી હાથી લાવવામાં આવ્યો. "મલિયારે" જૂદા જૂદા એકસો હાથીઓ સાથે એકસો કરતાં પણ વધારે વખત યુદ્ધ કરી જય લાભ મેળવ્યો છે. યુદ્ધ કરવામાંજ મલિયારનો એક દાંત ભાંગી ગયો છે. આજે એક બીજા બળવાન હાથી સાથે મલિયારનું યુદ્ધ થયું. હાથી ઉપર બેઠેલા મ્હાવતો પોતપોતાના હાથીને આમ તેમ ઘુમાવવા લાગ્યા. જેનો હાથી જીતશે તેના મ્હાવતને ઇનામ મળવાનું છે. જોત જોતામાં બન્ને હાથીનાં માથાં એક બીજા સાથે અથડાઈ તોપના જેવો પ્રચંડ ગર્જન ધ્વનિ કરવા લાગ્યાં. એક બીજાની સુંડો ઉંચી થઈ એક બીજા સાથે અથાડવા લાગી. જાણે કોઈ બે લોખંડના પર્વતો ગાંડા થઈ એક બીજા સાથે અથડાતા હોય તેમ બન્ને હાથીઓ લડવા લાગ્યા. મ્હાવતો પણ એક બીજા સાથે પોતાના હાથીને અથાડવા લાગ્યા. જોત જોતામાં બન્ને હાથીનું ભયંકર યુદ્ધ આરંભાયું. દોડી દોડીને એક બીજાના માથામાં માથું મારવું અથવા એક બીજાના શરિર ઉપર ધસારો કરી તેને પૃથ્વી ઉપર ફેંકી દેવો એજ હેતુ હતો. અંતે માલિયારે બીજા હાથીને પૃથ્વી ઉપર ફેંકી દીધો. તે ઉઠીને ન્હાસવાનો યત્ન કરવા લાગ્યો. માલિ-યારે પણ વીર પુરૂષ પેઠે, ન્હાસતા શત્રુની પૂંઠ ન દોડતાં દયા બતાવી શાંતપણે ઉભોજ રહ્યો. પરંતુ મંચ ઉપરથી બાદશાહે કહ્યું: માલિયારને હ-જુ પણ મસ્ત બનાવો." સાહેબ લોકોએ કહ્યું: હવે મસ્ટ કરવો પડશે." હાથીનો મ્હાવત ઇનામના લોભને વશ થઇ હાથમાંનું અંકુશ હાથીના મા-થામાં અને શરિર ઉપર ઘોચવા લાગ્યો. માલિયાર થાકેલો હોવાથી એકદમ

ગુસ્સે થઈ ગયો અને શુંડ વડે મ્હાવતને પકડી પોતાના પગ આગળ પ- ટકયો! મ્હાવત તરતજ પંચતત્વને પામ્યો! માલિયારે મરેલા મહાવતના એક એક હાથને બળવડે શરિરથી છૂટો પાડી શુંડદ્વારા આકાશમાં ફેંકવા લાગ્યો.

આ જોતાંજ સઘળા જોનારાઓમાં હાહાકર થઈ ગયો! સઘળાં ઘણા દિલગીર થયાં! મ્હાવતની સ્ત્રી એક બાળકને લઇ ત્યાંજ ઉભી હતી. પોતાના સ્વામીનું મૃત્યુ જોઇ તેણી બાળક સહિત માલિયરની પાસે જઇ ઉભી. તે જોઇ રેસિડેન્ટ સાહેબે એક ઘોડેશ્વારને આજ્ઞા કરી કે હાથીને વેગળો કાઢી મુકે અને મસ્ત થયેલા હાથી પાસેથી સ્ત્રી બાળકની રક્ષા કરે." ઘોડેશ્વાર અસ્ત્ર શસ્ત્ર વડે સજ્જ થાય તે પહેલાંજ મ્હાવતની સ્ત્રી બોલી: નિષ્ઠુર માલિયાર! પાપી! નિષ્ઠુર! ત્હેંજ મ્હારા પતિનું ખુન કર્યું છે, મ્હારા ઘરનો મોભ ત્હેંજ ભાંગી નાંખ્યો છે, હવે બીંતો રાખવાથી શું ફળ? લે, મ્હારૂં પણ ખુન કર."

માલિયારની પાસે જઈ ઉભેલી સ્ત્રીને જોઇ રેસિડેન્ટ સાહેબે અને સઘળાંએ નિશ્ચય કર્યો હતો કે હમણાંજ માલિયાર તે સ્ત્રીનો પ્રાણ કાઢી નાંખશે. પણ કેવું આશ્ચર્ય! નિર્વાક પ્રચંડ પ્રાણીમાં પણ કેટલું જ્ઞાન! કેટલી બુદ્ધિ! મ્હાવતની સ્ત્રીના અશ્રુપાતે હાથીનું હૃદય પિગળાવી દીધું! માલિયારને દુઃખી કર્યો! માલિયાર જાણે દુઃખી થયો હોય તેમ તેના નેત્રમાંથી પાણી પડવા લાગ્યું. અને મ્હાવતના મૃતક શરિર ઉપરથી પગ ખસેડી લીધા. ઘોડેશ્વારોએ લોઢાની લાકડીઓ દ્વારા હાથીને ખસેડવાનો યત્ન કર્યો કે તરતજ તેમના તરફ મારવા દોડયો. ઘોડેશ્વારોને પોતાના જીવ બચાવવાની પંચાત થઇ પડી! બાદશાહે મંચ ઉપરથી મ્હાવતની સ્ત્રીનેજ માલિયારને પકડવા કહ્યું. મ્હાવતની સ્ત્રીએ હાથીને ઇશારત કરી કે તરતજ પાછો ફરી આવ્યો. મ્હાવતનું બે ત્રણ વરસનું બાળક હાથીની શુંડ ઝાલી રમવા લાગ્યું મૃતક મ્હાવત પોતાની સ્ત્રી સહિત હાથીની સેવા ચાકરી કરતો હતો. એજ બાળક સાથે હાથી પ્રથમ પણ રમતો અને ગેલ કરતો હતો.

બાદશાહે મ્હાવતની સ્ત્રીને હાથીને હાથીખાનામાં લઈ જવાની આજ્ઞા કરી. મ્હાવતની સ્ત્રીએ ઇશારત કરી કે તરત હાથી બેસી ગયો. તે સ્ત્રી પોતાના બાળક સહિત હાથીની પીઠ ઉપર ચઢી બેઠી. અને હાથીખાના તરફ ચાલી ગઇ. આ વખતેજ પશુઓનું યુદ્ધ બંધ થયું.

પશુઓના યુદ્ધને બીજે દિવશે પક્ષીઓનું યુદ્ધ શરૂ થયું. મરઘી સાથે મરઘીનું યુદ્ધ, તીતર અને બાજ સાથે તીતર અને બાજ પક્ષીનું અને એજ પ્રમાણે એક જાતનાં પક્ષીઓ સાથે એક જાતના અને બીજી જાતનાં પક્ષીઓનું યુદ્ધ થયું.

આ યુદ્ધ પછી થોડેક દિવસે હરણોનું યુદ્ધ થયું. પરંતુ એકજ પ્રકારની રમતો અને આમોદ પ્રમોદ વડે નવાબ નસિર સર્વદા ખુશી થતો નહોતો. નિત્ય નવા નવા પ્રકારના રંગ, રાગ, અને આનંદ મેળવવાનાં સાધનો જોઇએ. અને તેથી તેના મિત્રોને નવાબ હુઝુર માટે મોજ શોખનાં નવાં નવાં સાધનો તયાર રાખવાં પડતાં.

પશુ અને પક્ષીઓનું યુદ્ધ જોઇને નસિરૂદ્દિને ઘણો સંતોષાનંદ મેળવ્યો છે. સરફ્રાજખાંને જે કાર્યનો ભાર સોંપવામાં આવ્યો હતો તે સકલ કાર્ય ઉત્તમ પ્રકારે સંપૂર્ણ થયું છે. બાદશાહ સરફ્રાજની પ્રસંશા કરવા લાગ્યો. પરંતુ બાદશાહના મુખમાંથી સરફ્રાજની પ્રસંશા સાંભળી દર્શનસિંહનું મુખ ઉતરી ગયું! દર્શનસિંહ ઉપર જે કાર્યનો ભાર સોંપવામાં આવ્યો હતો તે તેણે હજુ સુધી પૂર્ણ કર્યો નથી. માન્ના અને નુન્ના લખનૌ પહોચ્યાં પછી માંદાં પડયાં છે, તે બન્ને યુવતિઓ પથારીમાંથી ઉઠી શકતી નથી. ફરિદબક્ષ રાજભવનથી એક મૈલ વેગળે ગોમતી નદિને કિનારે એક બગિચામાં માન્ના અને નુન્નાને પેલી વૃદ્ધાની સાથે રાખવામાં આવ્યાં છે. દર્શનસિંહે મુકેલા પેહેરાવાળા સિપાહીઓ ત્યાં પહેરો ભરે છે.

દર્શનસિંહ અત્યન્ત ચિન્તાતુર થઇ રહ્યો છે. કાશ્મિરી વેશ્યાઓ—નાચ ગાન કરનાર સ્રીઓ—લાવવા માટે બાદશાહ પાસેથી તેણે એક લાખ રૂપિયા લીધા છે. માન્ના કે નુન્ના કોઈ પણ કાશ્મીરી સ્રીઓ નથી, તે બન્નેને માત્ર કાશ્મીરી સ્રીઓનાં નામજ આપ્યાં છે. તેમને કાનપુરથી લાવવામાં આવ્યાં છે. તેનું આ કાવતરૂં પ્રસિદ્ધ થતાંજ તે નોકરીમાંથી ઝાડુ મેળવશે! પ્રથમ તેણે એવો વિચાર કર્યો હતો કે બાદશાહને કાશ્મીરી ખુબસુરત વેશ્યાઓ અર્પણ કર્યાથી બાદશાહની વિશેષ પ્રીતિ મેળવાશે. હાકિમ મેહેન્દિ આલિખાંની જગ્યાએ વજીરનું પદ પ્રાપ્ત થશે. હાકિમ મેહેન્દિ આલીખાં વજીર હોવા છતાં પણ બાદશાહના ખાસ દરબારનો સભાસદ નથી. દર્શનસિંહે મનમાંજ નિશ્ચય કર્યો છે કે વજીરનું પદ પ્રાપ્ત થવાથી બે તરફનું કામ થઈ શકશે. વજીર સ્વરૂપે રાજ શાસન કરી શકાશે અને ખાનગી દરબારમાં સરફ્રાજખાંનું પદ મળશે. સરફ્રાજખાંએ ખાનગી દરબારના પ્રધાનનું પદ મેળવ્યા છતાં હજામત કરવાનું કામ છોડયું નથી. તે હજુ પણ દરરોજ બાદ-

શાહની હજામત કરે છે. બાદશાહના વાળ સુસજ્જિત કરે છે, બાદશાહનો અસ્ત્રો અને બ્રશ હજુ તેનાજ તાબામાં છે. દર્શનસિંહે નિશ્ચય કર્યો છે કે સરફરાજની જગ્યા મળ્યા પછી બીજું કામ તો તે કરી શકશે પણ એક બીજો વિલાયતી હજામ લાવવો પડશે! હજામત કરવાનું કામ પોતાના હાથમાં રહેશે નહિ. પરંતુ માન્નાની વર્તમાન સ્થીતિ એ બિચારા દર્શનસિંહની સઘળી આશાઓ અને સઘળી કલ્પનાઓ વિફળ થવાનો સમય આવ્યો છે! પરમાત્મન્! સતી અને પતિવ્રતા સ્ત્રીઓના ધર્મનો નષ્ટ કરનાર મહા પાપીઓની સઘળી આશાઓ હમેશાં નષ્ટ કરજો! એવા નરપિશાચોની મનોકામના ભાંગીને ચૂરેચૂરા કરજો!

દર્શનસિંહ પોતાની આશા સફળ કરવાને ઘણાં ફાંફાં મારવા લાગ્યો. તે બગિચામાં જઇ માન્ના અને નુન્નાની ખબર અને વૃદ્ધાની સલાહ લેતો હતો. તેમજ માન્નાના આરોગ્ય માટે રાત દિવસ રામનામનો જપ કરતો હતો.

પશુ પક્ષીના યુદ્ધ પછી નસિરને નવા પ્રકારના આનંદની અગત્ય થઈ. નસિરે દર્શનસિંહને કાસ્મિરી નાચનાર અને ગાનાર વેસ્યાઓ લાવવા આજ્ઞા કરી. દર્શને કહ્યું: મુલ્કે જમાના! પંજાબથી બે પ્રસિદ્ધ ગાનારીઓ નુન્ના માન્ના અહિં આવી પહોંચી છે. પરંતુ ગ્રીષ્મ રૂતુની પ્રચંડતા હોવાથી માન્ના માંદી પડી ગઈ છે. તેથી બે ચાર દિવસ સુધી દરબારમાં લાવી શકાશે નહિં.

બાદશાહ સાથે આ પ્રમાણે વાતચીત કર્યા પછી દર્શનસિંહ બગિચામાં ગયો અને વૃદ્ધા સાથે મસલત કરવા લાગ્યો. વૃદ્ધાએ કહ્યું: માન્નાનો રોગ દિવસે દિવસે વધતો જાય છે. તેની બચવાની આશા નથી. તેથી ફક્ત નુન્નાને બાદશાહ સમક્ષ લઇ જાઓ.

દર્શને કહ્યું: બાદશાહના જનાનખાનામાં ઉમેદવાર તરીકે મોકલવાથી વિશેષ લાભ નથી. બાદશાહના જનાનખાનામાં એવી ત્રણસો ઉમેદવાર ખુબસુરત યુવાન સ્ત્રીઓ છે, તે બધી જુદા જુદા મેહેલમાં રહે છે. કેટલાક મેહેલમાંની ઉમેદવાર યુવતિઓને બાદશાહે હજુ સુધી નજરે દીઠી પણ નથી."

કદાચ વાંચક વર્ગ જાણતો પણ નહિં હશે કે "ઉમેદવાર યુવતિ"ઓ કેવાં પ્રાણીઓ હશે. તેથી આ સ્થળે બાદશાહના જનાનખાનાની કેટલીક માહિતી પ્રકટ કરવામાં આવે છે.

દિલ્લીના બાદશાહની કન્યા નસિરૂદ્દિનની સર્વ કરતાં પ્રધાના બેગમ હતી. તેનું નામ અમે જાણતા નથી. પરંતુ વિવાહ થયા પછી તેને સૌ " પાદશા બેગમ " કહેતા. તે એક જૂદા મહાલયમાં રહેતી હતી. તેના મહાલયમાં અસંખ્ય દાસ દાસી અને લગભગ પચાસ સ્ત્રી સિપાહિ હતા. નસિર તેના તરફ વિશેષ પ્રેમ નહોતો રાખતો છતાં તે બેગમ સૌના આદરનું પાત્ર હતી. બધીમાં તેના પદની મર્યાદા સૌ જાળવતું. તે સૌ કરતાં શ્રેષ્ઠ બેગમ હતી તે પણ સ્વિકારતાં. અન્ય કોઈ બેગમ સાથે નસિરનો વિશેષ પ્રેમ થવા છતાં, અન્ય કોઇ બેગમ નસિરના મનઉપર વિશેષ પ્રાધાન્યપણું ભોગવવા છતાં પણ તે પાદશા બેગમની સાથે એકાસને અથવા સમાન આસને બેસી શકતી નહોતી. બીજી સઘળી બેગમો પાદશા બેગમ તરફ સન્માન બતાવતી હતી. પરંતુ નસિરની પાદશા બેગમ સર્વના આદરનું પાત્ર હોવા છતાં તે સ્વામીના સંસર્ગનો લાભ મેળવવાને ભાગ્યહીણ થઈ છે ! નસિર તેને ઘણો વખત મળતો નહિં, તેના મહાલયમાં જતો નહિ. તેની સાથે સુમિષ્ટ વાકયો બોલી પ્રેમાલાપ કરતો નહિં ! દુર્ભાગ્ય !

પાદશા બેગમ સ્વામીના સંસર્ગ અને પ્રેમથી રહિત હોવા છતાં તેનું ઉચ્ચપદ અને ઉચ્ચવંશનો અહંકાર અને આત્મ ગૌરવનો ઉચ્ચભાવ તેને સર્વદા સદ્નિષ્ઠા અને સદ્વર્તન તરફજ પ્રેરતો હતો. વિદેશી લોકો મુખ્ય કરીને અંગ્રેજ લોકો કહે છે કે પતિના પ્રેમથી રહિત થવાથી સ્ત્રીઓ દુરાચરણને માર્ગે વ્હડે છે, પરંતુ ભારત વર્ષના હિંદુ અને મુસલમાન સ્ત્રીઓના સ્વભાવ જુદીજ રીતે બંધાયલા છે. અયોધ્યાની કોઇપણ પાદશા બેગમે કોઇ પણ વખતે પોતાના પદની મર્યાદા ત્યાગ કરીને પોતાના શ્રેષ્ઠ નારી ધર્મને વિસર્જન કર્યો હોય એવું કોઈ પણ કહી શકશે નહિ; હિંદુસ્થાનની સ્ત્રીઓના સ્વભાવ અને સદાચરણ આગળ અંગ્રેજ રમણીઓએ માથું નમાવી ચિત્તસંયમ કરવાની વિદ્યા મેળવવી જોઇએ અને પતિનાં દુષ્ચરિત્ર જોઇને પણ પોતાનું સચ્ચરિત્ર સંભાળી રાખવાનું શિખવું જોઇએ. ભારત વર્ષની મહીલાઓ ! તમે જગતમાં દેવી તુલ્ય છો ! પતિવ્રતપણું એજ તમારા દૈવત્વનું કારણ છે ! પતિવ્રતપણું એજ તમને જગતમાં પુજ્ય બનાવે છે !

નસિરે નીચ કુલની રમણીઓને બેગમનું પદ આપવાથી તેમના ચરિત્ર સંબંધે અનેક કલંકની વાતો કહેવામાં આવતી હતી. નસિરની રાખેલી સ્ત્રીઓના ચરિત્ર વિરૂદ્ધમાં અનેક મનુષ્યો અનેક વાતો કહેતાં હતાં પરંતુ પાદશા બેગમના ચરિત્ર માટે કોઇ કાંઈ કહી શકતું નહોતું. અને તે

પરમ સાધવી હતી તે સઘળાએ કબુલ કર્યું છે.

નસિરની બીજી બેગમનું નામ નવાબ કુદસા બેગમ હતું. થોડા દિવસ થયાં તેનું મૃત્યુ થયું છે. ત્રીજી બેગમનું નામ નવાબ અખ્તાર મહલ, ચોથી બેગમ નવાબ તાજ મહલ, પાંચમીનું નામ નવાબ નુર મહલ, છઠ્ઠીનું નામ નવાબ આયેસમહલ હતું. આ છેલ્લી બેગમોમાં પહેલાં કોઇક ઉપપત્નિ અથવા ઉમેદવાર સ્વરૂપ હતી. બાદશાહની સઘળી ઉમેદવાર સ્ત્રીઓને અંગ્રેજ લેખકોએ ઉપપત્નિ તરીકે લખી છે. પરંતુ ઉપપત્નિ અને ઉમેદવાર સ્ત્રીઓમાં કેટલોક ભેદ છે. કોઇ મુસલમાનની સુંદરી કન્યા ઉપર બાદશાહની શુભ દ્રષ્ટિ પડવાથી તે સુંદર સ્ત્રીને જનાનખાનામાં લાવી રાખવામાં આવે છે. તેને "મુતાહી" અથવા ઉમેદવાર સ્ત્રી તરીકે ગણવામાં આવે છે. આવી સ્ત્રીઓને બાદશાહના સંસર્ગથી સંતાન થવાથી તેને જુદું મહાલય અને દાસદાસી આપી ખરચને માટે એક રકમ નિશ્ચય કરવામાં આવે છે. કવચિદ્ કવચિદ્ અનેક મુસલમાનો પોતાની કન્યા અને ભગિનીને બાદશાહના જનાનખાનામાં "મુતાહી" સ્ત્રી સ્વરૂપ મોકલવાનો યત્ન કરતા હતા. બાદશાહ એ લોકો તરફ દયા લાવી તેમને જનાનખાનામાં રહેવા દેતા હતા. પરંતુ આ પ્રમાણે જેટલી સ્ત્રીઓ બાદશાહના જનાનખાનામાં આવી રહેતી તેમાંની ઘણીખરી સ્ત્રીઓ બાદશાહનાં દર્શન કરવા ભાગ્યશાળી થતી નહોતી. તે તો માત્ર માસિક પગાર મેળવનારીઓજ હતી. આવી "મુતાહી" ઉપપત્નિ સ્વરૂપ ખાનગી રીતે જનાનામાં આવી રહેલી સ્ત્રીઓનાં મકાન રાજાઓની અશ્વશાળા જેવાં પાસે પાસે બાંધેલાં હતાં. તેઓને રહેવાના મ્હોટા ઓરડાઓ હોવા છતાં લાકડાનાં પાટીયાંવડે બાંધેલા અને તેમાં દશ બાર ઓરડીઓ રાખવામાં આવી હતી. તેમાં એક એક ઓરડીમાં એક એક "મુતાહી" સ્ત્રી રહેતી હતી.

"મુતાહી" સ્ત્રી સીવાય કોઈ વેશ્યા નાચનાર, ગાનાર કે ઉપપત્નિ તરીકે ખાસ પસંદ કરી જનાનખાનામાં લાવવામાં આવેલી સ્ત્રી ઉપર બાદશાહ પ્રસન્ન થઈ જતા તો તેની સાથે લગ્ન કરી તેને બેગમનું પદ આપવામાં આવતું. તાજમહલ બેગમ ઉપપત્નિ હતી અને ત્યાંથી ભાગ્યનું ચક્ર ફરતાં બેગમનું પદ મેળવ્યું હતું. અખ્ત્યાર મહલ "મુતાહી" સ્ત્રી હતી ત્યાંથી બેગમની પદવી મેળવી હતી. જનાનખાનામાં ઉન્નતિ મેળવવા માટે એવા બે પ્રકારના માર્ગ રહ્યા છે. પરંતુ દર્શનસિંહે, માન્ના અને નુન્નાંને માટે છેલ્લું પદ નકકી કર્યું છે. પ્રથમ તેઓ બાદશાહની ઉપપત્નિ થશે પછી

બેગમ થશે. દર્શનસિંહ જાણતો હતો કે "મુતાહી" સ્વરૂપ રાખવા કરતાં ઉપપત્નીરૂપ રાખવાથી સત્વર બેગમ થવાનો સંભવ છે. બાદશાહ કેટલીક " મુતાહી " ઓને સ્પર્શ કરવાનું તો વેગળું રહ્યું, પણ તેનાં દર્શન પણ કરતા નથી. પરંતુ ઉપપત્નિનાનું વ્રત લેવાથી અદ્રષ્ટ ક્રમે બેગમ થઈ શકાય છે.

રાજા દર્શનસિંહ આ પ્રમાણે વિચાર કરતો હતો. તેણે માન્ના અને મુન્નાને માટે સંકલ્પ પણ એવોજ કર્યો. તેથી તે હજુ સુધી માન્ના અને મુન્નાને જનાનખાનામાં મોકલતો નહોતો. હવે શું કરવું તેના વિચારમાં પડયો હતો. બાદશાહને વચન આપ્યું છે કે ચાર દિવસ પછી કાસ્મીરી ગાનારીઓને દરબારમાં ઉપસ્થિત કરશે. ચાર દિવસમાંથી ત્રણ દિવસ ચાલ્યા ગયા છે. હમણાં દર્શનસિંહ અત્યન્ત ચિન્તાકુલ થઈ રહ્યો. છે.

સંસારમાં મનુષ્યની જીવનગતિનું પરિવર્તન કરવાને એક એક અવનવા બનાવો બન્યાજ કરે છે. આજે લખનૌમાં એક નવો બનાવ ન બન્યો હોત તો નક્કી હતું કે દર્શનસિંહ બાદશાહના ક્રોધાગ્નિમાં ભસ્મીભૂત થાત.

મૃત કુદસા બેગમના આગ્રહને વશ થઈ નસિરૂદ્દિને મન્નાજાન નામના એક બાળકને પોતાના પુત્ર સ્વરૂપ ગ્રહણ કર્યો છે. પરંતુ કુદસા બેગમના મૃત્યુ પછી નસિર તેને પુત્ર પ્રમાણે સ્વિકારવા રાજી નહોતો. લૉર્ડ વિલીયમ બૅન્ટિક લખનૌ આવે છે. મન્નાજાનને પુત્ર તરીકે ગણવાથી અને ગવર્નર જનરલની મુલાકાત કરાવવાથી નસિરના મૃત્યુ પછી નિશ્ચય તે છોકરાનેજ અયોધ્યાનું રાજ સિંહાસન મળશે એવા વિચારથી, એવા ભયથી, નસિરે તે છોકરાનો નાશ કરવાની અથવા સ્થાનાંન્તર કરવાની સલાહ કરી.

મન્નાજાન હમણાં ગાજીઉદ્દિન હયદરની પ્રધાના બેગમ જનાબે આલિયાની રક્ષામાં હતો. નસિર મન્નાજાનને હાથમાં લેવાનો ઉદ્યોગ કરવા લાગ્યો. પ્રધાના બેગમ નસિરની દુષ્ટ વાસના જાણી ગઈ હતી તેથી તેણે મન્નાજાનને નસિરના તાબામાં આપવાનું ના કહ્યું. નસિર ઘણો અકૃતઘ્ન ! એક સમયે નસિરના પિતા ગાજીઉદ્દિન હયદર, નસિરના નાલાયક આચરણોને લીધે તેનો પ્રાણ સંહાર કરવા તયાર થયા હતા. તે સમયે એજ પ્રધાના બેગમે તેના પ્રાણની રક્ષા કરી હતી, પરંતુ આજે તેજ નવાબ નસિરૂદ્દિન પોતાની પ્રાણદાતા માતાને લખનૌથી ઘણે વેગળે હાંકી કહાડવા તયાર થયો છે ! અગ્રેજોનું લશ્કર અથવા દર્શનસિંહના તાબાના સિપાહીઓ એ બેગમના જનાનખાનામાં પ્રવેશ કરવાથી મ્હોટું કલંક આવે તેથી ન-

સિરે પોતાની જૂદી જૂદી બેગમોના જનાનખાનાની સ્ત્રી સિપાહીઓને એ-કઠી કરી. "સ્ત્રી સૈન્ય" નું નામ સાંભળી કદાચ વાંચકો આશ્ચર્ય થશે પ-રંતુ મુસલમાન બાદશાહના જનાનખાનામાં સ્ત્રી સિપાહીઓ રાખવાનો રિ-વાજજ હોય છે. આ સ્ત્રી સિપાહીઓમાં ઘણે ભાગે હાફ્રિ સ્ત્રીઓ હોય છે. હમણાં હર્ષનસિંહે અયોધ્યાની હલકી જાતિની સ્ત્રીઓને પણ સ્ત્રી-ઓના લશ્કરમાં ભરતી કરી છે. સ્ત્રી લશ્કરમાં પણ કેપ્ટન, લેફટે-નન્ટ, ઘોડેશ્વાર અને પાયદળ સિપાહીઓ હતા. તેમનો પોષાક સિપાહી-ના જેવોજ હતો, માથાના વાળ સાધારણ સ્ત્રીઓની પેઠે આડા હોળેલા હોતા નથી પણ માથાની વચમાં એકઠા કરી બાંધેલા હોય છે અને માથે પાઘડી પહેરવાથી વાળ ઢંકાઇ જઇ પુરૂષ સિપાહીને મળતોજ ચ્હેરો જણા-યછે. સ્ત્રી સિપાહીના હાથમાં બંદુક અને કમ્મરે લટકતી તલવાર હોય છે. તેમને જોતાં કોઈ સહજમાં ઓળખી શકતું નહોતું. અંગ્રેજી ફેશનનો એક કોટ પહેરવામાં આવતો અને તેથી છાતીનો ભાગ પણ વિશેષ જણાતો નહોતો.

નસિરની પાદશા બેગમના જનાનખાનામાં પણ લગભગ પચાસ સ્ત્રી સિપાહીઓ હતી. બીજી પ્રત્યેક બેગમો પાસે પણ પચીસ ત્રીશ સ્ત્રી સિપાહી હતી. સઘળી સ્ત્રી સિપાહી એકઠી થઇ ગાજીઉદ્દિન હયદરની બેગમ જનાબે આલિયાના મહેલને ઘેરો ઘાલ્યો. બેગમ જનાબે આલિઆના જનાનખાનામાં પણ લગભગ દોઢસો સ્ત્રી સિપાહીઓ હતી. આગળ આપણે લખી ગયા છીએ તે બુન્દિયાની કન્યા ગંગા પણ જનાબે આલિયા બેગમના જનાનખાનામાં એક સ્ત્રી સિપાહી હતી. તે સૈન્યનો કેપ્ટન બની હતી.

નસિરે મોકલેલી સ્ત્રી સિપાહીઓએ બેગમના મેહેલને ઘેરો ઘાલ્યો તેજ વખતે બેગમની સ્ત્રી સિપાહીઓ અસ્ત્ર શસ્ત્રથી સુસજ્જિત થઇ ગઇ. બન્દુક, તરવાર, બેયોનેટ હાથમાં લઇને તેઓ યુદ્ધ કરવા માટે બહાર નિકળી પડી. બન્ને પક્ષ તરફથી અવિશ્રાંત ગોળીઓનો વર્ષાદ વર્ષવા લાગ્યો. જનાબે આલિયાના પક્ષ તરફની ત્રણ સ્ત્રીઓ ઘાયલ થઇ. પરંતુ ન-સિરના પક્ષની દશ બાર સ્ત્રી સિપાહીઓએ એકેવારે પ્રાણ ગુમાવ્યા. બન્ને પક્ષની સ્ત્રીઓ શૂરવીર સિપાહીઓ પેઠે લડવા લાગી. મ્હોટો ગડબડાટ મચી ગયો ! વજીર મેહેન્દી અલિએ અંગ્રેજ રેસિડન્ટને આ સમાચાર મોકલ્યા. રેસિડન્ટ તત્ક્ષણ ઘોડેશ્વાર થઈ યુદ્ધસ્થાને આવી પહોંચ્યા. તેણે નસિરને અનેક વાતો કહી સમજાવ્યો. બન્ને પક્ષની સ્ત્રી સિપાહીઓના યુદ્ધમાં ભંગાણ પડાવ્યું. નસિરની મનોકામના સિદ્ધ થઇ નહિં.

આ બનાવ બનવાથીજ દર્શનસિંહનો જીવ બચ્યો હતો. કારણ કે જે દિવસે દરબારમાં જુન્ના અને માન્નાને લાવવાની હતી તેજ દિવસે આ યુદ્ધ થયું. યુદ્ધના ગડબડાટમાં નસિર વેસ્યા ગાનારીઓની વાત ભૂલી ગયો હતો.

કેટલાક દિવસ સુધી નસિરનો ગુસ્સો શાંન્ત પડયો નહિં. તેણે કહ્યું હતું કે; મ્હને કાંઇ સારૂં લાગતું નથી. " તેના આસપાસના મિત્રો અનેક યત્ન કરવા છતાં પણ નસિરને ખુશી કરી શકતા નહોતા. સરફરાજખાંએ વળી એક દિવસ પશુઓનું યુદ્ધ કરવાનો વિચાર દર્શાવ્યો. પરંતુ નસિરે કહ્યું: બાપરે બાપ ! હવે પશુનું યુદ્ધ જોવાની મ્હારી ઇચ્છા નથી.

નાસિરની મિત્રમંડળી એકઠી થઈ ચિન્તા કરવા લાગી. અનેક વિચારો અનેક ચિન્તાઓ કર્યા પછી નિશ્ચય કર્યો કે બાદશાહને લઇને લખનૌથી થોડેક દુર શિકાર માટે જવું. નસિરે મિત્ર મંડળનું કહેવું માન્ય રાખ્યું. લખનૌથી દશ ગાઉ વેગળે તંબુઓ ઉભા કરવા માંડયા. બાદશાહનાં માણસોએ તમ્બુ ઉભા કર્યા હતા તેની આસપાસનું સ્થાન સણગારી દીધું. શિકાર માટેની તૈયારીમાં ફકત વીશ હજાર રૂપિયાનો ખર્ચ ! બાદશાહ, તેની મિત્રમંડળી, હાકિમ મેહેન્દિ આલીખાં, રાજા મેવા રામસિંહ, બે ત્રણ એગમો, વીશ પચીસ "મુતાહી" સ્ત્રી, એકસો બાંદિઓ અને નોકર ચાકરો સહિત શિકારે જઇ પહોંચ્યા.

રાજા દર્શનસિંહ સૈન્ય સહિત બાદશાહની સાથે ચાલ્યો. દર્શનનું નસીબ સારૂં હતું ! પાંચ સાત દિવસમાં બાદશાહ પાછા આવે એમ નથી. પાંચ સાત દિવસમાં માન્નાનું શરિર સારૂં થઈ જવાનો સમ્ભવ છે.

બાદશાહ શિકાર સ્થાને પહોંચ્યા. તેના અંગ્રેજ મિત્રોએ બંદુકો વડે અનેક પક્ષીઓના પ્રાણ સંહાર કર્યા. હવે બાદશાહે પોતેજ બંદુક હાથમ લીધી. બે નેત્રો બંધ કરી બાદશાહે બંદુક છોડી. તેની ગોળી એક પણ પક્ષીને સ્પર્શ કરી શકયું નહિં. બાદશાહના મિત્રો અહમ્મકઉલ્લા, બકસુ, અજીમઅલ્લિ, નિયામતખાં પ્રત્યેક બે બે ચાર ચાર મરેલાં પક્ષીઓ હાથમાં આવ્યા અને કહ્યું. સોબ્હાનઅલ્લા ! અમે પ્રતિજ્ઞા પૂર્વક કહીએ છીએ કે આ ત્રણ પક્ષીઓ મુલ્કે જમાનાની બંન્દુક વડે મરણ પામ્યાં છે ! વસ્તુતઃ પ્રથમ અંગ્રેજોએ બંદુકો મારીને પક્ષીઓ માર્યાં હતાં તેજ આ વખતે લાવવામાં આવ્યાં હતાં. બાદશાહની બંદુક વડે ત્રીશેક પક્ષીઓ મરણ પામ્યાં છે એ જોઈ બાદશાહ આત્મ ગૌરવ બતાવી વિશેષ આનંદ માનવા લાગ્યા. બાદશાહના તંબુમાં રાતના બાર વાગતા સુધી નૃત્ય સંગીત ચાલ્યું. બાર વાગતા પછી બાદશાહ પોતાના શયનાગારમાં ગયા અને ત્યારપછી બીજા સઘળા મનુષ્યો પણ પોત પોતાના તંબુમાં જઈ નિંદ્રાવશ થયા.

રાત્રે ત્રણ વાગે એકાએક મ્હોટો કોલાહલ અને ગડબડાટ થયો. શુ કોલાહલ થયું અને શાને માટે આટલુ મ્હોટું તોફાન ઉઠયું છે તે કોઇ જાણતું નહોતું. રાજા દર્શનસિંહ સૈન્ય લઇને બાદશાહના તંબુ આગળ જઇ પહોંચ્યો. જોતજોતામાં દર્શનસિંહના સિપાહીઓ બંદુકની ગોળીઓ વર્ષાવવા લાગ્યા. રાત્રી ઘોર અન્ધકારમય હતી ! કોણ કોના ઉપર બંદુક મારે છે તે અંગ્રેજોને જણાતું નહોતું. પરંતુ થોડી વારમાંજ જણાયું કે બાદશાહની બેગમોના તંબુઓમાં ચોરો ભરાયા હતા. કોઈ સ્ત્રીનું નાક કાપી નાકનાં ઘરેણાં કાઢી લઈ ગયા છે, કોઇ સ્ત્રીનો કાન કાપી કાનના અલંકારો લઇ ગયા છે, બાદશાહની બે ત્રણ બાંદી અને એક "મુતાહી" સ્ત્રીને પકડી લઈ ગયા છે. બાદશાહે તત્ક્ષણ પાલખી અને હાથી લાવવાની આજ્ઞા કરી. પાલખી અને હાથીઓ આવતાંજ બાદશાહે તમામ સરસામાન પડતો મુકી સાથે લાવેલી બેગમો તથા સ્ત્રીઓને લઈ લખનૌની દિશા તરફનો રસ્તો પકડયો ! રાજા દર્શનસિંહ, હાકીમ મેહેન્દિ અલિખાં, આસીસ્ટન્ટ દિવાન રાજા મેવારામસિંહ અને બાદશાહનો અંગ્રેજ પારિષદ વર્ગ પ્રાતઃકાળ થતાં સુધી ત્યાંજ રહ્યા, પ્રાતઃકાળે સઘળાએ જોયું કે બેગમોના તમ્બુઓમાંની સઘળી મુલ્યવાન વસ્તુઓ, લુગડાં આદિ ઠેકાણે ઠેકાણે ત્યાંજ પડી રહ્યું છે.

પ્રાતઃકાળે મેહેન્દિ અલિખાંએ લુંટારાઓને પકડવા માટે આજ્ઞા કરી. રાજા દર્શનસિંહે લુંટારાઓની તપાસ માટે ચારે તરફ મનુષ્યો મોકલ્યાં. લુંટારાઓ રાત્રેજ ન્હાસી ગયા હતા. પરંતુ પાસેના ગામના મનુષ્યોને પકડીને પણ સિપાહીઓ લખનૌ લઇ ગયા ! જે મનુષ્યો છ મહિના થયા બિચારા માંદા હતા અને ખાટલામાં પડયા હતા તેમને પણ પકડયા હતા તેઓથી ઉઠી શકાતું નહિં છતાં તેમને બળદની ગાડીમાં બેસાડીને પણ સાથે લઇ ગયા. રાજા દર્શનસિંહનાં માણસોએ બહાદુરી બતાવવા કહ્યું કે આ લોકોને પકડતી વખતે માર મારવામાં આવ્યો છે તેથી તેઓ ખાટલામાં પડયા છે ! બાપરે ! લુંટારાઓને પકડતાં અમારૂં લોહી પાણી થઇ ગયું છે ! અલ્લાહ તોબાહ ! આ લોકોએજ રાત્રે લુંટ કરી છે ! બાદશાહે સઘળા માણસોને પ્રાણ દંડની આજ્ઞા કરી ! બાદશાહની તપાસ વખતે માત્ર વીશ પચીસ નિર્દોષ માણસોએજ પ્રાણ બચાવ્યા છે.

પરંતુ નવિન રંગરાગ અને નવિન મોજ મજાહની ગેર હાજરીને લીધે નસિરે કહ્યું: કાંઇ સારૂં લાગતું નથી. કાંઇ ગોઠતું નથી ! તેના આસપાસના મિત્રો આકુળ વ્યાકુળ થવા લાગ્યા. વળી પાછા મ્હોટી ચિન્તામાં

પડયા ! શું કરવું ? કયા રંગરાગથી હુઝુરને સારૂં લાગશે ? પરંતુ નવા રંગરાગની ગોઠવણ થતાં પહેલાંજ ગવર્નર જનરલ લૉર્ડ વિલિયમ બૅન્ટિક લખનૌ આવી પહોંચ્યા.



# અષ્ટાદશ પરિચ્છેદ.



## બુદ્ધરાજા, બૃહસ્પતિ મંત્રી !



" Govern leniently and send more money. Practise strict justice and moderation towards neighbouring powers, and send more money. This is in truth the sum of all the instructions that Hastings ever received from home. Now these instructions means.—Be the father and oppressor.—Be just and unjust, moderate and rapacious.—*Dacoitee in Excelsis or the spoliation of Oude.* "






સ. ૧૮૨૮ માં ભારત વર્ષમાં નવા યુગનો આરમ્ભ થયો. લૉર્ડ વિલિયમ બૅન્ટિક ગવર્નર જનરલના પદ ઉપર નિર્માણ થઈ ભારતવર્ષમાં આવ્યો. કૌન્સિલના એક મેમ્બર સર ચાર્લસ્ થિયોફિલાસ્ મૅટકાફ, બૅન્ટિકનો મુખ્ય સલાહકાર થયો. આ સમયથી ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીની શાસન પ્રણાલીમાં પરિવર્તન થવા લાગ્યું.

ઇસ્ટ ઇન્ડિયા કમ્પની માત્ર પૈસા જોડનાર વણિકો હતા ! ગત બસો વર્ષ થયાં તેઓએ ભારતવર્ષનું છળે, બળે, કૌસલે ધન હરણ કર્યું છે ! ઈ. સ. ૧૭૬૫ માં તેમને બંગદેશમાં થોડા હક મળવા છતાં પણ પ્રજાનું યથાસર્વસ્વ લુંટવામાં બાકી રાખ્યું નહોતું ! પ્રજાની ઉન્નતિ કરવાની તે-

મની ઇચ્છા નહોતી ! તેથી ભારતવાસીઓને હમેશને માટે અજ્ઞાનાંધકારમાં રાખવા માટેજ નાના પ્રકારનાં છળ કૌસલનો માર્ગ અવલંબન કરતા હતા. મહાત્મા વિલબરફોર્સે ભારતવર્ષમાં અંગ્રેજી ભાષાનો વિશેષ પ્રચાર કરવા માટે પાર્લામેન્ટમાં પ્રશ્ન કર્યો ત્યારે ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના ડિરેક્ટરોએ તે પ્રશ્નનું—પ્રાણપણથી ખંડન કર્યું હતું. તેમણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે, ભારતવાસીઓને નેત્રો થવાથી ભરતખંડમાં આપણા રાજની રક્ષા કરવાનો ઉપાય રહેશે નહિ, "

ઇંગ્લંડના દયાળુ ક્રિશ્ચન પાદરીઓએ ભરતખંડમાં ક્રિશ્ચન ધર્મનો પ્રચાર કરવાની રજા માગી. તે સમયે ડિરેક્ટરોએ કહ્યું કે: ભરતખંડમાં લુંટારાઓને મોકલવા માટે ખુશી છીએ. પરંતુ ક્રિશ્ચન પાદરીઓ (ભરતખંડમાં) જોઇએ નહિ ! ક્રિશ્ચન ધર્મપ્રચારકોના કામ વડે તો અમેરિકા સ્વતંત્ર થયું છે !

પરંતુ લૉર્ડ વિલિયમ બૅન્ટિકના રાજ્ય અમલનો આરમ્ભ થયો તેજ સમયથી ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ વણિકોનો પોષાક ત્યાગ કરવાનો આરમ્ભ કર્યો ! ક્રમે ક્રમે દેશી લોકોને રાજશાસનમાં નોકરીઓ આપવા લાગ્યા.

લૉર્ડ બૅન્ટિક સારા વિચારવાળો અને કર્તવ્યપરાયણ હતો. તેનો પ્રધાન મંત્રી મૅટકાફ પણ ન્યાય પરાયણ, ધાર્મિક અને પરોપકારી હતો. ભારતવાસીઓની દુરાવસ્થા તરફ આ મહાત્માઓની દ્રષ્ટિ પડી.

ઈ. સ. ૧૮૩૧ ના ઑગષ્ટ માસમાં લૉર્ડ વિલિયમ બૅન્ટિક લખનૌ જઈ પહોંચ્યો. તેના આવવાને માટેજ લખનૌ નગર સુસજ્જિત થયું છે, ગાયન, વાજીંત્રો, વેશ્યાઓના નાચ, અને પશુનું યુદ્ધ વિગેરે તયારી ચાલી રહી છે. લૉર્ડના સન્માનને માટે નગરમાં મ્હોટો સમારોહ થશે, લખનૌ પહોંચતાંજ લૉર્ડ સાહેબે જાણ્યું કે તેમની લખનૌની પધરામણીની આ બધી ધામધુમમાં લગભગ ૪૦ લાખ રૂપિઆનો ખર્ચ થશે ! દેશની પ્રજાને દિવસમાં એક મુઠ્ઠી અનાજ ખાવા મળતું નથી ! લુંટારાઓના હુમલાઓવડે દેશ પાયમાલ થાય છે ! અને ગવર્નર જનરલના સન્માન માટે રૂપિયા ચાલીશ લાખનો ખર્ચ ! !

લૉર્ડ વિલિયમ બૅન્ટિકે જ્યારે આ બધું જાણ્યું ત્યારે બધા તમાશા અને રાગ રંગ જોવાને નારાજ થયો. બાદશાહના દરેક રંગરાગ અને મોજ મજાહમાં ભાગ લેવાને સાફ ના પાડી ! વેશ્યાઓના નાચ અને ગાયન માટે મર્મ બાધક તિરસ્કાર બતાવ્યો એટલે તરતજ તે સઘળું બંધ રહ્યું ! સત્ય છે ! મુસલમાન રાજા બહાદુરો કે દેશી રાજાઓના જેવી મુર્ખતા કે અજ્ઞા-

નતા અંગ્રેજોમાં હોતી નથી। દેશી રાજાઓ કે બાદશાહો રંગ રાગમાં લાખો બલકે કરોડો રૂપિયા ખર્ચ કરે છે પણ પ્રજાના ભલા માટે જોઇએ તેવાં કાર્યો થતાં નથી; ગમે તેમ હો પણ અંગ્રેજો કાંઇ આપણા દેશના રાજાઓ જેવા મોજશોખ કરનાર નથી। તેઓ તો પૈસા એકઠા કરનાર મારવાડીઓ છે। પરમેશ્વરે એક હજાર મારવાડીને ભાંગી તોડી એક અંગ્રેજ બનાવ્યો હોય તો તે અસમ્ભવ નથી। આ સમયના અંગ્રેજોની ધન મેળવવાની લાલસા કહો અથવા તો હિંદુસ્થાનરૂપી ફળફુલથી ભરેલી વાટિકા લુંટી જઇ વિલાયતને સૌંદર્યતાની દેવી અથવા લક્ષ્મીદેવીનું ઉચ્ચ મંદિર બનાવવાની લાલસા અતિપ્રબળ હતી. બાદશાહ નસિરે તે જાણ્યું નહિ. તે તો રંગરાગનો મોજીલો જીવડો હતો! પ્રજા કયાં, રાજ કયાં, રાજનીતિ શું? પ્રજાની દાદ શું? તે તેના હૃદયથી ઘણે વેગળે હતું. તે તો માત્ર લાડી, વાડી અને ગાડીમાંજ મોજ માણતો હતો!

લૉર્ડ વિલિયમ બૅન્ટિકની ઔદાસિન બુદ્ધિ જોઇ નવાબને બહુ ખેદ થયો પરંતુ લાચાર! છેવટે નવાબે લોર્ડને પશુ યુદ્ધ જોવાનો આગ્રહ કર્યો. અને તે જોયું. લખનૌ ગયા પછી લોર્ડ રેસિડેન્સીમાં બેઠાં બેઠાં અયોધ્યાની વર્તમાન સ્થીતિ તરફ ઘણી બારીકાઇથી અવલોકન કર્યું. અયોધ્યામાં અંગ્રેજોના આવ્યા પછીથી તે આજ સુધીના પચાસ વરસનો ઇતિહાસ મન પૂર્વક, ધ્યાન પૂર્વક વાંચવા લાગ્યો.

ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ અયોધ્યાનો રાજકાર્યભાર પોતાના હાથમાં લેવાનો વિચાર કર્યો છે પરંતુ મેટકાફ અને વિલિયમ બેન્ટિક બન્ને તે વાતમાં મળતા થતા નથી. તેમના મનમાં નિશ્ચય થયો કે અયોધ્યાની પ્રજાની અત્યંત પિડા તથા રાજ્યકાર્યભારમાં જે અરાજકતા—અંધેર—ચાલે છે તે ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના ધન શોષણ યત્નનુંજ પરિણામ છે!

કૉર્ટ ઑફ ડિરેકટરોએ માત્ર અયોધ્યાનું રાજ પોતાના હાથમાં લેવાનોજ વિચાર કર્યો છે એટલુંજ નહિં પણ આસફઉદ્દૌલાના માંગનારાઓએ ઇંગ્લંડમાં મ્હોટી ગડબડ કરી મુકી છે. અયોધ્યાના આગલા વજીર-નવાબ આસફઉદ્દૌલાએ, વૉર્ન હેસ્ટિંગ્સના રાજત્વ સમયે કમ્પનીના પૈસાની તંગી મટાડવા માટે અનેક મનુષ્યો પાસેથી રૂપિયા ઉધાર લીધા છે। આસફઉદ્દૌલાના મૃત્યુ પછી સાદતઅલ્લિ અયોધ્યાની ગાદીએ બેઠો. રૂપિયા માંગનારાઓએ સાદતઅલ્લિ પાસે રૂપિયા માગ્યા. સાદતઅલ્લિ અસમર્થ હોવાથી સ્પષ્ટ કહ્યું કેઃ તે (હું) આસફઉદ્દૌલાના દેવા માટે જવાબદાર નથી માગનારાઓ તે વખતના ગવર્નર જનરલ પાસે ગયા અને તપાશ કરવા

કર્યું. ગવર્નર જનરલે આ વિષયમાં પડવા ના કહી. તેઓએ ઇંગ્લંડ માણુસો મોકલી કોર્ટ ઓફ ડિરેક્ટરને અરજ કરી. કોર્ટ ઓફ ડિરેક્ટરે તેમની અરજ તરફ લક્ષ આપ્યું નહિં. ઇંગ્લંડના બારિસ્ટરોએ માગનારાઓને ઇંગ્લંડની ઉચ્ચ કોર્ટ અર્થાત્ કોર્ટ ઓફ કિંગ્સ બેન્ચ–Court of Kings Bench—માં ઇસ્ટઇન્ડિયા કમ્પનીના વિરૂદ્ધ ફરિયાદ કરવાનું કહ્યું. તેઓએ કોર્ટ ઓફ કિંગ્સ બેન્ચમાં ફરિયાદ નોંધાવી.

ઇંગ્લંડમાં મ્હોટી ગડબડ ઉભી થઈ ! ઇસ્ટઇન્ડિયા કમ્પની ઉપર ફરિયાદ ! અનેક લોકો કહેવા લાગ્યા કે થોડા વખતમાંજ કોર્ટ ઓફ કિંગ્સ બેન્ચમાંથી ઇસ્ટઇન્ડિયા કમ્પનીના ઉપર હુકમનામુ—Maudamus—થઈ જશે. માગનારાઓના રૂપિયા, ઇસ્ટઇન્ડિયા કમ્પનીએ, અયોધ્યાના બાદશાહ પાસેથી લઇને આપવા પડશે. ઇસ્ટઇન્ડિયા કમ્પનીને ભય થયો. તેમણે પહેલાંથીજ અયોધ્યાનો શાસન ભાર પોતાના હાથમાં લેવાનો નિશ્ચય કર્યો હતો.

પરંતુ લૉર્ડ વિલિયમ બેન્ટિક અને સર ચાર્લસ મેટકાફે ઇસ્ટઇન્ડિયા કમ્પનીના તે વિચારને અનુમોદન આપ્યું નહિં. તેમણે કહ્યું કેઃ કમ્પનીના રાજ શાસનનો તમામ ભાર અંગ્રેજોના હાથમાંજ રહ્યો છે. રાજ્યકાર્યમાંથી ભારતવાસીઓને એકદમ વેગળા રાખ્યા છે. આવી સ્થીતિમાં પ્રજાની ઉન્નતિની આશા નથી. પ્રજાની ઉન્નતિ કરવાના ઉપાયો કર્યા વિના રાજ્યની લગામ હાથમાં લેવી એ માત્ર વિટંબણા સરખુંજ છે. દેશી રાજાઓના રાજની પ્રજા પોતાનું જીવન અને ધન સમ્પત્તિનું રક્ષણ કરવા માટે સદા શંકાશીલ રહે છે. કમ્પની બહાદરના રાજ્યની પ્રજા પેહેરેગીર સિપાહીઓથી વિંટળાઇ હમેશાં કેદખાનામાં નિવાસ કરે છે ! ”

લૉર્ડ વિલિયમ બૅન્ટિકની આટલી મહત્ ઉદાર રાજનીતિ હોવાથી અયોધ્યાના બાદશાહને રાજસિંહાસન ઉપરથી ઉઠાડી શકાયો નહિં ! પરંતુ અયોધ્યાની વર્તમાન અવસ્થા ઘણી શોચનિય થઈ પડી ! લૉર્ડ વિલિયમ કૉર્ટ ઑફ ડિરેક્ટરના વિચાર સાથે મળતા નહીં થવાથી–અયોધ્યા સ્વાહાઃ કરી જવાના કાળાં કૃત્યમાં સામેલ નહીં થવાથી–લૉર્ડે મ્હોટી જોખમદારી વ્હોરી લીધી ! અયોધ્યાની વર્તમાન સ્થીતિમાંથી બળવો થઇ ઉઠશે તો તે લૉર્ડ સાહેબનેજ નોકરી ગુમાવવી પડશે !

વિલિયમ બૅન્ટિકે નસિરૂદ્દિન સાથે વિશેષ વાતચીત કરી નહીં. કેવા પ્રકારે રાજ કારભાર કરવો, કયી બાબતમાં નવા નવા નિયમો અને રીતિઓ

વડે પ્રજા સાથે કામ લેવું તે તથા બીજા અનેક વિષયો હાકિમ મેહેન્દિ આલિખાંને સમજાવ્યા. અને મનમાં નિશ્ચય કર્યો કેઃ—મેહેન્દિ આલિખાં ઉત્તમ પ્રકારે રાજ્ય કારભાર કરી શકશે.

તેમ છતાં પણ લખનૌથી વિદાય થતી વખતે બાદશાહને સ્પષ્ટ રીતે કહ્યું કેઃ જો બે વરસમાં અયોધ્યાનો નવાબી રાજકાર તથા લુંટારાઓનો ત્રાસ ઓછો થશે નહીં તો ઇસ્ટ ઇન્ડિયા કમ્પની બાદશાહને રાજસિંહાસન ઉપરથી વેગળો કરી દેશે !

વિલિયમ બેન્ટિકના ગયા પછી બે ચાર માસ પર્યંત નસિરૂદ્દિને સાવધાનતાપૂર્વક રાજ ચલાવવા માંડ્યું. દરેક કામમાં પોતે જાતે તપાસ રાખતો. વિલિયમ બેન્ટિકના શબ્દોમાં જે ભય હતો તે તેની છાતીમાં ઉતરી ગયો હતો ! રાજ્ય જવાની બિહકને લીધેજ રાજ કારભાર પોતે સંભાળવા લાગ્યો. પરંતુ બિભિત્સ મોજશોખમાંથી તો માત્ર બે મહિનાજ વેગળો રહ્યો. મ્હોટા અપરાધીનો ન્યાય પોતે જાતે કરવા લાગ્યો. એક એક અપરાધના ન્યાય પછી બાદશાહ પોતાના મિત્ર સરફરાજખાંને પૂછતા હતા કેઃ કેમ ! ઇંગ્લંડના રાજાઓ મ્હારી પેઠેજ ન્યાય કરે છે કે ? " સરફરાજ ઉત્તર આપતો કેઃ ઇંગ્લંડના રાજાઓની ન્યાય કૌશલતા બરોબર મુલ્કે જમાનાની પેઠેજ હોય છે." અર્થાત્ મિયાંને ચાંદે ચાંદ મેળવવામાં વિલાયતી હજામભાઈ બહુ કુશળ હતા !

બે મહિના પછી આજે ખાનગી દરબારનો રંગરાગ શરૂ થયો. એક દિવસ સરફરાજે રંગરાગની મોજમાં હાકિમ મેહેન્દિના માથાની પાઘડી ઉંચકી ફેંકી દીધી. મેહેન્દિ અલિખાં ગુસ્સે થઇ દરબારગૃહમાંથી ચાલ્યો ગયો. જતાં જતાં તેણે કહ્યુંઃ આ બાદશાહનો દરબાર નથી, આ તો માત્ર નાદાન બાળકોનું રમત કરવાનું ઘર છે,"

મેહેન્દિ અલિખાંના આ શબ્દો સાંભળી બાદશાહ ગુસ્સે થયો. તેણે મેહેન્દિઅલિને નોકરી ઉપરથી દૂર કર્યો. અને નવાબ રોશનઉદ્દૌલાને પ્રધાન મંત્રીની જગ્યા આપી.

હાકિમ મેહેન્દિ આલીખાંએ મનમાંજ વિચાર કર્યો કે અંગ્રેજ રેસિડન્ટને સંતોષ આપવાથી તેની નોકરી જશે નહિં. પરંતુ હમણાં તો સરફરાજખાં એજ અયોધ્યાનો રાજા હતો ! સરફરાજના ક્રોધાગ્નિમાં પડવાથી કોઈ બચતું નહોતું ! સરફરાજની સહાયતા વડે નવાબ રોશનઉદ્દૌલા પ્રધાન મંત્રીનું ઉચ્ચપદ મેળવવા પામ્યો હતો.

નવા મંત્રી નવાબ **રોશનઉદ્દૌલા** **નસિરૂદ્દિન**ના ખાસ દરબારનો સભાસદ નિમાયો. **નસિર**ના મુખમાંથી હસવાની વાત નિકળતાંજ સૌ કરતાં પહેલાં તેજ હિ હિ શબ્દ કરી હસતો હતો. **નસિર** જાણતો કે પોતાની રસિકતા સૌ કરતાં પહેલાંજ મંત્રિ લેછે. નવાબ રોશનઉદ્દૌલા સિવાય તેની રસિકતા કોઈ જાણી શકતું નથી.

પરંતુ રાજા **દર્શનસિંહ**ની બધી આશા નષ્ટ થઈ. મંત્રીનું પદ મેળવવાને તો તેણે **કાસ્મીરથી** પ્રસિદ્ધ બે વેસ્યાઓ-**માન્ના** અને **નુન્ના**ને લાવ્યો છે. **માન્ના**ને રોગ ન થયો હોત તો કદાચ તે પણ મંત્રીનું ઉચ્ચ પદ મેળવી શકત. **માન્ના**નો રોગ, લૉર્ડ **વિલિયમ** બૅન્ટિકનો વેશ્યાના નાચ પ્રતિ તિરસ્કાર, એ બન્ને **દર્શનસિંહ**ના મંત્રીપદના માર્ગમાં કન્ટક સ્વરૂપ થઈ પડયાં. **માન્ના** હજુ પણ કૃપ શરિરે શય્યામાં પડી રહે છે, તેથી રાજા **દર્શને** માત્ર **નુન્નાને**જ **નસિર**ના દરબારમાં મોકલવાનો નિશ્ચય કર્યો. અને તે માટેનો સુયોગ જોવા લાગ્યો. નવા મંત્રી નવાબ **રોશનઉદ્દૌલા** તરફ રાજા **દર્શન**નો અતિશય ગુસ્સો ઉસ્કેરાયો. બીજી તરફ સરફ્રાજખાં અને નવાબ **રોસનઉદ્દૌલા**, રાજા **દર્શનસિંહ**ના બોરકૂટાને માટે અનેક પ્રકારના પ્રપંચો કરવા લાગ્યા.





# એકોન્નવિંશતિ પરિચ્છેદ,

## પ્રપંચ તંત્ર.

" I will build you a house of gold and you will be my Padsha Begam some day, Nuna. "—

*W. Knighton.*




રિદ બક્ષ રાજભવનથી એક ગાઉ વેગળે **ગોમતીનદિને** પેલેપાર એક બગિચામાં **માન્ના**, **નુન્ના** અને તેની સાથેની વૃદ્ધા સ્ત્રી એટલાં રહેતાં હતાં. વાંચક વર્ગ **માન્ના** અને **નુન્ના**નું ખરૂં નામ જાણી ગયા છે એટલે સત્કુલોદ્ભવ બન્ને યુવતિઓને હવે **કાસ્મિરી વેસ્યા** આદિ નામવડે ઓળખાવવાની અગત્ય નથી. હવે પછી **માન્ના**ને **માનકુમારી** અને **નુન્ના**ને **કૈલાશેશ્વરી**ના નામથીજ ઓળખાવવામાં આવશે.

બગિચાની આસપાસ ભીંત ચણેલી હતી. ભીંતો વડે બનેલા ગૃહમાં વચ્ચે એક ન્હાનાં ન્હાના વૃક્ષો અને એક ન્હાનું ઘર હતું. ઘરના એક ખુણામાં શય્યા ઉપર **માનકુમારી** રોગગ્રસ્ત શરિરે પડેલી હતી. **કૈલાશેશ્વરી** તેની પાસે બેઠી બેઠી રોદન કરતી હતી. તેને રડતી જોઇને **માનકુમારી**ના બન્ને નેત્રોમાંથી અવિશ્રાંત અશ્રુ નિકળે છે.

કૈલાશેશ્વરીએ રડતાં રડતાં કહ્યું; આજે ત્હમારી પાસેથી હમેશને માટે વિદાય થાઉં છું. સાંભળ્યું છે કે સાયંકાળે મ્હને બાદશાહ પાસે લઇ જશે. "

**માનકુમારી**ને બોલવાની પણ શક્તિ નહોતી; તેણે અશ્રુપૂર્ણ નયને ક્ષીણ સ્વરે કહ્યું; " પરમેશ્વરનું સ્મરણ કર. "

કૈલાશેશ્વરીએ કહ્યું; બ્હેન, હું આત્મહત્યા કરતાં બ્હીતિ નથી. પરંતુ ત્હમને આવી અવસ્થામાં મુકી જતાં ઘણો ભય લાગે છે. ત્હમારા મૃત્યુ સમયે તમને એક ટીપું પાણી આપે તેવું પણ કોઈ નથી. ”

તે બન્ને એક બીજાને ગળે વળગી રડવા લાગ્યાં. અર્ધા કલાક પછી કૈલાશેશ્વરીએ કહ્યું: હું જાણું છું કે આ સંસારમાં મ્હારૂં કોઈ નથી. મ્હને કાંઇ દુ:ખ કષ્ટ નહોતું. પણ તમે મારા ભાઈનાં પત્નિ છો, મ્હારા ભાઇ જીવતા છે, તે મ્હારા શોકે દુ:ખી થઈ હમેશાં દુ:ખીત જીવન ધારણ કરી રહ્યા છે, એ જાણીનેજ મ્હને વિશેષ કષ્ટ થાય છે. મ્હારા મનનું કષ્ટ હજાર ગણું વધી ગયું છે. ”

આ સમયે માનકુમારીએ નિ:શ્વાસ નાંખી શોક વેગને સમાવી દીધો. તે કૈલાશેશ્વરીનું ગળુ ઝાલી બેઠી થઇ. થોડીવાર સ્થીર ચિત્તે વિચાર કરીને કહ્યું; એક યુક્તિ કરવી પડશે.

ઇશ્વરની ઇચ્છા હશે તો એજ યુક્તિથી આ દુ:ખમાંથી છુટી શકીશું. ”

કૈલાશેશ્વરી: કયી યુક્તિ ?

માનકુમારી: હમણાં તેઓ ત્હને બાદશાહ પાસે લઈ જશે. બાદશાહ ત્હને ઉપપત્નિ થવાનું કહે એટલે તું કહેજે કે હું તો ‘દર્શનસિંહની ઉપપત્નિ થઈ ચુકી છું.” એક ઉપપતિ જીવતો હોય તો અમારા હિંદુઓથી બીજો ઉપપતિ થઇ શકે નહીં.

માનકુમારીના કહેવાનો અર્થ કૈલાશેશ્વરીના હૃદયમાં ઉતર્યો નહીં. કૈલાશને હજુ ચૌદ કે પંદર વર્ષજ માત્ર થયાં હતાં. સંસારના આચારવિચાર અને યુક્તિ પ્રપંચ કાંઈ પણ જાણતી નહોતી. તેણે પુછ્યું: શું દર્શનસિંહ મ્હારો ઉપપતિ છે ?

“ના.” માનકુમારીએ ઉત્તર દીધું.

“ત્યારે તે વાત બાદશાહને શા માટે કહેવી ? ”

“શા માટે કહેવી તેનુ કારણ ત્હને હમણાં સમજાશે નહીં, પણ તે વખતેજ તેની ખુબી જણાશે. કેટલીક વખત જુઠું બોલવું પડે છે, કેટલીક વખત સાચું બોલવું પડે છે પણ બ્હેન ! આ વખત તો ધર્મ સાચવવાને જુઠું બોલવું પડશે. એમાંથી કોઇકિ વખત સારૂં ફળ મળે છે. અને આપણા પતિવ્રત ધર્મની રક્ષા થાય છે. મ્હેં જે પ્રમાણે કહ્યું છે તેજ પ્રમાણે બાદશાહને કહેવું. ”

કેશરેશ્વરીએ થોડો સમય માનકુમારીના મુખ કમળ સ્હામુ જોયાં કર્યું પછી તે બોલી: બાદશાહનાં માણુસો મ્હને બળપૂર્વક જનાનખાનામાં લઇ જાય તો મ્હારે શું કરવું ?"

"બીજું શું કરવું ! ધર્મની રક્ષા કરવાનો ઉપાય તો ત્હારી સાથેજ છે. તત્ક્ષણ ચોટલામાંથી છરી કાઢી ત્હારી છાતીમાં ઘોચી દેજે."

"હા, એ ઉપાય તો પાસેજ છે. બ્હેન ! ત્હારી સલાહ મ્હને બહુ ઉપયોગી છે."

"હિંદુ સ્ત્રીઓએ પોતાના પતિ શીવાય અન્ય પુરૂષોને પિતા માતા સમાન ગણવા જોઇએ. તું અને હું તો શું પણ પ્રત્યેક સ્ત્રીઓએ પતિની આજ્ઞા અને પતિનીજ સેવા કરવી જોઇએ. એજ સ્ત્રીઓનો ધર્મ છે. ગમે તેમ થાય તોપણ અન્ય પુરૂષનો સ્પર્શ પણ કરવો જોઇએ નહિં ! બ્હેન! આપણે ગમે તો ભૂખે મરી જઇએ, ગમે તો વસ્ત્રો પહેરવા ન મળે કે ગમે તો આપણા શરિર ઉપર એક રતિ સોનું પણ ન હોય તો પણ શું થયું! આપણા પતિના સુખમાં સુખ અને તેમનાજ દુ:ખમાં દુ:ખ માનીએ તોજ આપણે આપણો ધર્મ બજાવેલો કહેવાય છે. જેટલાં શાસ્ત્ર, પુરાણ વિગેરે શાસ્ત્રો છે તે સઘળાંમાં એટલુંજ લખ્યુંછે કે: સ્ત્રીઓએ પોતાના પતિની આજ્ઞા માનવી. બ્હેની! એનો અર્થ એજ કે પતિવ્રત્તા થવું. તોજ સ્ત્રીઓને સંસારમાં સ્વર્ગ મળે છે. તોજ સ્ત્રીઓને માટે પરમેશ્વર મુક્તિનાં બારણાં ઉઘાડાં રાખે છે. ત્હમે મ્હારાં નણંદ છો. મ્હારાં ન્હાનાં બ્હેન છો. ત્હમને કહું છું તે શબ્દો હૃદયમાં કોતરી રાખજો. હજુ ત્હમે નાદાન બાળક જેવાં છો. બાદશાહને ત્યાં ગયા પછી ગમે તેટલા સોના રૂપા કે હીરા માણેકના અલંકારોની લાલચ આપે, ગમે તેવું રાજસુખ આપવાનું કહે, તોપણ તેને લાત મારવી! અને લોભમાં ફસાવું નહિં. પરમાત્મા તમારૂં રક્ષણ કરશે. પરમાત્મા તમને સદ્બુદ્ધિ આપશે. તમે તમારા મનથી દ્રઢ રહેજો. આ સંસારમાં સ્ત્રીઓને માટે પતિ એજ દેવ, પતિ એજ દેવી, પતિએજ ગુરૂ અને પતિ એજ પરમેશ્વર છે. પતિની ગરિબાઇ વખતે આપણે પણ ગરિબ રહેવું અને પતિની શ્રીમંતાઈ વખતે આપણે પણ શ્રીમંતાઇ ભોગવવી. મનને સારી પેઠે કેળવવું. મનને સારી પેઠે અંકુશમાં રાખવું. પરમાત્મા આપણુને અહિંથી છોડાવશે, આપણે ઘેર જઈ બધાં સગાંસહોદરને મળીશું પછી તરતજ તમારાં લગ્ન કરાવીશ. કદાચ મ્હારૂં શરિર તે વખતે હોય કે ન હોય તો પણ આ બધી શિખામણો લક્ષમાં રાખજો. બ્હેન, જ્યારથી તમારા ભાઇ સાથે મ્હારાં લગ્ન

થયાં છે, ત્યારથી તે આજ સુધી મ્હેં તમારા ભાઇનુંજ ધ્યાન ધારણ કર્યું છે. ત્હેમના સિવાય બીજા કોઇને સ્વપ્ને પણ જોયો નથી. બ્હેન, નીચે બારણા આગળ કાંઇ ખખડાટ થાય છે. હવે વધારે કહેવાનો વખત નથી. જો જો, સાવધ રહેજો, શરિરનો નાશ થાય તો ભલે પણ સ્ત્રીધર્મનો નાશ થાય નહિ તે ખુબ ધ્યાન રાખી જાળવજો."

કૈલાશેશ્વરીના હૃદયમાં જાણે અમૃત સંજીવની ઔષધી રેડાઇ હોય તેમ તેને કાંઇક નવુંજ ચૈતન્ય બળ આવ્યું. તેના શરિરમાં બે વખત કમ્પારી છુટી. માનકુમારીના કહેવાનો પ્રત્યુત્તર આપતાં પહેલાંજ બગિચાના નીચલા ભાગમાં માણસોનો અવાજ સંભળાયો. રાજા દર્શનસિંહનાં માણસો પાલખી લેઇ બગિચામાં આવ્યાં. વૃદ્ધાએ આવી કૈલાશેશ્વરીને પાલખીમાં બેસવા કહ્યું. કૈલાશ રડતાં રડતાં પાલખીમાં બેઠી. ફાંસીની શિક્ષા પામેલ અપરાધી મનુષ્ય જેમ ફાંસીના લાકડાં પાસે જતાં મનના અતિશય દુઃખના વેગમાં પગ ઉપાડે તેમ નેત્રોનાં ઉભરાઇ જતાં આંસુઓ સહિત, મનના દુસ્તર કષ્ટ સહિત કૈલાશેશ્વરી પાલખીમાં બેઠી. તે દુષ્ટ વૃધ્ધા અને માણસો બાદશાહના રાજભૂવન તરફ ચાલ્યાં.

એક કલાક થતાં પહેલાંજ પાલખી બાદશાહના રાજભવન આગળ આવી પહોંચી. કેટલીક યુવતિ સ્ત્રીઓએ આવી કૈલાશેશ્વરીનું સ્વાગત કર્યું અને ભવનના એક ઓરડામાં લઇ ગયાં. ત્યાં તેને વિધવિધ પ્રકારનાં મૂલ્ય-વાન વસ્ત્રાલંકારો પહેરાવ્યા. કૈલાશેશ્વરી કાષ્ટના પૂતળા પેઠે સ્તબ્ધ ઉભીજ હતી. તેણે તે તરફ દ્રષ્ટિ કરીજ નહિં. થોડીકવારે બીજી છ સ્ત્રીઓ આવી કૈલાશેશ્વરીને પોતાની સાથે લઇ ગઇ અને તે સઘળી સ્ત્રીઓએ બાદશાહના આનંદભવનમાં પ્રવેશ કર્યો.

બાદશાહ નસિરૂદ્દિન હયદર કૈલાશેશ્વરીનું રૂપ જોતાંજ મોહિત થયો. કૈલાશ જેવી પરમ સુંદર મુગ્ધાને જોતાંજ તે અંધ બન્યો. આટલા દિવસ થયા તેણે આવી સુસ્વરૂપવાન સ્ત્રી કંઈ પણ જોઈ નહોતી. એકજ દ્રષ્ટિ-એ નેત્રો મિચ્યા વગર કૈલાશના રૂપ સુધાનું પાન કરવા લાગ્યો. આજે હજુ સુધી અશ્લીલ આમોદ પ્રમોદની શરૂઆત થઈ નહોતી. નસિરના ખાસ દરબારના સભાસદો હજુ સુધી દરબારના નિયમ પ્રમાણે માથું નીચું કરી બેઠા છે. પરંતુ એકાદ બે મનુષ્યોએ ચપળતાથી માથું ઉંચું કરી કૈલાશના મુખ તરફ જોઈ કટાક્ષપાત કર્યો છે. છ સ્ત્રીઓમાંથી બે સ્ત્રી, નસિરની દક્ષિણ અને જમણી દિશાએ ઉભી રહી પવન નાંખવા લાગી. બીજી ચાર સ્ત્રીઓ નસિરની આસપાસ વિંટળાઇને બેઠી. કૈલાશ

નસિરના બેસવાના સ્થાનના પાંચેક હાથ દૂર બેઠી. બાદશાહની આજ્ઞાને આધીન થઇ સરફરાજે કૈલાશને ગાયન ગાવાનું કહ્યું. કૈલાશે ગાયન ગાવાનો આરમ્ભ કર્યો. મીઠા સુરવાળા ગળામાંથી ઝીણી સારંગી વાગતી હોય તેમ તેણે ગાવા માંડયું. પણ તે હિંદી ભાષામાં હોવાથી માત્ર તેના ગળામાંથી નિકળતા પંચમના સુર અને તાનપલટાની ખુબી સાંભળી સઘળા " વાહ, વાહ," " વાહ, વાહ, " શબ્દો બોલતા. કારણ કે કાગડાઓના ટોળામાં કાગજ શોભે પણ કાગના ટોળામાં હંસને લાવી બેસાડવાથી તેની શોભા ઢંકાઈ જાય છે. કૈલાશનું પણ તેમજ થયું.

ગાયન બંધ થતાં પહેલાં તો બાદશાહ નસિરે બે ત્રણ ગ્લાશ મદ્યપાન કર્યું. મદ્ય પેટમાં જતાંજ ઉથલ પાથલ કરવા લાગ્યું. આકાશના ચંદ્રને પૃથ્વિ ઉપર અને પૃથ્વિનાં માનવીઓને આકાશમાં લટકેલાં જોવા લાગ્યા. તેણે ગાયન બંધ થયા પછી કહ્યું: શાબાશ, મુન્ના ! બ્હોત્ અચ્છા ! આજકી રાતકે એક હજાર રૂપયે મિલેંગે ! "

બાદશાહ હુઝુરે પોતેજ એક બીજું ગાયન ગાવાની ફરમાશ કરી. કૈલાશેશ્વરીએ ગાવા માંડયું.

" જન્મ ધરી જગત માંહે , ધર્મ ના સંભાળ્યો,
" ધિઃક તેહ નારી જાત, ભવ બધોય બાળ્યો—જન્મ ૧
" ધર્મ એજ જીવન મરણ, તરણ તારણુ ભાળ્યો,
" દ્રઢ પ્રતિજ્ઞ દારાઓને, સ્વર્ગ દેવાવાળો—જન્મ ૨
" પતિ ગુરૂ, પતિ પ્રભુ, 'પતિ' એક વ્હાલો,
" મરણ થાય ત્યાં સુધીજ એહ ટેક પાળો—જન્મ ૩
" જન્મ—ધ—રી—જગત્—માં—હે—આ—આ—રી—ઇઇઇ—જન્મ ધરી ઇઇઇ——

આ પ્રમાણે ગવાતું હતું એટલામાંજ બાદશાહે મદ્યનાં ગ્લાસની માંગણી કરી. સંગીતની મધુરતા કે ગળાની મિઠાશ, ગાયનનો ભાવ કે તાન પલટાની ખુબી ન જોતાં માત્ર જેને વિષય વાન્છના અને મદ્યપાનનીજ લ્હાય લાગેલી એવા બાદશાહ હુઝુરે મદ્ય માંગતા સરફરાજ તૈયારજ હતો. તેણે બે ગ્લાસ ભરી મદ્ય આપ્યું. બાદશાહ પોતે પોતાને હાથે મદ્ય પીતો ન્હોતો. કારણ કે તેમાં તેને મઝા પડતી નહોતી. પણ મદ્યપાનનાં ગ્લાસ આસપાસ વિંટળાઇને બેઠેલી સુંદર યુવતિઓ પોતાના નાજુક હાથમાં લઇ બાદશાહના હોઠ આગળ ધરતી. અને બાદશાહ તેને ગટગટાવી જતો.

આ વખતે ગ્લાસ પીતાં પીતાંજ બાદશાહે કહ્યું: હાં, ચલને દો, નુન્ની-જાન, કયા ખુ—બ—આ. હા, નુન્ની, નુ---ની—"

લથડતે અવાજે અને તુટતે શબ્દે બાદશાહ " નુન્ની, નુન્ની " કહેવા લાગ્યો. કૈલાશનું હ્રદય ધક ધક ધક થતું હતું. અધર્માચારી રાક્ષસોથી પરિવેષ્ટિત થઇ બેઠેલી લંકાની સિતા જેવી કૈલાશ, શોચનીય મુખમુદ્રાએ બેઠી હતી. ગાવાની આજ્ઞા થતાંજ તેણે ચલાવ્યું.

" જેણે પતિવ્રત્ત ધર્મ ડુબાવ્યો--
" તે પાપી નામ કહાવ્યો--જેણે--૧
" પરનારીના પ્રેમમાં લુબ્ધ થઈ દીન રાત,
" વિષય ઘુંટડા વિષના પિધા જે કમજાત.
" મિથ્યા તે જગતમાં આવ્યો--જેણે--૨
" પરનારી છુરી ઝેરકી, મત્ત લગાવો અંગ,
" રાવણ કે દશ શીશ ગયે, પરનારી કે સંગ,
" શો લાભ એ થકી લાવ્યો—જેણે—૩
" રંક જાત સ્ત્રી તેહને, ધર્મ ભ્રષ્ટ કરે કોઈ,
" થાય નિકંદન તેહનું, અંતે રહે તે રોઇ !
" સતિ સ્ત્રીએ શાપ એજ આપ્યો—જેણે--૪

કૈલાશે બાદશાહના સ્હામું જોતાં જોતાંજ આ છેલ્લી લીંટી વારંવાર ગાવા લાગી. અને વારંવાર શાપ દેવા લાગી. પણ બાદશાહ અને તેનું મિત્ર મંડળ તો જૂદીજ ધુનમાં હતું. કોઇકિ મદ્યપાન કરવામાં અને કોઇકિ બાદશાહની આજુબાજુ બેઠેલી તથા ઉભેલી સુંદર સ્ત્રીઓના રૂપ જોવામાં, કોઇકિ તેમની સ્હામે નેત્ર કટાક્ષ કરવામાં અને કોઇક કૈલાશનું રૂપ જોવાનાં કામમાં મચ્યાં હતાં. બાદશાહે બીજા બે ગ્લાશ મદ્ય માગ્યું. તે પીતાંજ બાદશાહ એકદમ જ્ઞાન શુન્ય થઈ ગયો. કૈલાશને પકડવા માટે બે હાથ પહોળા કરી આસન ઉપરથી ઉઠયો. પરંતુ અતિશય મદ્યપાન કરવાથી તેનો પગ ખસી ગયો. અને બાજુમાં ઉભેલી એક સ્ત્રીના શરિર ઉપર પડી ગયો. તેનેજ કૈલાશેશ્વરી જાણીને " નુન્ના, મેરી પ્યારી નુન્ના, " એમ કહી તેનુંજ ગળું પકડી લીધું. તેનેજ આલિંગન દેવા લાગ્યો. બીજી સ્ત્રીઓએ જ્યારે બાદશાહની આવી અવસ્થા જોઇ ત્યારે તેનો હાથ ઝાલી જનાનખાનામાં લઇ ગઈ. ખાનગી દરબારની મોજમજાહ બંધ થઇ. તેના મિત્રો પોતપોતાને સ્થાનકે ચાલ્યા ગયા. કૈલાશેશ્વરી બહાર નિકળી આવી. એટલે કર્ણસિંહનાં માણસોએ પાલખીમાં બેસાડી બગિચામાં પહોંચાડી દીધી.

કૈલાશ રાત્રે બગિચામાં પહોંચી. દરબારની સઘળી હકીકત **માનકુ**-મારીને કહી સંભળાવી. બન્ને એકઠાં થઈ બીજા દિવસનો વિચાર કરવા લાગ્યાં. માનકુમારીએ કહ્યું: બાદશાહ ત્હને સ્પર્શ કરવા આવે તે વખતે ત્હારે વેગળાં ખસી જવું. બાદશાહના શરિરને સ્પર્શ કરવો એ પણ મહા પાપ છે. સ્ત્રીને પતિ શિવાય બીજા કોઇને સ્પર્શ કરવાનો અધિકાર નથી. પછી તે પૂત્ર હો કે ભ્રાતૃ હો. તો પણ પતિ સિવાય બીજાને સ્પર્શ કરવો નહિં. બાદશાહ જ્યારે ત્હને આગ્રહ કરે અને આલિંગન કરવા આવે ત્યારે કહેવું કે: હુઝુર, મ્હને સ્પર્શ કરશો નહિં. હું દર્શનસિંહની ઉપપત્ની છું. હવે ત્હમારા જનાનખાનાને લાયક નથી. ”

**મા**નકુમારીની આ યુક્તિનો મર્મ તે સારી પેઠે જાણી ગઇ હતી. બીજા દિવસે કૈલાશેશ્વરીને બાદશાહના રાજભવનમાં લઈ ગયા. **દર્શન**સિંહે સાંભળ્યું હતું કે બાદશાહે કૈલાશેશ્વરીને દીઠી છે ત્યારથી અત્યંત મોહ પામ્યા છે. તેથી **દર્શન**ની વજીર થવાની આશા પુનઃ ઉદય પામી. તે મનમાં વિચારવા લાગ્યો: વજીર નવાબ **રોસન**ઉદૌલા ખરેખર મુર્ખ છે, તેનો અધિકાર લઇ લેવો અને વજીર થવું એમાં કેટલી વાર લાગશે ! કાંઇજ નહિં. **સરફ્**રાજનો અધિકાર પણ આપણેજ હાથમાં લેવો છે. પરમેશ્વર ત્હારી મેહેરબાની જોઇએ. ”

**દર્શન**સિંહ મનમાંજ રાજપદ્ધિઓ મેળવવા લાગ્યો. ગઇ કાલની પેઠેમ આજે પણ કૈલાશને બાદશાહના ખાસ દરબારમાં મોકલવામાં આવી. આજે બાદશાહે ઘણું મદ્યપાન કર્યું નહિ ! આજે તો પ્રથમથીજ તેણે નિશ્ચય કર્યો છે કે કૈલાશેશ્વરીને જનાનખાનામાં લઈ જઇ તેના રૂપ માધુર્યનો આનંદ ભોગવવો. આજનો ખાનગી દરબાર ઘણો વખત રહ્યો નહિ ! થોડી વારમાંજ બીજા સભાસદોને રજા આપી દીધી. માત્ર **સરફ**રાજ અને બાદશાહ સિવાય કોઇ હતું નહિ: **સરફ્**રાજે કૈલાશને બાદશાહના આસનની પાસે જઇ બેસવા કહ્યું: કૈલાશેશ્વરી પોતાની જગ્યાએથી ઉઠીજ નહિં. તેનું સર્વ શરિર કમ્પવા લાગ્યું. બાદશાહ પોતાના આસન ઉપરથી ઉઠીને કૈલાશેશ્વરીની પાસે ગયો. તેનો હાથ ઝાલવા લાગ્યો કે તરતજ કૈલાશેશ્વરી ઉઠીને વેગળી જઇ ઉભી. બાદશાહ પણ તેની છેક પાસે ગયો એટલે કૈલાશ પાછલે પગલે ન્હાસતી ન્હાસતી બારણા આગળ જઇ ઉભી. બાદશાહ તેની પાસે જઈ બોલ્યો: “**મુન્ની** ! પ્યારી **મુન્ની** ! ત્હારે માટે તો સોનાનો મેહેલ બનાવી આપીશ. તુંજ મ્હારી પાદશા બેગમ. ત્હારા ઉપર તો બધું રાજ કુરબાન છે. ”

બીજી વેશ્યા સ્ત્રીઓ કૈલાશેશ્વરીના તરફ કટાક્ષપાત કરવા લાગી. બાદશાહનો પ્રેમ જોઇ તેને સૌભાગ્યવતી જાણી પોતાના અદ્રષ્ટને ધિઃકારવા લાગી.

બાદશાહે કૈલાશેશ્વરીના સ્હામુ ઉભા રહી હાસ્યપૂર્ણ મુખે કહ્યું: તુંજ મ્હારી બેગમ થશે. બસ આવ તુંજ્ઞી બેગમ !

કૈલાશેશ્વરીએ તો દ્રઢ નિશ્ચયજ કર્યો હતો. માનકુમારીના શિખામણુના શબ્દો તેના હ્રદયમાં શીસા પેઠે ઢળાઇ ગયા હતા. તેણે કહ્યું: "નહિં હુઝુર, તેમ કદીપણુ બનશે નહિં."

બાદશાહે હાસ્ય કરતાં કરતાંજ કૈલાશનો હાથ ઝાલવા હાથ લંબાવ્યો. સરફરાજ બાદશાહની પાછળજ ઉભો હતો.

કૈલાશેશ્વરી હજુ પણુ પાછળ ખસી ગઈ. બાદશાહે ક્રોધાવેશમાં સરફરાજને કહ્યું કે: " પકડ એ લોંડીને !"

બાદશાહને ગુસ્સે થયેલો જોઇ કમ્પતિ કમ્પતિ કૈલાશે કહ્યું: "જી હુઝુર, અપરાધ ક્ષમા કરો, અમે તો બન્ને બેહેનો દર્શનસિંહની ઉપપત્ની થઈ ચુકી છીએ. હવે અમને પકડવાથી આત્મહત્યા કરીશું."

કૈલાશના શબ્દો સાંભળતાંજ બાદશાહે રાતાં નેત્ર કરી કૈલાશના સ્હામું જોવા માડયું. સરફરાજે તરતજ બાદશાહના સ્હામુ જઇ બે હાથ જોડી નમ્ર ભાવે કહ્યું: મુલ્કે જમાના ! મ્હેં પ્રથમજ આપને કહ્યું હતું. એ બન્ને સ્ત્રીઓને દર્શનસિંહે પોતાની ઉપપત્નિ બનાવી દીધી છે. ત્રણુ મહિના થયાં તેઓ અહિં આવી છે. પણુ તેમને આપ નામદારની હુઝુર તે લાવ્યો નહિં. મ્હેં સાંભળ્યું છે કે માન્ના, જુન્ના કરતાં પણુ વધારે સુંદર છે. ઘણી ખુબસુરત પોતાને માટે રાખી કુસ્વરૂપ સ્ત્રી બાદશાહ માટે મોકલી દીધી ! હુઝુર આપ વિચાર કરો !

સરફરાજના બોલવા પછી બાદશાહ થોડો વખત ચુપ થઈ રહ્યો. બીજું કાંઇપણુ ન બોલતાં તે જનાનખાનામાં ચાલ્યો ગયો. સરફરાજે અતિશય માન સાથે આગ્રહપૂર્વક કૈલાશને બગિચામાં મોકલી દીધી.

આજે સરફરાજખાંના આનંદની સીમા નથી ! સરફરાજ બાદશાહના ખાસ દરબારમાંથી ઘેર જતી વખતે હમેશાં બે ત્રણુ બાટલી ઉંચો મદ્ય–દારૂ–પોતાની સાથે લઇ જતો. સરફરાજની સ્ત્રી આ દેશના કોઈ કુલનની કન્યા હતી. પ્રતિદિન પતિ પત્નિ વચ્ચે લડાઈ ટંટો થતો અને પાછી સન્ધિ

થઈ જતી. આજે સરફરાજને ખાલી હાથે ઘેર આવતો જોઇ તેની સ્ત્રીએ "વિલેઇન" Villain વિગેરે મધુર શબ્દે તેને માન આપ્યું ! કોઇક કો-ઇક દિવસ તો સરફરાજ આવા અયોગ્ય શબ્દ સાંભળતાંજ પોતાની સ્ત્રીને બેચાર લાત મુકી ચોઢી કાઢતો પણ આજે તેમ કર્યું નહિં. આજે સર-ફરાજને આનંદનો દિવસ છે. આંજે આનંદ સાગરમાં તણાયછે. તેણે કહ્યું My sweet devil! I will make you lady Donnithrone." અર્થાત્ મ્હારાં વ્હાલાં ભૂત ! હું તને લેડી ડૉનીથ્રોન બનાવીશ."

સરફરાજે પહેલાં અનેક વખત પોતાની સ્ત્રીને કહ્યુ હતું કે પોતાની પાસે લગભગ એંસી લાખ રૂપિયા ભેગા કર્યા છે. બીજા વીશ લાખ રૂપિયા ભેગા થતાંજ વિલાયત જઇને પોતાનું નામ ફેરવી નાંખશે! બેરોનેટ થઇને સર ડોનિથ્રોન નામ ધારણ કરવું છે. એ બધું ઠીક પણ આજે તે પોતાની અર્ધાંગનાને માટે વિલાયતી મદ્યની બા-ટલીઓ કેમ લાવ્યો નથી ? ભવિષ્યના ઉચ્ચ પદની આશા લેડી સાહેબને શાંત કરી શકી નહિં. થોડો વખત સુધી સ્ત્રી સ્વામી વચ્ચે વાક યુદ્ધ ચાલ્યું અને છેવટે સલાહ થઈ ગઈ.

બીજે દિવસે બાદશાહ ખાનગી આનંદના દરબારમાં આવ્યો નહિં. તેના મિત્રમંડળે જાણ્યું કે: બાદશાહ તો નુન્નાના સંસર્ગથી ગુલતાન બની ગયા છે. તેથી તેઓ જનાનખાનામાંજ આનંદ ભોગવે છે.' બાદશાહ એ-કદમ ત્રણ દિવસ સુધી જનાનખાનામાંજ રહ્યા. ત્રણ દિવસ સુધી બાદશાહે કોઇની મુલાકાત લીધીજ નહિં.





# વિશમ્ પરિચ્છેદ.



## શાંન્તિ નિકેતન.

**धर्म्मादर्थ प्रभवति धर्म्मात् प्रभते सुखम् ।**
**धर्म्मेण लभते सर्व्वं धर्म्म सारमिदं जगत् ॥**

**अरण्य काण्डम्–रामायणम् ।**



હિમાચલ પર્વત એ પ્રકૃતિ દેવિનું વિહારક્ષેત્ર। હિમાચલનાં શુભદર્શન કરવાથી જણાશે કે કોઇક સ્થાને નીલપિત્ત વર્ણનાં મનોહર ધાસ પથરાયલાં છે. કોઇક સ્થાન વિવિધ જાતનાં સુંદર વૃક્ષો વડે પરિપૂર્ણ થયલાં છે. કેટલાંક સ્થાનકો તો હમેશાં બરફથી ઢંકાયલાં છે. સ્થળે સ્થળે પૃષ્પના ગુચ્છાઓ વડે શોભતી લત્તાઓ, વૃક્ષ શાખાઓ સાથે વિંટળાઇ રહી છે. સર્વદા સુશીત્તળ વાયુ વાય છે. પુષ્પગાંથી નિકલતી સૌગંધ, પવનમાં મળી જઇને ચારે દિશામાં સુગંધી પ્રસારે છે. વૃક્ષ અને લત્તાઓમાંથી મનોહર પુષ્પો હમેશાં ભૂમિ ઉપર પડતાં જણાય છે. ભૂમિતલ પુષ્પની ચાદરવડે ઢંકાઇ રહ્યું છે. જંતુઓ આમ તેમ દોડે છે. ઝરણાંઓમાં વહેતાં જળનો કલ્ કલ્ શબ્દ અને પક્ષિઓનો કોલાહલ રવ આ નિર્જન સ્થલ ને સદા સર્વદા આનંદમય બનાવી રહ્યું છે. આ સ્થળે વસન્ત, ગ્રીષ્મ, હેમન્ત, શીત, એ ચારે રૂતુઓ હમેશાં નિવાસ કરે છે. ક્વચિદ્ અત્યન્ત ટાઢ જણાય છે, ક્વચિદ્ ક્વચિદ્ હેમન્તનું ધુમ્મસ વરસે છે. ક્વચિદ્ મેઘમાળા દ્વારા ગગન મણ્ડલ સમાચ્છાદિત થઈ જાય છે, ક્વચિદ્ થોડો થોડો તાપ પણ પડે છે. પરંતુ વૃક્ષ પલ્લવો, હમેશાં વસન્ત રૂતુનાં જેવાજ પ્રફુલ્લ અને પુષ્પફળો

આપે છે. ફળના ભારથી લચકાઈ જતાં વૃક્ષો પોતાની બાજુના બીજા વૃક્ષને આલિંગન કરતાં જણાય છે. રૂષિ મુનિઓના પાદપંકજ વડે પવિત્ર થયલા હિમાચલ પર્વત ઉપરની આ સુંદરતા, આ શાન્તિમય લીલા, અહો! જેનાં ધનભાગ્ય છે તેજ અવલોકન કરી શકે છે ! તેજ મહાપુરૂષો ત્યાં નિવાસ કરે છે ! અને તેજ મહાપુરૂષો આવા શાંન્તિ સ્થાનમાં નિવાસ કરી પરમાત્માનું ધ્યાન ધરે છે.

લૉર્ડ વિલિયમ બૅન્ટિકના લખનૌ આવી ગયા પછી બે ત્રણ મહિને હિમાચલ પર્વતની નૈસર્ગિક શોભા નિહાળતો એક યુવાન પુરૂષ દક્ષિણાભિમુખે ચાલ્યો જાય છે. યુવકનાં વસ્ત્રો ભગવા રંગના છે. શરિર ઉપર કામળ ઓઢેલી છે. તે ઉતાવળે પગલે ચાલે છે. તેની ચારે દિશામાં વિવિધ વન જન્તુઓ ફરતાં જણાય છે. પરંતુ જન્તુઓમાં કોઇ કોઈની હિંસા કરતું નથી. આશ્ચર્ય થઇને તે વિચારવા લાગ્યો. અહા ! આ કેવો આશ્ચર્યજનક દેખાવ ! વનનાં માંસ ભક્ષક પશુઓએ પણ આટલી બધી શાન્તિ મેળવી છે ! ”

આ નિર્જન પ્રદેશમાં મનુષ્યોના જવા આવવાનાં ચિન્હ જણાતાં નથી. યુવકે એકી વખતે બે દિવસ થયાં ચાલવા માંડયું છે. સમયે સમયે તેણે પર્વત ઉપરનાં સુસ્વાદિષ્ટ ફળોનો આહાર કરી ક્ષુધા તૃપ્ત કરી છે. બે દિવસ પછી વૃક્ષોથી ઘેરાયલા એક ન્હાના બગિચા જેવા એક મકાન આગળ પહોંચ્યો. તે સ્થળે ઉર્ધ્વ મુખે, પગ ઉંચા રાખી આસનવાળી નેત્ર બંધ કરી એક યોગી બેઠો છે. યુવક એક કલાક સુધી તે યોગીની પાછળ ઉભો રહ્યો. પરંતુ યોગી ચેતનાવસ્થામાં કે અચેતનાવસ્થામાં બેઠો છે તેનો તે નિર્ણય કરી શકયો નહિં. તેણે મનમાં નિશ્ચય કર્યો કે આ કોઇ એક સિદ્ધ પુરૂષ હોવો જોઇએ. એકાગ્ર ચિત્તે પરમેશ્વરનું ધ્યાન કરે છે. તેથી મનમાંજ યોગીને પ્રણામ કરીને દક્ષિણાભિમુખે આગળ ચાલવા માંડ્યું. માર્ગમાં આ પ્રમાણે ચાર પાંચ યોગીઓને પ્રણામ કર્યા. પરંતુ તે કોઇની સાથે કાંઈ બોલવાનું થયું નહિ. સઘળા યોગીરાજો બંધ નેત્રે ધ્યાન મગ્ન બેઠા હતા.

યુવક, ચાલતો ચાલતો હિમાચલ પર્વતની દક્ષિણ દિશા તરફ આવી પહોચ્યો. આ સ્થળે જ્યાં ત્યાં સંસારત્યાગી સાધુઓ અને પરમ હંસ યોગીઓનાં દર્શન થયાં. એક એક પરમહંસ એક બે બીજા સાધુઓ સહિત રહેતા હતા, યુવક એક આશ્રમ આગળ જઈ પહોંચ્યો. તે આશ્રમના સા-

ધુઓએ સન્માન કર્યું અને યુવકને પોતાના આશ્રમમાં લઇ ગયા. તેને ફળ કંદમૂળનો આહાર આપ્યો. બે ચાર ધર્મના ઐત્યક વાકયો કહી સંભળાવ્યાં. ધર્મ સાધન સીવાય તેમના જીવનનો બીજો ઉદ્દેશ અથવા બીજું લક્ષજ નહોતું.

આ પ્રમાણે ત્રણ આશ્રમનું આતિથ્ય સ્વિકારી ચોથા આશ્રમે પહોંચ્યો. આ આશ્રમના પરમ હંસે માત્ર કૌપીન પહેર્યું હતું. સર્વ શરિરે ભસ્મ આચ્છાદિત હતી. તેના શરિરની ચામડી હાથીની ચામડી જેવી જાડી હતી તે જોતાં જણાતું હતું. કે તેણે શરિરને સખત ઠંડીમાંથી મુકત કર્યું છે. તેમ ન હોય તો હિમાચલ ઉપર કોઈ વલ્કલ વસ્ત્ર કે કામળ વિના રહી શકે નહિં. તે પરમહંસ મનુષ્યો જોડે વાતચીત કરતો નહોતો. સર્વદા બંધ નેત્રે ઇશ્વિર ભજનમાંજ સમય વ્યતીત કરતો હતો. તેના આશ્રમમાં એક બીજો સાધુ પુરૂષ રહેતો હતો. તે સાધુએ યુવકનો આદર સત્કાર કરી આહાર માટે ફળમુળ આપ્યાં. યુવકના શરિર ઉપરની કામળ જુની થયલી જોઇ પોતાના શરિર ઉપર ઓઢેલી કામળ આપવા માંડી પરંતુ યુવકે તે લીધી નહિં. થોડીવારે યુવકે કહ્યું. પ્રભો ! તમે શું કોઇ વખત સીતાપુરમાં હતા ? મ્હને યાદ આવે છે કે મ્હેં આપને કોઈ વખત સીતાપુરમાં જોયા છે. ”

સાધુએ હાસ્ય કરતાં કહ્યું. બાબા ! અમે સંસાર ત્યાગ કર્યો છે, અમે કંઇ પણ અમારી ઓળખ આપતા નથી. ”

યુવકે પુછ્યું. ઓળખ આપવામાં શું કાંઇ પાપ છે ? તમે શા માટે ઓળખ આપતા નથી તે સમજાતું નથી.

સાધુ ! બાબા ! અમારી ઓળખ આપવામાં પાપ નથી, પરંતુ અમે સંસારની સ્મૃતિ વેગળી કરવાનો યત્ન કરીએ છીએ, જીવનનો પૂર્વ ઇતિહાસ હૃદયમાંથી ભૂલાય નહિં ત્યાંસુધી નિર્વાણ–મુકિત લાભ કરવાનો ઉપાય જડતો નથી. ”

યુવક: તમે શું બૌદ્ધ ધર્માવલંબી છો ! નિર્વાણ મુકિતની વાત તો બૌધ્ધોને મ્હોડેથી સાંભળવામાં આવે છે. ”

સાધુ: બાબા ! આ સ્થળે હિન્દુ, બૌધ્ધ, મુસલમાન, સઘળા એકજ છે. આ સ્થળે સઘળાં ધર્મશાસ્ત્રો સમાન આદરને પાત્ર છે. આ સ્થળે કોઈ પ્રકારનો મત ભેદ નથી.

યુવક સાધુ સાથે આ પ્રમાણે વાતચિત્ત કરતો હતો એટલામાં તેને

યાદ આવ્યું કે આ સાધુજ સીતાપુરનો એક સમર્થ જ્યોતિર્વેત્તા છે. પરંતુ તેનું નામ યાદ આવતું નથી. તેણે દૃઢતાપૂર્વક કહ્યું. પ્રભો ! આપ મ્હારી પાસે આત્મ પરિચય નહિં આપવાનો વ્યર્થ શ્રમ કરો છો. મ્હેં આપને ઓળખ્યા છે. આપનું નામ યાદ આવતું નથી. આપ સીતાપૂરના એક પ્રસિદ્ધ જ્યોતિષી છો. આપે જ્યોતિષ જોઇ કહ્યું હતું કે પિતા જગન્નાથ શાસ્ત્રી હજુ પણ જીવિત છે. ત્હેમની સાથે મ્હારો સાક્ષાત્ થશે. પરંતુ આપનું તે વાક્ય વ્યર્થ ગયું. ત્હેમની સાથે મ્હારો સાક્ષાત્ થયો નહિ."

સાધુએ જરાક હસીને કહ્યું: બાબા ! શાસ્ત્ર કદી પણ જુઠું પડતું નથી. ત્હમારા પિતામહ સાથે ત્હમારો સાક્ષાત્ થયોછેજ."

યુવકે કહ્યું: પ્રભો ! આપ મ્હને મિથ્યાવાદી જાણો છો. પણ હું નિશ્ચય પૂર્વક કહું છું કે મ્હારા પિતામહ સાથે મ્હારો સાક્ષાત્કાર થયો નથી."

સાધુ: નિશ્ચય તેમની સાથે તમારો સાક્ષાત્ થયો છે. પરંતુ ત્હમે તેમને ઓળખી શકયા નથી."

યુવકનું મુખ જરા હસવા લાગ્યું. ચંચળ નેત્રે સાધુ સમક્ષ જોઈ કહ્યું: પ્રભો ! આપના કહેવાનો હવે ઉત્તર નથી. મ્હારૂં વય બે વર્ષનું હતું ત્યારે તેમણે સંસાર ત્યાગ કર્યો છે તે મ્હને ઓળખતા નથી. હું તેમને ઓળખતો નથી. પરંતુ માર્ગમાં કેટલાક યોગીઓના આશ્રમો આવી ગયા કદાચ તેમાંનો કોઇ સાધુ સન્યાસી મ્હારા પિતામહ હોય તો આપનું જ્યોતિષ સત્ય છે."

સાધુ : શું ત્હમે ત્હમારા પિતામહના અનુસંધાન માટે હિમાચલ ઉપર ભ્રમણ કરો છો. ?

"ના પ્રભો."

"ત્યારે હિમાચલ ઉપર આવવાનું શું પ્રયોજન ?"

યુવકે સાધુના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું. મનના દુ:ખને લીધે આત્મહત્યા કરવાના વિચારથી હું નદીમાં કુદી પડયો હતો. એક મહાપુરૂષે મ્હને અચૈતન્યાવસ્થામાં નદીમાંથી બહાર કાઢયો. મ્હને ચૈતન્ય આવ્યા પછી તેણે સ્વદેશ જવાનું કહ્યું. પરંતુ મ્હેં તેમના બન્ને ચરણ પકડી રડતાં રડતાં કહ્યું કે જો તેઓ મ્હારો ત્યાગ કરશે તો હું હવે નિશ્ચય આત્મહત્યા કરીશ.

તેઓ પરમ દયાળુ પુરૂષ હતા. મ્હારા તરફ તેમણે દયા બતાવી. અને મ્હને સાથે લઇને તેમણે પર્વત ઉપર ચ્હડવા માંડયું. પર્વતના જે પ્રદેશમાં તેમની સાથે ગયો હતો. ત્યાં મનુષ્યને પ્રવેશ કરવાનું બની શકે તેમ નહોતું તેથી તેમની સહાય વડેજ ત્યાં પહોંચ્યો. તેમના કર્મ અને વાર્તાવિલાપ ઉપરથી મ્હેં જાણ્યું કે તેઓ સર્વજ્ઞ અને સર્વદર્શી મહાપુરૂષ છે. તેથી મ્હારી ભગિની કે જેનું કોઇ દુષ્ટોએ હરણ કર્યું છે તેના ઉદ્ધારને માટે સતાવવા લાગ્યો. હું એક વર્ષ સુધી તેમની સાથે હતો. તેઓ હમેશાં મ્હને સ્વદેશ જવાનેજ ભલામણ કરતા. પરંતુ હું કોઇ પણ રીતે ત્હેમને છોડતો નહોતો. અવશેષે તેમણે કહ્યું. મ્હારી ભગિની સિંહની ગુફામાંથી અને વાઘના મુખમાંથી પવિત્રપણે ઘેર પાછી આવશે. તેમના એ આશ્વાસન વાક્ય ઉપર ભરોંસો રાખી સ્વદેશ તરફ જવા ઇચ્છા છે. "

યુવકની વાત પુરી થતાંજ સાધુએ કહ્યું. બળી ! જ્યોતિષ શાસ્ત્ર કંઈ પણ મિથ્યા નથી. ત્હમારા પિતામહ સાથે ત્હમારો સાક્ષાત્ થયો છે."

" કેવી રીતે સાક્ષાત્ થયો ? "

" જે મહા પુરૂષે ત્હમને નદીમાંથી બચાવ્યો છે તેજ ત્હમારા પિતામહ હતા. "

" તે મ્હારા પિતામહ હોય તો પોતાની ઓળખ છુપાવે કેમ ? "

" બાબા ! નિર્વાણ મોક્ષની આકાંક્ષાવાળા મહાપુરૂષો શું પોતાની ઓળખ આપે છે ? તેઓ સંસારના કાર્યમાં પણ ધ્યાનજ આપતા નથી. અને સંસારની વિપદ્ દુર્ઘટના તરફ પણ નજર નાંખતા નથી. "

" ત્યારે તેમણે મૃત્યુના મુખમાંથી શામાટે મ્હારી રક્ષા કરી ? "

" તમને ઘોર પાપમાં પડેલા જોઇને તેમનાથી સહન થયું નહિં. બાબા ! આત્મ હત્યા એ તો મહાભયાનક પાપ છે ! એ પાપનું તો પ્રાયશ્ચિતજ નથી. "

સાધુંનાં આવાં વચનો સાંભળીને યુવકને નાના પ્રકારની ચિન્તા થવા લાગી. થોડીવારે કહ્યું: પ્રભો ! આપના જેવા યોગીઓનાં ધર્માચરણ અને કાર્ય વિધિ અદ્ભૂત પ્રકારનાં છે. સંસારમાં મનુષ્યો નાના પ્રકારનાં દુઃખ કષ્ટ ભોગવે છે. અત્યાચાર રૂપી પ્રચંડ અગ્નિમાં બાબા મરવા લાગ્યાં છે. આપનામાં તેઓનાં કષ્ટ દુઃખ નિવારણ કરવાની શકિત છે, છતાં શા માટે તમે તેમનાં દુઃખ નિવારણ કરતા નથી. ?

**સાધુ:** વત્સ ! દુર્નિતિ પાપાચાર, દુસંસ્કાર, અને સ્વાર્થ પરાયણતા-

માંથીજ સંસારનાં દુઃખ કષ્ટ ઉત્પન્ન થાય છે. શું તે ક્રોધથી નિવારણ થાય એમ છે. !"

"આપનાથી કેટલુંક બની શકે એમ છે."

"શું બની શકે એમ છે. ?"

"આપ જો આ નિર્જન પર્વત પરિત્યાગ કરીને સ્વદેશમાં જાઓ તો મનુષ્યો ઉપર ઘણો ઉપકાર કરી શકો. પર્વત ઉપર બેસીને આપ શું કરો છો ?

હિમાચલવાસી મહાત્માઓ મનુષ્યોની સાથે અધિક વાતચીત કરતા નથી પરંતુ સાધુને તે યુવકની ભક્તિ, શ્રદ્ધા, નિષ્ઠા અને શિષ્ઠાચાર જોઇને વિશેષ પ્રેમ ઉત્પન્ન થયો હતો. તેથી તેણે દયા લાવી કહ્યું: બાબા ! સંસારની વર્તમાન અવસ્થા ધર્મ સાધન માટે વિશેષ અનુકુલ નથી. તેટલા માટેજ મોક્ષની ઇચ્છાવાળા મહાત્માઓ આ નિર્જન હિમાચલ પર્વત ઉપર નિવાસ કરે છે. સંસારમાં ભિન્ન ભિન્ન દેશોમાં ભિન્ન ભિન્ન પ્રકારનો ધર્મ વિશ્વાસ અને ધર્મ મત પ્રચલિત છે. ભિન્ન ભિન્ન જાતિઓના ભિન્ન ભિન્ન ધર્મ છે. પરંતુ આ હિમાચલ પર્વત એવા સઘળા ધર્મવાળાઓનું મેળાપ કરવાનું એકજ સ્થળ છે. આ સ્થળે હિન્દુ, મુસલમાન, બૌદ્ધ, ક્રિશ્ચન, સઘળાંઓ એકજ રીતે ધર્મનું સાધન કરે છે. અહિંના યોગીઓમાં પરસ્પર મતભેદ ઉત્પન્ન થતોજ નથી. સઘળાનું લક્ષ અને ઉદ્દેશ્ય એકજ પ્રકારનો તેમજ સઘળાં કેવળ શુદ્ધ પરમાત્માનો સાક્ષાત્કાર કરવા માટેજ એકાગ્ર ચિત્તે તેનાજ ધ્યાનમાં નિમગ્ન થાય છે. સંસારમાં રહેવાથી સઘળા દેશોનો ધર્મ મિશ્ર થાય છે. દેશમાં ચાલતો આચાર, વ્યવહાર, સામાજિક રીતિનીતિ અને દુસંસ્કાર સાથે ધર્મ મિશ્ર થયલો છે. સંસારમાં નિર્મળ વિશુદ્ધ ધર્મ દુષ્પ્રાપ્ય છે."

"**તિબેટ** અને **ચીન** દેશમાં માત્ર **બૌદ્ધ** ધર્મ પ્રચલિત છે. પરંતુ **તિબેટ**માં જે બૌદ્ધ ધર્મચલિત છે તે **ચીન** દેશના બૌદ્ધ ધર્મથી તદ્દન જુદોજ છે. **તિબેટ**નાં પૂર્વના આચાર, વ્યવહાર, રીતિ નીતિ સાથે બૌદ્ધ ધર્મ મિશ્ર થઈ એક પ્રકારનું રૂપ ધારણ કર્યું છે. તેજ ધર્મ **ચીન**ના આચાર વ્યવહારના મ્હોટા સમુદાય સાથે ભેળાવાથી જુદાજ રૂપમાં જણાય છે. ભિન્ન ભિન્ન પ્રકારના દેશાચાર સાથે મિશ્ર થવાથી સંસારમાં એક ધર્મનો મનુષ્ય બીજા ધર્મવાળા તરફ તિરસ્કાર દર્શાવે છે. પરંતુ ભિન્ન ભિન્ન દેશના મહાત્માઓ પોતપોતાના દેશના આચાર, વ્યવહાર અને સંસ્કારનો ત્યાગ કરી

વિશુદ્ધ મનુષ્ય પ્રકૃતિ લઇને હિમાચલ ઉપર આરોહણ કરે છે. તેથી આ પવિત્રસ્થાને મતભેદ અને ધર્મયુદ્ધ કવચિદ્ પણ જણાતું નથી. આ પવિત્ર સ્થાને આરોહણ કર્યા પછી ધીમે ધીમે મનુષ્યની વૃત્તિઓ સંકોચાઇ જાય છે, મન પવિત્ર થાય છે અને તેથી કર્મો પણ પવિત્ર થાય છે."

"મ્હેં આ આશ્રમમાં રહેતા પરમહંસજી જોડે ચીન તિબેટ વિગેરે દેશોમાં પર્યટન કર્યું છે પરંતુ ધર્મ સાધન માટે હિમાચલ સિવાય બીજું કોઇ સ્થાન જોયુંજ નહિં. હિમાચલ પર્વત અને તેની ગુહા કન્દરાઓ સાધુ યોગીઓનું સાધન ક્ષેત્ર છે. આ સ્થાને તો ધર્મ એજ સુખ, ધર્મ એજ શાંતિ અને ધર્મસાધન એજ જીવનનુ માત્ર એક લક્ષ્ય થઇ રહે છે."

સાધુ અહિં સુધી બોલ્યા એટલે યુવકે વચમાંજ પ્રશ્ન કર્યો: મહારાજ! આ અધમને ક્ષમા કરો તો એક પ્રશ્ન પુછવાની ઇચ્છા છે."

સાધુએ પ્રસન્ન મુખે કહ્યું: બાબા! તમારો શિષ્ટાચાર જોઇ હું પ્રસન્ન થયો છું. ત્હમારી જે ઇચ્છા હોય તે કરો."

યુવક: પ્રભો! સીતાપુરમાં આપનું મકાન છે તે મ્હને હજુ યાદ છે. આપે કેટલાં વર્ષ થયાં સીતાપુર છોડયું છે?

યુવકનો આગ્રહ જોઇ સાધુએ કહ્યું; બાબા! મારા જીવનનું પુર્વ સ્મર્ણ વિસ્મૃત્તિ સાગરમાં ડુબાવી દેવાનો યત્ન કરૂં છું. પરંતુ તમારી ઇચ્છા તૃપ્ત કરવા માટે તમને ઓળખ આપું છું. હું સીતાપુરના પ્રસિદ્ધ જ્યોતિર્વિદ પણ્ડિત શમ્ભૂપ્રસાદનો જ્યેષ્ઠ પૂત્ર પણ્ડિત દેવીપ્રસાદ. દેશમાં પ્રસરેલા કુસંસ્કારે અને જાત્યાભિમાને મ્હને ઘોર પાપ સમુદ્રમાં નાંખ્યો હતો. પરંતુ પરમેશ્વરની કૃપાવડે અને શુદ્ધ કેવળ સાધુ ભકિત હોવાથીજ તેજ મ્હને આ સ્થાને ધસડી લાવ્યાં છે. અયોધ્યાના નવાબના મેહેસુલ ઉઘરાવનાર અમલદારોએ અમારા ઘરની પવિત્ર, નિર્મળ મનની સ્ત્રીઓનું અપમાન કર્યું હતું. આપણા હિંદુઓમાં મુસલમાનોને સ્પર્શ કરવો એ એક મ્હોટું પાપ માનવામાં આવે છે કારણ કે તેઓ માંસાહારી છે, તેઓ અનેક નિરપરાધી પશુઓની હિંસા કરે છે. પાપ માનવાનું એજ કારણ છે. બાબા; અયોધ્યામાં આવી તેમણે અમારી સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવા માંડયો ત્યારે અમે સ્ત્રીઓને આત્મહત્યા કરવાની સલાહ આપી. તે બિચારીઓએ અશ્રુપૂર્ણ નેત્રે, કોઇએ પતિના સ્હામુ, કોઇએ પૂત્રના સ્હામુ, કોઇએ ભ્રાતૃના સ્હામુ અને કોઇએ પિતાના સ્હામું જોતાં જોતાં સરયુના જળમાં ઝંપલાવી

દીધું ! સરયુના ખોળામાં જઇ પવિત્રતાને જાળવી. મ્હારા કનિષ્ઠ બંધુએ આ બધું જોઇ મુસલમાનોની પ્રતિહિંસા કરવાનો નિશ્ચય કર્યો. અને તે વિચારથીજ લુંટારાઓના ટોળામાં સામેલ થયો. હું સાધુઓની સુસંગતનો લાભ લેવા અને આત્મોદ્ધારને માટે હિમાચલ પર્વત ઉપર આવ્યો."

"બાબા ! મ્હારા કનિષ્ઠ બંધુ પણ્ડિત બળદેવપ્રસાદે અનેક શાસ્ત્રાધ્યયન કર્યું છે. પરંતુ ધન કમાવા માટેજ શાસ્ત્રાધ્યયન કરવામાં આવે તો તેનાથી સુફળ મળતું નથી. તે ઘણો અહંકારી હતો. ઘરમાં મુસલમાનોએ પ્રવેશ કર્યો છે, તેઓ સ્ત્રીઓ પ્રતિ અપમાન કરે છે, જનસમાજમાં નિન્દા થશે, બીજા બ્રાહ્મણો અને શાસ્ત્રીઓ અમને જ્ઞાતિ બહાર મુકશે, એ શંકા આવવાથી તેણે સ્વર્ણ પ્રતિમા જેવી બે કન્યાઓને આત્મહત્યા કરવાનું કહ્યું. કુસંસ્કારને વશ થઈ અમે બન્ને ભાઇઓએ નારીહત્યા અને આત્મહત્યા કરવાના મહા ભયાનક પાપના કાર્યમાં સહાયતા કરી. અમે ચોર અને લુંટારાઓને ઘોર પાપી જાણીએ છીએ. પરંતુ જાત્યાભિમાન અને કુસંસ્કાર ક્વચિદ્ ક્વચિદ્ અમને ઠગ લોકો કરતાં પણ અધિક નિષ્ઠુર બનાવી દેછે. લક્ષ્મીસ્વરૂપ રમણીઓને આત્મહત્યા કરવાનું કહ્યાથી અમે ઘોર પાપાનુષ્ઠાન કર્યું છે.

"બાબા ! તું અમને સ્વદેશ જવાનો અનુરોધ કરે છે, પરંતુ અમારા જેવા ચાર પાંચ મનુષ્યો દેશમાં જશે તેથી શું દેશનું મંગળ થશે ? ઉલટું અમંગળ થવાનોજ સંભવ છે. અમે દેશમાં જઇશું એટલે એકએક જણને અનેકાનેક શિષ્યો થશે. એક એકના શિષ્યોદ્વારા એક એક નુતન સંપ્રદાય બંધાશે. દેશમાં અનેકાનેક સંપ્રદાય ચાલે છે. અમારા આવવાથી ચારપાંચ સમ્પ્રદાય વધશે. એક સમ્પ્રદાયનાં મનુષ્યો બીજા સમ્પ્રદાયનાં મનુષ્યો સાથે હિંસ્ર પશુઓ પેઠે ડોળા ધુરકાવે છે ! મુસલમાન ખ્રિસ્તિઓને તિરસ્કારે છે, ખ્રિસ્તિઓ મુસલમાનને ધિઃકારે છે ! હિંદુઓ, મુસલમાન અને ખ્રિસ્તિઓને ગુસ્સાની દ્રષ્ટિથી જુવે છે. જૂદા જૂદા સમ્પ્રદાયની ધર્મ સાધનપ્રણાલી, આચાર વ્યવહાર અને બાહ્ય કાર્ય વિધિ જૂદા જૂદા પ્રકારનાં છે. સંસારનાં મનુષ્યો તેમનાં બાહ્ય કાર્યથીજ ત્રાસ પામે છે. પરંતુ બધા દેશમાં વ્યાપેલા ધર્મનો સારાંશ એકજ છે, જૂદો નથી. સઘળા ધર્મનો સારાંશ માત્ર "**ઇશ્વરનાં દર્શન કરવાનોજ યત્ન**" છે. સંસારિક જનોમાં ધર્મનું માત્ર આવરણજ જણાય છે અર્થાત્ જનમંડળમાં બાહ્ય કાર્ય વિધિ જણાય છે પરંતુ આ નિર્જન હિમાચલ પર્વત ઉપર આવ્યા વિના ધર્મનું સત્ય તત્વ

મળતું નથી. આ સ્થાને સંસારિક આચાર, વ્યવહાર, નીતિ, રીતિ, આપવું લેવું કાંઈ નથી. સાધુ પુરૂષો સંસારમાંથી નિર્લિપ્ત થઇનેજ, શુદ્ધ ચિત્તે હિમાચલના માર્ગમાં પગ મુકે છે. તેથી આ સ્થાને મતભેદ ઉપસ્થિત થવાનું કાંઇ કારણ નથી. પરંતુ જન્મ થતાંજ કોઇ હિમાચલ ઉપર ચઢી શકતું નથી. સંસાર એ એક પ્રકારનું ઉત્કૃષ્ટ વિદ્યાલય છે. તેમાં રહીને પ્રથમ ધૈર્ય, સહિષ્ણુતા, ત્યાગ સ્વિકાર અને સત્યનિષ્ઠા શિખવું જોઇએ. માયા, મોહ, પ્રપંચ અને અસત્યમાં કેટલાં કેટલાં દુઃખો ભોગવવાં પડે છે તે જાણી લઇ એ ચારે દુષ્ટોને હૃદયમાંથી કાઢી નાંખવા જોઇએ. પરમાત્માએ તો મનુષ્ય દેહ બનાવતી વખતે શરિર, જીવ, આત્મા, ઇન્દ્રિઓ અને કર્મ વિગેરે બધું શુદ્ધ પવિત્ર ભર્યું છે પરંતુ મનુસ્ય જેમ જેમ મ્હોટો થતો જાય છે અને માતા પિતાદિના સંસર્ગમાં આવે છે તેમ તેમ તેનામાં સારી નઠારી વાસના અને સારાં નઠારાં કર્મો ભરાતાં જાય છે. જો સારી સંગતિ હોય છે તો તો તેનું હૃદય અને મન નિર્મળ જળના સરોવર જેવું રહે છે પરંતુ આસપાસની સંગતિ દૂર્વાસના પ્રેરક હોય છે તો સ્વચ્છતામાં પણ મલિનતા પ્રવેશ કરે છે. બાબા ! એ મલિનતાજ મનુસ્યને સંસારનાં પાપ કર્મોમાં પ્રેરે છે. અને પછી ભયંકર કાર્યોની ઉત્પત્તિ થાય છે. માટે સંસારમાં રહીને અનેક સુશિક્ષા મેળવવી. હૃદય મનને નિર્મળ કરવું. અને હિમાચલ ઉપર આવવું. તમારા પિતામહે તમને સ્વદેશ તરફ જવાનું કહ્યું તેનું કારણ એજ. સુશિક્ષા લાભ મેળવવા માટેજ. ”

સાધુના બોલી રહ્યા પછી યુવકે સાધુને પોતાની ઓળખ આપવા માંડી પરંતુ સાધુએ સ્મિત હાસ્ય કરી કહ્યું: બાબા ! મ્હેં ત્હને ઓળખ્યો. તું સીતાપુરના ગંગાપ્રસાદ શાસ્ત્રીનો પુત્ર કાશીનાથ. ”

કાશીનાથ આશ્ચર્યપામી બોલ્યોઃ પ્રભો ! હું હમણાં લખનૌ જવાની ઇચ્છા રાખું છું. કૃપા કરી કહો કે મ્હને મ્હારી ભગિનીનો ઉદ્ધાર કરવાને હજુ કેટલા દિવસ લાગશે. મહાત્મન્ ! આપ સર્વજ્ઞ અને સર્વ દર્શી છો. ”

સાધુ : બાબા ! તું કાનપુર જઇને પછી લખનૌ જજે. કાનપુરમાં ત્હારી ભગિનીની શી દશા છે તે ત્હને ખબર પડશે.

“ કાનપુરમાં શી રીતે તેની અવસ્થા જાણી શકાશે ? ”

“ કાનપુરમાં જયપાલસિંહ નામક એક વસ્ત્ર વેચનાર હતો. તેના મ-

કાનમાંજ ત્હારી ભગિની કારાગૃહવાસિની હતી. ”

કાશીનાથે સાધુના ચરણમાં મસ્તિક નમાવી પ્રણામ કર્યા અને ત્યાંથી ચાલ્યો ગયો. પંદર દિવસ પછી કાનપુર પહોંચ્યો. માર્ગમાં અનેક સંસાર ત્યાગી સાધુ અને પરમહંસના આશ્રમનું આતિથ્ય લીધું. સાધુઓનાં ઈશ્વરસ્મર્ણ અને ધ્યાન જ્ઞાને તેને મુગ્ધ કરી દીધો.

કાનપુરમાં જઇ તેણે જયપાલસિંહના ઘરની ખબર મેળવી. જયપાલસિંહના બગિચામાં પ્રવેશ કરતાંજ તેણે અયોધ્યાનાથને દીઠો. તેને જોતાંજ અયોધ્યાનાથ પણ અત્યંન્ત વિસ્મય થયો. પરંતુ જ્યારે કાશીનાથે તેને આદિથી અંતપર્યંત સઘળાનું વૃત્તાન્ત કહ્યું ત્યારે તેનાં બન્ને નેત્રમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. રંકનું ખોવાયલું ધન પાછું મળે અને જેટલો આનંદ થાય તેટલો આનંદ અયોધ્યાનાથને કાશીનાથ મળ્યાથી થયો. કાશીનાથને આલિંગન કર્યું.

અયોધ્યાનાથનું શરિર હવે વ્યાધિ મુક્ત થયું છે. તેથી તેણે કાશીનાથ અને બુન્દિયાને લઇને લખનૌ તરફ પ્રયાણ કર્યું.





# એકવિંશતિતમ પરિચ્છેદ.

## ભારત રમણી.

Truly if Hindustan is ever saved, it will be by the virtues of its women; for more Honourable, more honest minded, more nobly-endowed female humanity is not to be found in the most highly civilized regions of the earth than amongst the Zananahs of India—*W. Knighton.*



આજે સુક્રવારનો દિવસ છે, બે પ્રહર વ્યતિત થયા છે. મુસલમાનોનો જુમ્માનો દિવસ છે. આજ પાદશા બેગમ હુજરત અબ્બાસની દરગાહમાં નિમાજ ભણવા જશે. લખનૌના માર્ગો મનુષ્યોના ટોળાઓથી ભરપુર છે. આસપાસથી હજારો, આંધળાં, લુલા, કંગાલ, રોગિષ્ટ માણસો લખનૌમાં આવે છે. પ્રત્યેક માસના પ્રથમ સુક્રવારે પાદશા બેગમ પુત્ર મેળવવાની ઇચ્છાથી દરગાહમાં નિમાજ ભણવા જાય છે. નિમાજ ભણીને ઘેર આવતી વખતે ગરિબ, કંગાલ તથા લુલા લંગડાં વિગેરે ભિખારીઓને દશ હજાર રૂપિયાનું દાન કરે છે. તેના જવાના બન્ને રસ્તાઓમાં હજારો ભિક્ષુકો ઉભા ઉભા હાથ લાંબા કરી રહ્યા છે.

પાદશા બેગમ દરગાહ તરફ જાય છે. સૌથી પહેલા એક લશ્કરી ટુકડી, લશ્કરી પોષાક ધારણ કરી રણવાદ્ય વગાડતા વગાડતા ચાલે છે. તેની પાછળ એક બીજી ટુકડીના સિપાહીઓ અસ્ત્ર શસ્ત્ર ધારણ કરી ચાલે છે. તેની પાછળ ચાંદીથી મઢેલો એક મ્યાનો હતો. મ્યાનાની ઉપર આફતાબ

અર્થાત્ સોનાનું રાજછત્ર હતું. પાદશા બેગમ સિવાય બીજી કોઈ બેગમ આ રાજછત્રનો વ્યવહાર કરતું નહોતુ. પાદશા બેગમનો મ્યાનો, પાલખી કે ડોળીના જેવો નહોતો. તે ન્હાના ઘરના જેવો મ્હોટો ચોખંડો હતો. શરિરે સુશોભિત વસ્ત્ર પહેરેલા વીશ મનુષ્યો તે મ્યાનો ખાંધે ઉપાડી જતાં હતાં. આસપાસ સ્વર્ણથી ભરેલ પરદાઓ ટાંગ્યા હતા, એક બે સખીઓ સહિત બેગમ તેમાં બેઠી હતી. મ્યાનાની પાછળ સુંદર પોષાક ધારણ કરેલી વીશ સ્ત્રીઓ પગે ચાલતી આવે છે. મ્યાનો દરગાહના દ્વાર આગળ આવી પહોંચ્યો એટલે સ્ત્રીઓએ તે મ્યાનો પોતાને ખાંધે લઇ દરગાહમાં પ્રવેશ કર્યો, સ્ત્રી ઉંચકનારીઓની પાછળ રૂપાની છડી લઇ આશાબરદાર અને ચોબદાર ચાલતા હતા. એની પાછળ હાથી ઉપર બેગમનો મુખ્ય ખોજો સ્વર્ણથી ભરેલાં વસ્ત્રો અને સ્વર્ણથી મઢેલું મંદિલ પહેરી એક હાથી ઉપર બેસી આવે છે.

બેગમે દરગાહમાં પ્રવેશ કરી યથા સમયે નિમાજ ભણ્યો. પુત્ર મેળવવાની મનોકામના કરીને પરમેશ્વરને વારંવાર પ્રાર્થના કરી ઘેર પાછાં ફરતી વખતે પોતાના નિયમ પ્રમાણે દશ હજાર રૂપિયા ગરિબ, કંગાલ, અંધ અપંગ વિગેરેને દાન સ્વરૂપ વહેંચી આપ્યા. પાદશા બેગમ પ્રત્યેક મહિનાના પ્રથમ શુક્રવારે દશ હજાર રૂપિયા દાન કરતી હતી. પરંતુ બીજી તરફ બાદશાહ હુઝુર અનેક રૂપિયા ખરચી અનેક પાપ કર્મ કરતા હોવાથી પરમેશ્વરે પુણ્યવતી, પતિવ્રત્તા બેગમની વિનતી સ્વિકારી નહોતી.

નુન્ના સાથે બીજા દિવસે સાક્ષાત્ થયા પછી બાદશાહ નસિરૂદ્દિન ત્રણ દિવસ સુધી બહાર નિકળેલો જ નહોતો. સરફરાજખાં સિવાય બીજા સભાસદો કહેતા હતા કેઃ બાદશાહ નુન્નાને લઇને જનાનખાનામાં મોજ કરે છે અને નુન્નાની સાથે જ સમય વ્યતીત કરે છે.'

આજે પાદશા બેગમ દરગાહમાં ગયા પછી નસિરે પાદશા બેગમના મહેલમાં પ્રવેશ કર્યો. તેના મિત્રો ખાસ દરબારમાં તેની રાહ જોતા હતા. પાદશા બેગમના ઘેર આવવાના થોડા સમય પહેલાં જ બાદશાહ નસિર તેના મહેલમાંથી બાહાર નિકળી ગયો. પાદશા બેગમ સાથે તેનો સાક્ષાત્કાર થયો નહિં.

વાંચક ! પાદશાહ બેગમ શું સુખી છે ? આટલા બધા દાસ, દાસી, સોના રૂપાથી મઢેલી પાલખી અને મ્યાનો, અતુલ ધન સમ્પત્તિ, અનેક વિલાસ ભોગ શું તે બિચારીને સુખી કરે છે ? જુવો પેલી એક ખેડૂતની

સ્ત્રી, કમ્મરે સુદ્રઢ પુત્ર લઇ પાદશા બેગમ પાસે હાથ લાંબો કરી ભિક્ષા માંગે છે! શું પાદશા બેગમ તે બેકૂતની સ્ત્રી કરતાં વધારે સુખી છે? ને બેકૂત સ્ત્રી પાદશાહ બેગમ કરતાં વધારે સુખી નથી?

× + + × × ×

પાદશાહ બેગમ મહાલયમાં આવી તે પહેલાં નસિરને તેના મહાલયમાંથી બહાર નિકળતાં જોઇને અંગ્રેજ મિત્રોમાંથી એકે બીજાને કહ્યું: હું ધારૂં છું કે બાદશાહ, પાદશા બેગમનો મેહેલ નુન્નાને આપી દેશે. તેથી જ નસિર પાદશા બેગમનો મેહેલ જોવા ગયા હતા. પાદશા બેગમને કદાચ બીજા મેહેલમાં રહેવું પડશે.

બીજો; એ નવી છોકરીનું નસિબ ઉત્કૃષ્ટ છે. બે દિવસ નાચ, ગાયન કર્યું એટલામાં જ બાદશાહની બેગમ બની ગઇ! તેને પસંદ કર્યા પછી આપણે વધારે જોવા પામ્યા નહિ.

એ અંગ્રેજોની આ પ્રમાણે વાતચીત થતી હતી તે સમયે નવિન મંત્રી નવાબ રોશનઉદ્દૌલા અને રાજા દર્શનસિંહ ત્યાં આવી પહોંચ્યાં. અંગ્રેજોને નુન્નાની પ્રસંસા કરતાં સાંભળી દર્શનસિંહ મનમાં અત્યન્ત આનંદ પામવા લાગ્યો. થોડીક વારે નસિર અને સરફરાજખાં પણ ત્યાંજ આવી પહોંચ્યા. સાયંકાળને સમયે સઘળા એકઠા મળીને ગોમતી નદિને કિનારે ફરવા ચાલ્યા ગયા.

સાયંકાળે હવા ખાવા જવાને સમયે નસિરૂદ્દિન હમેશાં યુરોપીયનોના જેવો હૅટ, કોટ, પાટલુન પહેરતો. ઉદ્યાનમાં ગયા પછી નસિરે પોતાની હૅટ હાથમાં લઈ તેમાંના વચલા કાણામાં આંગળી ઘાલી હૅટને આમ તેમ ફેરવવા લાગ્યો. અત્યાર સુધી કોઇના મુખમાંથી હસવા જેવી વાત બહાર નિકળી નહોતી. હસવાનો હો, હી, શબ્દ હજુ સુધી સંભળાતો નહોતો. પ્રત્યેક સભાસદો આ તરફ, પેલી તરફ, જોવા લાગ્યા હતા. પરંતુ હસવા જેવી કોઈ વસ્તુ તેમની દ્રષ્ટીએ પડતી નહોતી. નવાબ રોશનઉદ્દૌલા મ્હોઢું પહોળું કરી હસવાની તયારી કરી રહ્યા હતા. બાદશાહના મુખમાંથી કોઇ વાત બહાર નિકળતાં જ સૌથી પહેલાં તેજ હસતો અને તેમ કરી બાદશાહની વાતનું રહસ્ય તથા રસિકતા સમજવાની અપાર શક્તિનો પરિચય આપતો. પરંતુ નિત્ય નવિન વાત કયાંથી મળે? નિત્ય નવો પ્રસંગ કયાંથી મળે કે જેથી વારંવાર બધાંને હસવુંજ આવે? અને તે પણ વળી બાદશાહના મુખમાંથી નિકળતા શબ્દો જ હસાવે! નવિન વાત અને નવિન વિ-

પયોની રચના કરવાની બુદ્ધિ તો પરમેશ્વરે ભાંડ ભવાયા અને એવાજ બી-જા મશ્કરાઓને જ બક્ષી હતી ! તેવી બુદ્ધિ કાંઇ નવાબ **નસિરને** કે બીજા શ્રીમંતોને અર્પણ કરી નથી ! **નસિરના** દરબારમાં તેવો કોઇ રસિક કે મન રંજન કરે એવો પુરૂષ જ નહોતો. તેથી **નસિરના** મોજ મજાહને સમયે નિત્ય કેટલી પરમ સુંદરી સ્ત્રીઓ તેની આસપાસ બેસતી. તે સ્થાને હાસ્ય ક-રવાનું કાંઇ કારણ ન હોવા છતાં તે સ્ત્રીઓના આવવાથીજ હાસ્ય કરવાનું કોઇ એક પણ કારણ મળતું. સ્ત્રીઓના મુખ તરફ દ્રષ્ટિ જતાંજ હાસ્ય ઉત્પન્ન થાય છે. પરંતુ બગિચામાં તો આ વખતે કેટલાક મ્હોટા મ્હોટા યમદૂત જેવા અંગ્રેજો ! તેમને જોતાં તો ઉલટું પેટમાંનું કાળજું ઉથલી જાય ! આ સ્થાનકે હાસ્ય કરવા જેવું તેમને કાંઇ મળ્યું નહિ. તેથી નવાબ **રોશન** ઉદ્દૌલાએ **નસિરને** આંગળી ઉપર ટોપી ફેરવતાં જોઇને તેને જ હાસ્યનું કા-રણ માની લીધું, "વાહ ! વાહ !" બોલતો બોલતો **રોશન** હી હી કરી હ-સવા લાગ્યો. બાદશાહે પણ જરાક હાસ્ય કર્યું. અને તેથી તેના બીજા મિત્રો પણ થોડું થોડું હસ્યા.

આ સમયે **રાજા** દર્શનસિંહેજ બાદશાહના મશ્કરાનું સ્થાન લીધું. તેણે જોયું કે નવાબ **રોશન**ઉદ્દૌલા હસવાનું કારણ નહિ હોવા છતાં સૌથી પહેલાં હાસ્ય કરી બાદશાહનો પ્રીયપાત્ર થવાનો યત્ન કરે છે. તે જોઇ **દર્શન** તેના ઉપર ગુસ્સે થયો. અને તેથી બધાંને ખુબ હસાવવાની ઇચ્છાથી રસિકતા દર્શાવવા બોલ્યો: " **મુલ્કે જમાનાની પાઘડીમાં છિદ્ર.** "

" મુલ્કે જમાનાની પાઘડીમાં છિદ્ર ? " આ શબ્દો સાંભળતાંજ **નસિરે** લાલ નેત્રોવડે તેના સ્હામું જોયું ! અન્ય મિત્રોએ હસવાને માટે મ્હોડાં ઉઘાડાં કર્યાં હતાં. પરંતુ **નસિરનાં** ગુસ્સા ભરેલાં નેત્રો જોઈ સઘ-ળાએ હોઠ ઉપર હાથ ઢાંકી દીધો. **નસિરે** સ્હામેના ટેબલ ઉપર બળપૂર્વક હાથ અફાળ્યો અને કહ્યું: રોસન ! **રોસન** ! હરામખોર વિદ્રોહીને હમણાંજ બન્દિવાન કરી કારાગૃહમાં લઈ જા. એનો શિરચ્છેદ કર. "

બાદશાહને એકાએક કોપાવિષ્ટ થયલો જોઇ સઘળા વિસ્મય થયા. બાદશાહે બીજા કોઈ તરફ દ્રષ્ટિ નહિ ફેરવતાં દર્શનસિંહને હાથે પગે ભો-ખંડની બેડીઓ પેહેરાવવાની આજ્ઞા કરી.* બાદશાહની આજ્ઞા મળતાંજ

---

* His capricious Majesty has just degraded his chief favourite the Sejanus of Lucknow, the Maharaja Dursun Sing, who has been put in chain, his food defiled, and his turban

રોશનને સત્વર શારિર રક્ષક–બૉડીગાર્ડ–કેપ્ટનને દર્શનસિંહને કેદખાનાંમાં લઈ જવાની આજ્ઞા કરી. કેપ્ટન દર્શનસિંહને કેદખાનામાં લઈ ગયો.

બાદશાહે પોતાના હાથમાંની હૅટને જોરથી ભુમિ ઉપર અફાળી અને બળપૂર્વક તેના ઉપર પગવડે લાતો મારતાં બોલ્યો: સન્ધ્યા વ્યતિત થતાં પૂર્વેજ એ દુષ્ટને પ્રાણ દણ્ડની શિક્ષા થશે. રોશન ! સન્ધ્યા પૂર્વેજ દર્શનનો શિરચ્છેદ થવો જોઇએ.

દર્શનસિંહને કેદખાનામાં પૂરી દીધો. રોશન તેના પ્રાણ દણ્ડની તયારી કરવા લાગ્યો. બાદશાહે હાથી ઉપર બેસી મેહેલ તરફ ગમન કર્યું. રાજા દર્શનસિંહને શામાટે કેદખાનામાં પૂર્યો તે હજુ સુધી બાદશાહના અંગ્રેજ સભાસદો–મિત્રો–પણ જાણી શક્યા નહિ ! તેઓ એ વિષયમાં નસિરને પ્રશ્ન કરવાનું સાહસ પણ કરી શકયા નહિ.

નસિરના પિતા ગાજીઉદ્દિન હયદર, નસિરનો પુત્ર તરીકે સ્વિકાર કરતા નહોતા. તે સમયની પ્રજાના મનુષ્યો કહેતાં કે નસિરે તે સમયના અંગ્રેજ રેસિડેન્ટને બે કરોડ રૂપિયા લાંચ આપીને રાજ્યગાદી મેળવી છે. નસિરૂદ્દિને વિચાર કર્યો કે “ મુલ્કેજમાનાની પાઘડીમાં છિદ્ર ” નો એજ અર્થ કે મ્હેં ન્યાયાનુસાર રાજગાદી મેળવી નથી. મ્હારા રાજમુકુટમાં છિદ્ર છે, હું સિંહાસનને યોગ્ય અધિકારી નથી. ” દર્શનસિંહના એક વાકયનો આટલો બધો અર્થ કરી નસિરૂદ્દિન ગુસ્સે થઇ ગયો. તેથીજ દર્શનને રાજ્યદ્રોહી ઠેરવ્યો. અને તેના પ્રાણ દણ્ડની શિક્ષા કરી છે. નસિર અયોધ્યાનો સ્વતંત્ર બાદશાહ હતો. તે પોતાના રાજ્યની પ્રજાને પોતાની ઇચ્છાનુસાર આજ્ઞા કરી શકે છે. ગવર્નર જનરલ કિંવા રેસિડેન્ટ તેના કામમાં હાથ નાખી શકે તેમ નથી. માત્ર અંગ્રેજ કર્મચારીઓને અથવા અયોધ્યામાંના કોઇ અંગ્રેજને દણ્ડ કરતી વખતે અંગ્રેજ ગવર્નમેન્ટને સલાહ લેવી પડતી

removed and kicked by Mehturs. His relations and followers have all likewise been disgraced, and new darogahs appointed to his numerous offices. The prime minister, his bitterest enemy is living in one of the apartments of the palace, to be in immidiate attendance on the king, and every moment dreading a similar ebullition of wrath from his royal master. This state of things arises, it is supposed, from an illitrigue with the exiled queen mother:—*Asiatic Journal, April 1836, page 261.*

હતી. રાજા **દર્શનસિંહ**ને પ્રાણ દણ્ડની શિક્ષા થઇ તે વાત રેસીડન્ટને કાને ગઇ છતાં તેનાથી કાંઇ બોલાય તેમ નહોતું. તેણે સ્પષ્ટ કહ્યું કેઃ " આ કામમાં અંગ્રેજ ગવર્નમેન્ટ હસ્તક્ષેપ કરી શકશે નહિ. "

**નસિરે** મહેલમાં આવી પોતાના અંગ્રેજી શિક્ષકને પુછ્યુંઃ માસ્ટર ! ઇંગ્લંડમાં રાજદ્રોહીને શું આ પ્રમાણેજ શિક્ષા કરવામાં આવે છે ?

" મુલ્કેજમાના ! ઇંગ્લંડેશ્વર રાજદ્રોહીને આ પ્રમાણે બન્દિવાન કરી તરતજ કેદખાનામાં મોકલે છે પરંતુ પછી તેનો ન્યાય કરી શિક્ષા આપે છે.

" ઠીક, હું પણ તેમજ કરીશ. "

**નસિર**ના આ શબ્દો સાંભળીને તરતજ માસ્તરે કહ્યું કેઃ મુલ્કેજમાના. આપે તો **દર્શનસિંહ**નો શિરચ્છેદ કરવાની આજ્ઞા કરી દીધી છે, નવાબ **રોશન**ઉદ્દૌલા તેના પ્રાણદણ્ડની તયારી કરે છે. "

**નસિરે** માસ્ટરને કાંઇ ઉત્તર આપ્યો નહિ. પરંતુ માસ્તર **દર્શનસિંહ**નો એક શુભેચ્છેક હતો. તેથી તેણે બીજી વખત કહ્યુંઃ મુલ્કેજમાનાનો હુકમ થતાંજ આપ નામદારની ઇચ્છા હું **રોશન**ઉદ્દૌલાને જણાવી શકીશ.

**નસિર** મ્હોટા દુઃખમાં આવી પડ્યો. **નસિરે** વિચાર્યું હતું કે પોતાનો અંગ્રેજ શિક્ષક પ્રશ્ન પુછતાં એવોજ જવાબ આપશે કે ઇંગ્લંડના રાજાઓ પણ રાજદ્રોહીને આ પ્રમાણેજ ફાંસીની શિક્ષા કરે છે. **નસિર**ના મિત્ર સભાસદો કદી પણ **નસિર**નું કોઇ કામ અયોગ્ય છે એમ કહેવાનું સાહસ કરતા નહિ. **નસિર**ની ઇચ્છા પણ નહોતી કે પ્રાણદણ્ડની આજ્ઞા પાછી ફેરવવી. તેથી તે ચુપચુપ બેશી રહ્યો.

**નસિર**ના શિક્ષકે ફરીથી પુછ્યુંઃ મુલ્કેજમાના ! હું જાઉંછું. આપની ઇચ્છા નવાબ **રોશન**ઉદ્દૌલાને કહુંછું.

શિક્ષક તરતજ ઘોડેસ્વાર થઇ કારાગૃહ તરફ ગયો. ત્યાં જતાંજ કેવું ભયંકર અને શોકજનક કાર્ય તેની નજરે પડ્યું ! **દર્શનસિંહ**ના પહેરેલા મુલ્યવાન વસ્ત્રાલંકાર સિપાહીઓ પોતપોતાનામાં વહેંચી લેછે. એક ફાટેલું મલિન વસ્ત્ર **દર્શન**ને પહેરવા આપ્યું છે. **દર્શન**ના હાથમાંની બન્દુક અને સોનાથી મઢેલી તરવાર નવાબ **રોશન**ના સમક્ષ પડી છે ! **દર્શનસિંહ**ના માથાનું સુવર્ણથી મઢેલું મંદિલ, પાંચ હજાર રૂપિયાના મુલ્યનું, એક મ્હેતર–ઢેડ–ભંગી–ભોંયપર નાંખી પોતાના પગ નીચે રગદોળે છે ! બાદશાહે આજ્ઞા કરી છે કેઃ **દર્શનસિંહ**ના પ્રાણ નાશ કરતાં પહેલા તેના માથાનો

મુકુટ એક ભંગીના પગ તળે રગદોળાવવો ! હેની તરવાર અને બંદુકનાં ભાંગી ચૂરેચૂરા કરવા !

દર્શનસિંહ મલીન વસ્ત્ર પહેરીને સામાન્ય પહેરાવાળા સિપાહીના ખાટલા ઉપર, ઉઘાડે શરિરે, નીચું મ્હોડું કરી બેઠો છે.

નસિરનો અંગ્રેજ શિક્ષક દોડતો અને હાંફતો કારાગૃહમાં પહોંચ્યો અને બાદશાહનો વિચાર નવાબ રોશનઉદ્દૌલાને જણાવ્યો. દર્શનસિંહે તેને જોતાંજ ગદ્દ ગદ્દ કણ્ઠે કહ્યું: ભાઇ! મ્હેં તો માત્ર હાસ્ય વિનોદ માટે જ કહ્યુ હતું કે: **"આપણી પાઘડીમાં છિદ્ર"** બાદશાહને શું ખબર નથી કે તેમના પિતા અને બીજા નિકટનાં સગાંઓ ત્હેમને સિંહાસન ઉપર બેસાડવા ઇચ્છતા નહોતા તે વખતે મ્હેંજ રેસિડેન્ટને બે કરોડ રૂપિયા આપવાની સલાહ આપી હતી? રેસિડેન્ટના કલાર્ક ગુલામ હુશેનખાંની સાથે કોણે સલાહ મસલત કરી હતી? ભાઇ! મ્હારી એ મહેનતનો બદલો આવો જ કે? નિશ્ચય બાદશાહ મ્હારો પ્રાણ દંણ્ડ કરશે! રોસન મ્હારો પરમ શત્રુ છે. ત્હમે અંગ્રેજ છો. સ્ત્રીઓનું ત્હમે ઘણું સન્માન કરો છો. મ્હારા મૃત્યુપછી મ્હારા સ્ત્રી પુત્રની રક્ષા કરવાનો યત્ન કરજો. રેસિડેન્ટ સાહેબને કહેજો કે ત્હેમની રક્ષા કરે. હું સૈનિક પુરૂષ છું. સિપાહીઓનો માર હું સહન કરી શકીશ પણ મ્હારી સ્ત્રી, કન્યા, શય્યાવશ પડેલા મ્હારા વૃદ્ધ પિતા અને મ્હારા બે પુત્રો તેવો માર સહન કરી શકશે નહિં. રોશન નિશ્ચય મ્હારૂં ઘર લુંટી લેશે. લુંટ કરતી વખતે મ્હારી સ્ત્રી, પુત્ર, કન્યાને મારશે. અફસોસ. ?"

"ભાઇ! મ્હારા પ્હેરેલાં મુલ્યવાન વસ્ત્રાદિ સિપાહીઓ લઇ ગયા છે. મ્હેં ઘણા કષ્ટે આ એક હીરાની મુદ્રિકા સંતાડી રાખી છે. લ્યો, તે ત્હમારી પાસે રાખો. મ્હારો તમારા ઉપર વિશ્વાસ છે. જે સમયે મ્હારૂં કુટુંબ એકદમ દરિદ્ર થઇ જાય તે સમયે આ હિરક મુદ્રિકા વેચી તેનું ધન મ્હારા કુટુંબીઓને આપજો. કારણ કે મ્હારી સર્વ સમ્પત્તિ બાદશાહ જપ્ત કરી લેશે. એટલે તેઓ માર્ગના ભિખારી જેવા થઇ રહેશે."

દર્શનસિંહનાં નેત્રો જળમાં તરવા લાગ્યાં. તેણે રડતાં રડતાં હાથ વડે આંસુ લુછી નાંખ્યાં. એક હાથે સંતાડેલી હીરાની વીંટી કાઢી અંગ્રેજ શિક્ષકના હાથમાં આપી. એ વીંટીનું મુલ્ય લગભગ પચાસ હજાર રૂપિઆ હતું.

શિક્ષકે વીંટી લઇ કહ્યું: ભાઇ! અહિં હું વધારે સમય ઉભો રહીશ

તો તમારૂં અનિષ્ટ થવા સંભવ છે. પરંતુ મ્હારાથી જ્યાં સુધી બનશે ત્યાં સુધી હું ત્હમારા પ્રાણ બચાવવાનો યત્ન કરીશ. મ્હારો નિશ્ચય છે કે અંગ્રેજ હજામેજ કાંઇક પ્રપંચ કર્યો છે.

અંગ્રેજ શિક્ષક ત્યાંથી વિદાય થયો. રાત્રિના સમયે નવાબ રોશન ઉદ્દૌલા અને સરફરાજખાં બાદશાહની પાસે ગયા. બાદશાહે સરફરાજને કહ્યું. માસ્ટર કહેતા હતા કે ઇંગ્લંડના રાજા રાજદ્રોહીને પ્રથમ બંધીવાન કરે છે અને પછી ઇન્સાફ કરીને તેને દંડ આપે છે."

સરફરાજ: મુલ્કે જમાના ! વિલાયતમાં મ્હોટા મ્હોટા જજ્જોને ત્યાં હું જતો હતો. હું તેમના વાળ બનાવતો હતો. માસ્ટરને વિલાયતની શું ખબર છે ! તેણે વળી કેટલા જજ્જ જોયા છે ? "

બાદશાહ: ત્યારે વિલાયતના રાજા કેવી રીતે દંડ કરે છે ?

સરફરાજખાં કોપાદિષ્ટ થઇ બોલ્યો: વિલાયતના રાજા બીજું શું કરે ? વિદ્રોહીનો સર્વ માલ જપ્ત કરે છે, તેહના આત્મીય સર્વ મનુષ્યોનો પ્રાણ વધ કરે છે. તેનું ઘર કુતરાં બિલાડાં ફરે તેવુ કરે છે ! "

" ઘરમાં કુતરા બિલાડા " એ શબ્દ સાંભળી રોશનઉદ્દૌલાએ કહ્યું. મુલ્કે જમાના ! વિલાયતનો ન્યાય અને આપણા કુરાનનો ન્યાય બરોબર એકજ પ્રકારનો છે. કુરાનમાં લખ્યું છે કે: દુમસ્નનું ઘર ઉજ્જડ કરવું જોઇએ. દર્શનસિંહના ઘરને પણ તેમજ કરવું જોઇએ. "

બાદશાહે ઉત્તર દીધું: કુરાનમાં જેમ લખ્યું છે તેમજ કર. દર્શનના સમસ્ત પરિવાર વર્ગનો શિરચ્છેદ કર. તેના ઘરને ઉજ્જડ સ્મશાન તુલ્ય બનાવ" આ પ્રમાણે વાતચિત્ત થતાં તેજ રાત્રે દર્શનસિંહનો વિશાળ મેહેલ લુંટી લેવામાં આવ્યો. તેના પુત્ર, પુત્રિ, સ્ત્રી અને વૃદ્ધ પિતાને પકડવા માટે સિપાહીઓ મોકલવામાં આવ્યા.

વાંચક ! દર્શનસિંહ મ્હોટો પાપી મનુષ્ય હતો. તેણે ઘોર પાપ કર્યાં હતાં તેથી તેનું આ સમયનું દુઃખ જોઇને કદાચ તમારા મનમાં દુઃખ ઉત્પન્ન થતું હશે નહિં. એક પાપી મનુષ્યને જ્યારે સખત દુઃખ પડે છે ત્યારે કોઇને તેની દયા આવતી નથી, દર્શનની સ્ત્રી, પુત્રી, પુત્ર આદિ નિરપરાધી હતાં ! તેથી એ બધાંની દુર્ગતિ, દુરાવસ્થા જોઇને અવસ્ય ત્હમારાં નેત્રમાંથી અશ્રુપાત થયા વિના રહેશે નહિ. !

અયોધ્યાના બાદશાહના સિપાહીઓને યથા સમયે પગાર મળતો નહોતો. તેઓ કોઇકિ વખતે કેટલાક જીલ્લાના પોલીસોની પેઠે લાઇસન્સ મે-

લાઇસેન્સ લુંટારા ( Licensed Dacoits ) જેવા હતા. લુંટ મેળવીનેજ પેટનું પુરૂં કરતા હતા. દર્શનના મહેલને લુંટવા જે સિપાહીઓ મોકલ્યા હતા તેની સાથે રોશનઉદ્દૌલાના વિશ્વાસુ સિપાહીઓ ગયા હતા. સઘળાને વિશ્વાસ હતો કે દર્શનના પિતાએ પચાસ લાખ રૂપિયા ભેગા કર્યા છે. નવાબ રોશનઉદ્દૌલાએ મનમાંજ સ્થિર કર્યું હતું કે આ જપ્તીમાંથી દશ લક્ષ રૂપીયા પોતેજ ઉડાવી જશે. તેટલા માટેજ સિપાહીઓ સાથે પોતાના વિશ્વાસુ સિપાહીઓ મોકલવામાં આવ્યા હતા.

સિપાહીઓ દર્શનસિંહના મહાલયે પહોચ્યા. દર્શનની ત્રણ સ્ત્રી, ચાર યુવાન કન્યા, બે બાલિકાઓ, બે બાળક અને તેના વૃદ્ધ પિતાને બંધીવાન કર્યા. દર્શનસિંહના ઘરનો સર્વ સામાન બહાર કાઢી તેમાંનો ઘણો ભાગ સિપાહીઓ પોતાને ઘેર લઇ ગયા. થોડોક લખનૌ મોકલવામાં આવ્યો ઘરમાંથી એક લાખ રૂપિયા કરતાં વિશેષ રોકડા રૂપિયા મળ્યા નહિ! નવાબ રોશન ઉદ્દૌલાએ પોતાના સિપાહીઓને આજ્ઞા કરી કે દર્શનનાં સ્ત્રી, પુત્રને મારવાં. દર્શનનાં સ્ત્રી, પુત્ર, પુત્રી કમ્પવા લાગ્યાં, રડવા લાગ્યાં. રોશને કહ્યું; બીજા રોકડ રૂપિયા ક્યાં છે તે નહિં બતાવવામાં આવે તો ધર્મ ભ્રષ્ટ કરવામાં આવશે. લુંટારાઓની પેઠે સિપાહીઓએ સ્ત્રી, પુત્ર, પુત્રીને મારવાનું આરંભ કર્યું. તેમનાં પહેરેલાં લુગડાં પણ કાઢી લીધાં. લુગડાનો એક ફાટેલો કટકો પ્હેરી તેઓ શરીર ઢાંકવા લાગ્યાં! પરંતુ સ્ત્રીઓને માટે એક કટકો લુગડું શરીરે ઢાંકી લજ્જા રાખવાને પુરતું નહોતું. સ્ત્રીઓએ ફક્ત કમ્મર ઉપર લુગડું વિટાળ્યું છે, છાતીથી માથા પર્યંત સઘળો ભાગ ઉઘાડો લઇ, રાજા દર્શનસિંહની પત્નિ, પુત્ર, પુત્રીઓ તથા વાયુરોગથી શરીરે રહી ગયલો, પથારી વશ થઇ પડેલો તેનો પિતા જયપાલસિંહ લખનૌ તરફ જાય છે. નવાબ રોશન ઉદ્દૌલાએ સાથે સિપાહીઓ પણ મોકલ્યા છે.

કાનપુરથી લખનૌ જવાના માર્ગની એક બાજુએ, લખનૌથી દશ ગાઉ વેગળે, દર્શનસિંહનું મકાન હતું. તેજ માર્ગે થઇને મુસાફરો આવ, જા કરેછે.

પણ્ડિત અયોધ્યાનાથ, કાશીનાથ અને બુન્દિયા એ માર્ગે થઇને જ લખનૌ જાય છે. તેઓ દર્શનસિંહના મકાન આગળ જઈ પહોંચ્યાં ત્યારે ત્યાં ઘણા સિપાહીઓને ઉભેલા દીઠા. તે સિપાહીઓની પાસે ઘરમાંથી કહાડેલો સર-સામાન પડયો હતો. ઘરમાંનાં સ્ત્રી, પુરૂષ અને બાળકોને કેદી બનાવેલાં હતાં. આસપાસ પુછતાં જણાયું કેઃ દર્શનસિંહનાં સ્ત્રી, પુત્ર, પુત્રીને ફાંસી દેવા માટે લખનૌ લઈ જવામાં આવે છે! કેટલાક સિપાહીઓ દર્શનના ઘરની ભીંતો તોડી પાડી ગુપ્ત ધન શોધે છે! સુંદર અને ભવ્ય મકા

નની કેવી હાલત! ધનવાન શ્રીમંત રાજાના ઘરનાં સ્ત્રી, બાળકોની કેવી શોચનીય દુર્દશા! જેઓ એક વખત મ્હો માંગ્યાં વસ્ત્રાલંકારો પહેરતાં એનાંજ શરીર ઉપર ફાટલા લુગડાંનો એક કટકો મળવાનું અને પોતાની લજ્જા નિવારણ કરવાનું મુશ્કેલ થઇ પડ્યું છે!

કાશીનાથે આ સમાચાર સાંભળતાં જ તેનું હૃદય દયાથી દ્રવવા માંડ્યું. હિમાચલ ઉપર ગયો ત્યારે તેના પ્રાણરક્ષક મહા પુરૂષે કહ્યું હતું કે: એ બાલિકાનો ધર્મ નષ્ટ કરવાનાં પ્રપંચમાં, દર્શનસિંહ, પરિવારસહ નષ્ટ થશે અને નસિરૂદ્દિન હયદર પ્રાણ ગુમાવશે.

તેણે તત્ક્ષણ અયોધ્યાનાથને કહ્યું: ભાઇ! મને એમ જણાય છે કે માનકુમારીના પ્રપંચ વડેજ આજે દર્શનસિંહના કુટુંબની દુરાવસ્થા થઇ છે. દર્શનસિંહ ઘોર પાપી છે, તેને માટે મ્હારા મનમાં કષ્ટ થતું નથી પરંતુ આ નિરપરાધી સ્ત્રીઓ અને બાળકો માટે બહુ દયા ઉત્પન્ન થાય છે. તેમને બચાવવાનો યત્ન કરવો જોઇએ. ચાલો, આપણે પણ એમની પાછળ પાછળ લખનૌ જઇએ.

અયોધ્યાનાથ કાશીનાથની સલાહ પ્રમાણે કબુલ થયો. પણ બુન્દિયા સિપાહીઓને જોઈ ભયથી કમ્પવા લાગી. તે રડવા લાગી. તે સિપાહીઓની પાસે જવાને ના કહેવા લાગી. તે કાનપુર પાછી જવાને કહેવા લાગી. કાશીનાથે અનેક શબ્દો વડે આશ્વાસન આપ્યું અને બન્ને જણ એક જુદા માર્ગે લખનૌ જવા લાગ્યા. માત્ર કાશીનાથ શિપાહીઓની સાથે સાથે ચાલવા લાગ્યો.

દર્શનસિંહના મકાનથી છ સાત ગાઉ વેગળે જતાંજ સંધ્યા સમય થયો. સિપાહીઓએ રાત્રિ તેજ સ્થળે ગાળવાનો નિશ્ચય કર્યો. તેઓએ આહારને માટે તયારી કરી. કોઇ ચુલો બનાવવા લાગ્યા. કોઈ રોટલી બનાવવા લાગ્યા. કોઇ લાકડાં ભેગાં કરવા લાગ્યા. દર્શનસિંહનાં સ્ત્રી, બાળકો ભેગાં થઇ એક વૃક્ષ તળે બેઠાં હતાં. દર્શનનો પિતા એક ગાડીમાં મૃતપ્રાય જેવો થઇ પડ્યો હતો.

કાશીનાથે મનમાંજ વિચાર્યું કે આ સમયે દર્શનસિંહના કુટુંબ સાથે વાતચિત કરવી જોઇએ. પરંતુ તે બધાં સખત માર, મનોકષ્ટ અને લજ્જા વડે અધો મુખે બેઠાં છે, નેત્રમાં આંસુની અવિચલ ધારાઓ ચાલી જાય છે. કાશીનાથ ધીમે ધીમે તેમની પાસે જઇ બેઠો. નિરપરાધી, નિર્દોષ મનુષ્યોની આવી અવદશા જોઇ કાશીનાથના નેત્રમાંથી પણ આંસુ નિકળ્યાં.

દર્શનસિંહના જ્યેષ્ઠ પુત્રનું વય પંદર સોળ વર્ષથી અધિક નહોતું. કાશીનાથે આંગળા વડે ઇશારત કરી તેને પોતાની પાસે બોલાવ્યો. બાળક કોણ જાણે શા વિચારથી ત્યાંથી ઉઠયો નહિ ! ત્યારે તે બાળક પાસે જઇ કાશીનાથે કહ્યું: હું બાદશાહનો માણસ નથી. ભાઈ! જે રીતે તમારૂં રક્ષણ થાય તેવો ઉપાય હું કરીશ. દર્શનસિંહની સ્ત્રી અને પુત્રીએ આ શબ્દો સાંભળ્યા કે તુરત મુખ ઉંચું કરી કાશીનાથના તરફ જોયું. કાશીનાથને સન્યાસીના વેશમાં જોયો. તેઓએ રડતાં રડતાં કહ્યું: આવા ઘોર વિપદના સમયમાં અમારી રક્ષા કરે એવું કોઇ છે ?

કાશીનાથે કહ્યું: માતા ! તમે અધીર થશો નહિ ! હું પ્રાણના ભયે પણ તમારૂં રક્ષણ કરવાનો યત્ન કરીશ.

કાશીનાથના આ આશ્વાસનસૂચક શબ્દો સાંભળી સ્ત્રીઓમાંથી એકે કહ્યું: મહારાજ ! અમને ભલે ફાંસી દે પણ અમારાં આ બાળકો અને પતિના રક્ષણનો શું કાંઇ ઉપાય નથી ?

કાશીનાથે જાણી લીધું કે: એજ દર્શનસિંહની પત્નિ છે. છતાં પણ નિશ્ચય કરવા માટે પુછ્યું: માતા ! શું ત્હમેજ દર્શનસિંહનાં પત્નિ છો કે ?

તે સ્ત્રીએ બીજી બે સ્ત્રીઓના તરફ આંગળા બતાવતાં કહ્યું: હું અને આ બે મળી ત્રણે તેમની સ્ત્રીઓ છીએ.

બીજી બે સ્ત્રીઓનું વય વિશેષ નહોતું. એમાંની એક સ્ત્રી તો દર્શનસિંહની પુત્રી કરતાં પણ ન્હાની વયની હતી. કાશીનાથે કહ્યું: માતા ! આ બે સ્ત્રીઓ તો કાંઇ બોલી શકશે નહિં. તમે શ્રીમંતના ઘરની સ્ત્રીઓ છો, તેમનાથી આટલા બધા પુરૂષોની વચમાં કાંઇ બોલાશે નહિં. હુ તમને જે પ્રમાણે શીખવું તે પ્રમાણે તમે લખનૌના રેસિડન્ટ સાહેબની પાસે બધું કહેજો. તેમ થવાથી બાદશાહ તમને કાંઈ પણ કરી શકશે નહિં. હું તમારી સાથે સાથેજ રહીશ. તમે બોલવામાં ભય જાણશો નહિં. રેસિડન્ટને કહેશો એટલે તરત તેને દયા ઉત્પન્ન થશે. તમને બોલતાં ભય થાય તો ત્હમે મ્હેને બતાવજો ને કહેજો કે:—" આ અમારો ભાઇ છે, અમારી સઘળી બાબત એજ કહેશે. "

સ્ત્રીએ પુછ્યું; અમારે શું કહેવાનું છે ? "

કાશીનાથે સલાહ આપવા માંડી; તમે લખનૌ પહોંચો એટલે તરત કહેજો કે અમારે રેસિડન્ટ સાહેબને મળવું છે. અમે ફાંસીએ ચ્હડીએ તે પહેલાં અમારી સઘળી સમ્પત્તિ અમારે અંગ્રેજ સરકારને સોંપી દેવી છે.

આ પ્રમાણે કહેવાથી નિશ્ચય રેસિડેન્ટ તમને મળવા આવશે. જ્યારે રેસિડેન્ટ તમને મળવા આવે ત્યારે હું જેમ સમજાવું તેમ કહેવું.

રેસિડન્ટને શું કહેવું તે બધું કાશીનાથે દર્શનસિંહની સ્ત્રીને સમજાવ્યું, કાશીનાથે રાત્રે ત્યાંજ શયન કર્યું. દુરાચારી સિપાહીઓએ સન્યાસીને જોઇ કાંઇ પણ અડચણ કરી નહિં.

બીજે દિવસે સ્હવારના દશઅગીઆર વાગે તે બધાં લખનૌ પહોંચ્યાં. દર્શનસિંહ જે કેદખાનામાં હતો ત્યાંજ તેનાં સ્ત્રી પૂત્રઆદિને લઇ જઈ કેદ પુર્યાં. વૃધ્ધ પિતા, સ્ત્રી અને કન્યા એ વિગેરેની દુર્દશા જોઈ દર્શનસિંહના હ્રદયમાં સખત આઘાત થયો. તે મૂર્છિત થઇ પડયો.

દર્શનસિંહના કુટુંબને કેદખાનામાં પુર્યું છે એ વાત સાંભળી નસિરનો અંગ્રેજી શિક્ષક કેદખાનામાં ચાલ્યો. સ્ત્રી બાળકોની દુરાવસ્થા અને અર્ધ નગ્નાવસ્થા જોઈ અંગ્રેજ શિક્ષકને પણ રડવું આવ્યું. દર્શનની સ્ત્રીએ રડતાં રડતાં તેને કહ્યું. અમને ફાંસી દેવામાં આવે તે પહેલાં અમે રેસિડન્ટ સાહેબને મળવા માગીએ છીએ. અમારી કાનપુરની જાગીર, જમીન અને બીજી સર્વ સમ્પત્તિ અંગ્રેજ ગવર્મેન્ટને સોંપી દેવી છે. ”

શિક્ષક તરતજ રેસિડન્ટને કેદખાનામા તેડી લાવ્યો. રેસિડન્ટ જાણતો હતો કે માત્ર દર્શનસિંહનેજ ફાંસીની શિક્ષા થઇ છે. દર્શનસિંહની સ્ત્રી, પુત્રો પુત્રીઓ અને વૃદ્ધ પિતાને ફાંસી દેવાની વાત સાંભળી ઘણું આશ્ચર્ય પામ્યો. રેસિડન્ટે કહ્યું: અદ્‌ભૂત રાજકર્તા; અજબ ન્યાય! ”

રેસિડન્ટ કેદખાનામાં ગયો એટલે દર્શનસિંહની સ્ત્રી વસ્ત્ર વગર અર્ધનગ્ન અવસ્થામાં ઉભી હતી. નેત્રમાંથી આંસુ નિકળતાં હતાં. તેણે કહ્યું: સાહેબ! હમણાં તમેજ દેશના રાજા છો. ત્હમે અમારી દુરાવસ્થા પ્રત્યે એક વખત નજર કરો. અમે હિંદુની સ્ત્રીઓ! પર પુરૂષનું મુખ પણ જોઇએ નહિ. પરંતુ આજે, વસ્ત્ર વગર ત્હમારા સમક્ષ આવ્યાં છીએ. મ્હેં સાંભળ્યું છે કે અંગ્રેજ લોકો સ્ત્રીઓને બહુ સન્માન આપે છે. સાંભળ્યું છે કે પ્રાણ દાન આપીને પણ સ્ત્રીઓની લજ્જા રાખે છે. અહા! એવા દયાળુ રક્ષણકર્તા— અંગ્રેજોના રાજ્યમાં પણ અમારા જેવી ગૃહસ્થ સ્ત્રીઓ ઉપર આટલો બધો અત્યાચાર! ત્હમે પાસે આવીને જૂવો! અમને બધાંને કેટલો સખત માર પડયો છે? દુષ્ટ સિપાહીઓના માર વડે અમારા શરીરમાંથી લોહીની ધારાઓ નિકળે છે. માત્ર અંગ્રેજી લશ્કરની બ્હીકે, માત્ર અંગ્રેજોની તોપની બ્હીકે, અયોધ્યાના મૃતકપ્રાય હિન્દુઓ શાંત રહ્યા છે. નહિં તો આ સમયેજ બળવો થાય! આવા દુરાચારમાંથી અમારી રક્ષા કરવા માટે મૃતકપ્રાય

હિન્દુઓના કરોડો નિર્બળ હાથ પણ ઉંચા થયા વિના નહિં રહેશે ! હિંદુ સ્ત્રીઓનું અપમાન કરવું એ મુસલમાની રાજ્યની કેટલી નિર્દયતા ? કેટલી મૂર્ખતા ! તમારી તોપો શું સ્ત્રીઓના રક્ષણુ માટે નથી ! હું તો એમજ જાણીશ કે અંગ્રેજોની તોપો, જગતમાં પશુના જેવા આચાર અને લુંટારાઓને વધારનાર છે ! તમારી તોપો અને લશ્કર આ દેશમાંથી લઇ જાઓ અને પછી જુવો કે નસિરૂદ્દિનનો શિરોચ્છેદ કરવા માટે હજારો હિંદુ મર્દો તયાર થાય છે કે નહિ ? નસિર જેવા લુંટારાના હાથમાંથી અમારો ઉદ્ધાર કરવો એ ત્હમારી ફરજ છે. કોણુ અમને અહિં લાવ્યું ? કોણે અમારા શરીરનાં લુગડાં કાઢી લઇ આવી દુરાવસ્થામાં મુક્યાં છે ? સાહેબ, તેનો જરાક વિચાર કરો ! ત્હમારી તોપો અને સૈન્યનું બળ ન હોય તો કોની મગદુર છે કે તે અમારા શરીરને સ્પર્શ કરે ? તમારા સૈન્યના બળવડે ભયંકર અત્યાચાર થાય છે ! સાહેબ ! શું ત્હમે આવા લુંટારા રાજાનેજ મદદ કરો છો કે ! શું ત્હમે આવા અત્યાચારી રાજાનું રક્ષણુ કરવા તોપો, બંદુકો અને સૈન્ય રાખ્યું છે કે ! શું આવા લુંટારૂ જેવા બાદશાહનાં અધિકારીઓનાં કૃત્યો કોઈ રોકશે નહિ ? ત્યારે તમે અંગ્રેજો દેશનું રક્ષણુ કરવા આવ્યા છો એવું જુઠું શા માટે બોલો છો ? સાહેબ ! હું નિશ્ચયપૂર્વક કહુંછું કે મ્હારા અને મ્હારાં બાળકોનાં રક્તબિંદુઓ વડે આખા દેશમાં ભયંકર બળવો જાગી ઉઠશે ! જો હું સતી સ્ત્રી હોઇશ, મ્હારા સ્વામીનાં ચર્ણુમાં મ્હારી સાચી ભક્તિ હશે તો મ્હારા એ શબ્દો સત્ય થશે ! હું પુનઃ કહુંછું કે ભયંકર બળવો જાગશે. આવા અત્યાચાર કોણુ સહન કરી શકશે ! સાહેબ ! ત્હમે રક્ષા કરો. નહિ તો એ બળવો કોઇથી રોકાશે નહિ. એ બળવો અયોધ્યાનેજ નહિ, લખનૌનેજ નહિ પણુ સમગ્ર ભારતવર્ષને બાળી ભસ્મ કરશે. સમગ્ર દેશ ધુળમાં મળી જશે નસિરના રાજ્ય અમલ સાથે ત્હમારો રાજ્યઅમલ પણુ લુપ્ત થશે. ”

આટલું બોલતાં બોલતાં દર્શનસિંહની સ્ત્રી મનઃદુઃખે અચૈતન્ય થઇ પડી. તેની પાછળ કાશીનાથ ઉભો હતો. તેણે ત્હેને ઉંચકી લઇ બેસાડી. કાશીનાથે રેસિડન્ટની પાસે જઈ કહ્યું: હુઝુર ! આ મ્હારી ભગિની થાય છે. રાજા દર્શનસિંહે હજારો અપરાધ કર્યા હશે પરંતુ આ સ્ત્રી બાળકોએ શું અપરાધ કર્યા છે ! એમણે તો કોઇ અપરાધ કર્યો નથી. જો કૃપા કરી આપ નામદાર આ વિષયમાં વચ્ચે નહિ પડશો તો નિશ્ચય આ નિરપરાધી સ્ત્રીઓના પ્રાણુ જશે ! જો તેમ થશે તો નક્કી માનજો કે આ દંડ મહણુ

કરી સન્યાસીને વેશે સમસ્ત પૃથ્વિમાં પર્યટન કરીશ અને યુરોપ અમેરિકા જેવા સમસ્ત સભ્ય દેશોમાં જઇ અંગ્રેજોના કલંકને પ્રસિદ્ધ કરીશ. તેમ થવાથી પૃથ્વિમાં તમારે મુખ દેખાડવાનું સ્થાન રહેશે નહિ. પૃથ્વિનાં સમસ્ત મનુષ્યો જાણશે કે અંગ્રેજોએ પૈસાના લોભ માટે સતી સ્ત્રીઓના પ્રાણ નાશ કરાવ્યા છે, અને એવા દુરાચારમાં સહાયતા આપી છે ! અયોધ્યામાં અંગ્રેજોનું સૈન્ય નિરપરાધી સ્ત્રીઓના પ્રાણ નાશ કરવા માટેજ રાખ્યું છે.

લખનૌના વર્તમાન રેસીડન્ટ કર્નલ લો—Colonel Law-હિન્દી અને ઉર્દુ ઘણું સારૂં જાણતા હતા. દર્શનસિંહની સ્ત્રીએ અને કાશીનાથે તેમની સાથે હિંદીમાંજ વાત કરી હતી. તેથી રેસીડેન્ટ તેમનું કહેવું બરોબર સમજી શક્યો હતો. રેસીડેન્ટ તેમની વાત સાંભળવા કરતાં તેમના શરીરની દુરાવસ્થા જોઇને બહુ દુઃખી થયો હતો. દર્શનસિંહની સ્ત્રી વિગેરેને આશ્વાસન આપી રેસીડન્સીમાં આવ્યો. ત્યાં આવતાંજ નસિરના પ્રધાન નવાબ રોશનઉદ્દૌલાને લખ્યું કેઃ દર્શનસિંહના કુટુંબને એક કલાકમાં કારાગ્રહમાંથી છોડી દેવામાં નહિ આવશે તો તેને દિવાનના પદ ઉપરથી દૂર કરવામાં આવશે.

નવાબ રોશનઉદ્દૌલાએ રેસીડન્ટના પત્રનો અભિપ્રાય નસિરૂદ્દિનને કહી સંભળાવ્યો.

નસિરે ઉત્તર દીધુંઃ મ્હારા રાજ્ય વહિવટમાં અંગ્રેજ સરકારથી વચ્ચે પડાય નહિ એવો તેમણે સ્વિકાર કર્યો છે. હવે તેનાથી વિરૂદ્ધ આચરણ થઇ શકશે નહિ,

બાદશાહ અને દિવાન એ બેમાંથી કોઇને વિશેષ લખાણ કરવાનું જ્ઞાન નહોતું. રેસિડન્ટના પત્રનો ઉત્તર અંગ્રેજીમાં લખવા માટે બીજા અંગ્રેજી ભણેલા મનુષ્યને બોલાવવો પડતો અને તેમ કરતાં ત્રણ ચાર દિવસ વીતી જતા. તેથી નવાબ રોશનઉદ્દૌલા પોતેજ રેસીડન્ટની પાસે ગયો. રેસીડેન્ટે તેની સાથે ગુસ્સા ભરેલે ચ્હેરેજ વાતચીત કરી. રોશનને વધારે બોલવાનો સમયજ આપ્યો નહિ. રેસીડન્ટે ઘણા આગ્રહપૂર્વક રોશનઉદ્દૌલાને કહ્યું કેઃ જો તમે દર્શનસિંહની સ્ત્રી, પુત્ર, પુત્રીઓ તથા વૃદ્ધ પિતાને નહિ છોડી દેશો તો હું હમણાંજ તે બધું બ્રીટિશ ગવર્મેન્ટને લખીને નસિરૂદ્દિનને રાજ્ય ઉપરથી વેગળો કરાવીશ. તેમજ તમને હમણાંજ ઘેર બેસાડીશ ! દર્શનસિંહને માટે રેસીડન્ટે કહ્યું કે તમે દર્શનસિંહને ફાંસી દઈ શકશો નહિ ! બાદશાહ બીજી કોઇપણ સખ્ત શિક્ષા કરી શકશે તથા દર્શનસિંહનું મકાન અને સમ્પત્તિ જપ્ત કરી શકશે.

રેસીડન્ટના આ શબ્દો સાંભળી નવાબ રોશનઉદ્દૌલા અને બાદશાહ બન્નેને સખ્ત બ્હિક લાગી. દર્શનસિંહના કુટુંબને કેદમાંથી મુક્ત કર્યું. તેમણે તેજ રાત્રે લખનૌ ત્યાગ કર્યું.

બાદશાહની આજ્ઞા પ્રમાણે નવાબ રોશનઉદ્દૌલાએ રાજા દર્શનસિંહને એક લોખંડના પાંજરામાં બંધ કરી એક મુંસલમાન સિપાહીના પ્રેહેરામાં રાખી લખનૌથી પચાશ ગાઉ વેગળે કેદ કરી રાખ્યો. રોશનઉદ્દૌલાના માણુસોએ દર્શનસિંહનું આખું ઘર ભાંગી તોડી મેદાન કર્યું પણ ગુપ્ત ધન મળ્યું નહિ. રોશનઉદ્દૌલાએ ધાર્યું હતું કે દર્શનસિંહના ઘરમાંથી ગુપ્ત ધન મળશે; પણ કાંઇ નહિ મળવાથી અને મળવાની આશાથી તે વારંવાર નસિરને કહેતો કે; દર્શનનો ન્યાય કુરાન પ્રમાણે થયો નહિ ! દુશ્મનનું ઘર ઉજ્જડ જંગલ જેવું કરવું જોઇએ. થોડાં માણસો મોકલ્યાં હતાં. માત્ર તેના ઘરની ભીંતો પાડી નાંખી છે.



# દ્વાવિંશતિતમ પરિચ્છેદ.

## પાપનું ફળ.

Blessed is the man that walketh not in the Counsel of the ungodly. + + + + The ungodly are not so: but are like the chaff which the wind driveth away.—

*Book of Psalms.*




જા દર્શનસિંહને કારાગૃહમાં નાંખ્યા પછી નગરનાં અનેક સ્થાનોમાં અનેક બનાવ બનવા લાગ્યા. વાચકોએ લક્ષમાં રાખવું જોઇએ કે દર્શનસિંહને કારાગૃહમાં નાંખ્યો તેના ત્રણ દિવસ પહેલાં કૈલાસેશ્વરીને બાદશાહ સમક્ષ મોકલવામાં આવી હતી. બાદશાહ પાસેથી ઘેર ગયા

પછી તેને સઘળું વૃત્તાન્ત માનકુમારીને કહ્યું હતું. માનકુમારીને શંકા થઈ કે બીજે દિવસે કૈલાસને મોકલવામાં આવશે તો બાદશાહ બળપૂર્વક નિશ્ચય તેનો ધર્મ નષ્ટ કરશે. તેથી ધર્મ રક્ષા માટે અનેક સલાહ કરવા લાગ્યાં. બન્નેના હૃદયમાં ભયનો સંચાર થવાથી શરીર કમ્પતું હતું. બીજે દિવસે કૈલાસે પોતાનું શીરર અસ્વસ્થ હોવાનું બ્હાનું કાઢી બાદશાહ પાસે જવાની ના કહી. કદાચ દર્શન કે બાદશાહનાં મનુષ્યો બળપૂર્વક બાદશાહ પાસે લઇ જાય તો બગિચામાંજ આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો.

પરંતુ સૌભાગ્ય બળે બીજે દિવસે કૈલાસેશ્વરીને બાદશાહને ત્યાં લઇ જવાને પાંલખી આવીજ નહિં. કૈલાસેશ્વરી હમેશાં સાયંકાળે આત્મહત્યા કરવાને તયાર થતી. કારણુ કે સાયંકાળ થતાંજ બાદશાહનું તેડું આવતું આજે ત્રણ દિવસ થયાં કોઈ તેને તેડવા આવ્યું :નહોતું. ચોથે દિવસે દર્શનસિંહને કારાગૃહમાં પૂર્યા પછી તેના નોકરો આમ તેમ ન્હાસવા લાગ્યા.

તેજ દિવસે સાયંકાળને સમયે દર્શનસિંહના વિશ્વાસુ નોકર માધુસિંહે બગિચામાં આવી વૃદ્ધાને કહ્યું: માતાજી ! સર્વ નાશ થયું છે. બાદશાહે રાજાને ફાંસીનો હુકમ કર્યો છે. મહારાજને કેપ્ટન સાહેબ જેલમાં લઇ ગયા છે. મહારાજે મ્હને અને તમને ત્હેમના પૈસા ટકા લઇને ન્હાસી જવાનું કહ્યું છે.

વૃદ્ધા—આટલી રાત્રે કયાં ન્હાસી જઇશું ?

" આવી વખતે વળી રાત અને દિવસ કેવો ? મ્હારી સાથે ચાલો. જે કાંઈ રૂપિયા પૈસા છે તે મ્હારી પાસે લાવો. બાદશાહના સિપાહીઓ હમણાંજ આ માલ લુંટવા આવશે. "

" માન્નાનું શું કરીશું ? તે શું આપણી સાથે ન્હાસી આવશે ? "

" તેને અહિંજ પડી રહેવા દો. શિયાળ, કુતરાં તેને રાત્રેજ પૂરી કરી જશે ! તેનું ચિન્હ પણ રાખશે નહિ. "

વૃદ્ધાએ ગભરાતાં ગભરાતાંજ પુછ્યું ! બાદશાહે કેમ ફાંસીનો હુકમ કર્યો ? "

માધુ ! બુન્દિયાની પુત્રી ગંગાને વૃદ્ધ બેગમના જનાનખાનામાં મોકલી છે તેટલા માટેજ બધું તોફાન ઉઠયું છે.

વૃદ્ધાને હવે વિશેષ ગભરાટ થયો. તેણે મકાનમાંથી સોના, હિરા, મોતીના અલંકારોની પેટી તથા સોનાની મોહોરોની પેટી બન્ને બહાર કાઢયાં. તે પેટીમાં લગભગ બે હજાર અકબરી મોહોરો હતી. વૃદ્ધાએ જયપાલસિંહની અનેક મોહોરો ઉચાપત કરી હતી. બે ભારે પેટીઓ ખાંધ ઉપર

મુકી માધુસિંહ ચાલી શકે તેમ નહોતુ. વૃદ્ધા અને માધુસિંહ પેટીમાં ભરેલા જવાહીરની લાલચ ત્યજી શકતાં નહોતાં. સોનાના અલંકારોની પેટીમાં લગભગ પચાસ હજાર રૂપિયાનો માલ હતો. અંતે ઘરેણાંની પેટી વૃદ્ધાએ પોતે ઉંચકી લેવાનું કબુલ કર્યું. સોનાની મહોરો ભરેલી પેટી માધુસિંહે ઉચકી લીધી. વૃદ્ધાએ કૈલાસેશ્વરીને કહ્યું; મંદભાગિણી ! હજુ સુધી ચુપ થઇને બેસી રહી છે. ત્હારાં ઘરેણાંની પેટી લઇને સત્વર ચાલ."

કૈલાસેશ્વરી માનકુમારીને પડતી રહેવા દઈ જવાને તયાર થઇ નહિં. માનકુમારીએ રડતાં રડતાં કહ્યું; તમે વૃદ્ધાની સાથે જાઓ, ઇશ્વરેચ્છાથી ત્હમે ત્હમારા ભાઇને મળશો તો તેઓ ત્હમને જોઈ ઘણા રાજી થશે. અને ત્યારેજ ત્હેમનો શોક દુર થશે. મ્હારા મૃત્યુના સમાચાર પણ ત્હમે તેમને કહેજો."

કૈલાસેશ્વરીએ માનકુમારીને ગળે વળગી પડીને કહ્યું; બ્હેન ! શું હું ત્હમને એકલાં મુકી જઇશ ? કદી નહિં. ત્હમે મ્હારા જીવનનાં હમેશનાં સાથી છો. જીવમાં જીવ હશે ત્યાં સુધી તો ત્હમને છોડી જઇશ નહિ. ત્હમને કારાગૃહમાં લઈ જશેતો હું પણ ત્હમારી સાથે કારાગૃહમાં આવીશ. ત્હમારૂં આ સ્થળે મૃત્યુ થશે તો હું પણ આ સ્થળે આત્મહત્યા કરી મૃત્યુ પામી ત્હમારી સાથે આવીશ."

માનકુમારીથી હવે બોલી શકાતું નથી. તે સ્તબ્ધ રહી ગઇ. ત્હેનાં વિશાળ લંબગોળ નેત્રામાંથી અશ્રુવિસર્જન થવા લાગ્યાં. વૃદ્ધાએ કૈલાસેશ્વરીનો હાથ ઝાલી ખેંચતાં કહ્યું; હતભાગિની ! ચાલ ! ત્હારી સઘળી આશા નષ્ટ થઈ છે. ત્હારા તરફ બાદશાહની દ્રષ્ટિ થશે નહિ."

કૈલાસેશ્વરી બળપૂર્વક વૃદ્ધાના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લઇ બોલી ! હું કદીપણ ત્હમારી સાથે આવીશ નહિ."

કૈલાસેશ્વરી ઘણી શાન્ત છોકરી હતી. આ જીવનમાં તે કોઇને કાંઈ કડવું વચન કહેતી નહિ; ત્હેનો સ્વભાવ અને પ્રકૃતિ જોઈ સૌ ત્હેને દેવબાળા કહેતાં. મનની સરળતા, નિષ્કપટતા અને પ્રેમાળ સ્વભાવ એજ સ્ત્રીઓને દેવ કન્યા બનાવે છે. કૈલાસમાં જેટલી સુંદરતા હતી તેટલી મનની સરળતા, પવિત્રતા, નિષ્કપટતા સાથે હૃદયમાં પ્રેમનો ખજાનો ભરેલો હતો. પાર્થિવ જગતની પ્રેમ પુતળીનો પ્રેમ, અત્યારે માનકુમારી ઉપર ઢોળાતો હતો. આ સ્થળે જો કોઈ ભાગ્યશાળી પુરૂષ હોત તો માનકુમારીની પેઠે શય્યામાં પડી રહેત નહિં ' તેના વ્યાધિને મટાડવાનું ઔષધ કૈલાસેશ્વરીના

સ્મિત હાસ્યમાંજ હતું. પરંતુ હીણભાગ્ય માનકુમારી ! તે બિચારીને એ ઔષધ નિરૂપયોગી થઇ પડયું. તોપણ કૈલાશના મનની સરળતાએ તેને ચીર બંધનમાં રાખી હતી.

વૃદ્ધા કૈલાશને જોઇ આશ્ચર્ય પામી પરંતુ ઘરેણાં અને સોના મોહોરોની પેટીઓને લીધે તેનાથી થોભાયું નહિં. તે વિશેષ કાંઈ બોલી નહિં પણ ઘરેણાંની પેટી માથે ઉપાડી માધુસિંહની પાછળ પાછળ ચાલી ગઈ.

બગિચામાં દર્શનસિંહનાં જે સિપાહીઓ હતા તે સઘળા રાત્રેજ ન્હાસી ગયા હતા. બગિચો જનશૂન્ય સ્મશાન જેવો થઇ પડયો હતો ! માત્ર પેલી બે યુવતિઓ જ ત્યાં રહી હતી.

શુક્રવારે રાત્રે બગિચામાંથી બધાં ન્હાસી ગયાં. શનિ, રવિ, સોમ અને મંગળ, ચાર દહાડા સુધી યુવતિઓ બગિચામાં જ હતી, ભય અને ત્રાસ વડે તેમનો પ્રાણ કણ્ઠે આવ્યો હતો. હવે શું કરવું તેનો નિશ્ચય કરી શકી નહિ ! આહાર કરવાની વસ્તુઓની ખોટ નહોતી. ઘરમાં વિવિધ પ્રકારની અન્નાદિ સામગ્રી ભરેલી છે. પરંતુ હમણાં પેટમાં ક્ષુધા નથી. ગળામાં તૃષા નથી. માત્ર તાળવે જીવ લટકી રહ્યો છે. !

વાચક, પાછળ વાંચી ગયા છે કે દર્શનસિંહના કુટુંબને લઇને સિપાહીઓ લખનૌ જતા હતા તે વખતે તેમની સાથે કાશીનાથ અને અયોધ્યાનાથ તથા બુન્દિયા એ બે જુદા લખનૌ જાય છે.

મંગળવારને દિવસે પ્રાતઃકાળમાં અયોધ્યાનાથ અને બુન્દિયાએ જંગલ જેવા પ્રદેશમાં પ્રવેશ કર્યો તેજ વખતે કોઇ મનુષ્યનો આર્તનાદ સાંભળવામાં આવ્યો. તેઓએ સ્હામું જઇ પ્રવેશ કરી જોયું તો એક સ્ત્રી મૃતઃપ્રાય સ્થિતિમાં પડી છે ! ત્હેના શરીરના સ્થાને સ્થાને તરવારના ઘા વાગ્યા છે. જ્યાં જ્યાં તરવારના ઘા વાગ્યા છે ત્યાંથી રૂધિરની ધારાઓ વહે છે.

યુવતિના મુખ ઉપર બુન્દિયાની દ્રષ્ટિ પડતાંજ તે ચિત્કાર કરી ઉઠી. સર્વનાશ ! સત્યાનાશ ! એનું કોણે ખુન કર્યું ! ઓ......હ..."

ઘાયલ થયેલી સ્ત્રીનું હજુ મૃત્યુ થયું નહોતું. બુન્દિયાને જોતાંજ તેણે ઓળખી, અને બોલી: બુ—ન્દિ--યા બુ—બુ--ન્દિ--પ્રા---ણુની---ય-"
આવા અસ્પષ્ટ શબ્દો બોલતાં બોલતાં બુન્દિયાના સ્હામું જોયું.

બુન્દિયાએ પણ જોરથી રડતાં રડતાં કહ્યું: સીતાલક્ષ્મી કયાં ? સીતાલક્ષ્મી કયાં ? તે કયાં છે મા ! બેટા--

યુવતિએ કહ્યું: તે મારી સાથે નથી.

" ત્યારે તે કયાં છે? "

" બગિચામાં—લખનૌ. "

**સીતાલક્ષ્મી, લખનૌ** છે એ સાંભળી **બુન્દિયાને** ધૈર્ય આવ્યું. તેણે પુનઃ પુછ્યું. ત્હારી આ દશા કોણે કરી ? "

સ્ત્રીએ ઘણી કઠિનતાએ કહ્યું: **માધુસિંહની** સાથે **કાનપુર** જતી હતી. **માધુએજ** મ્હારૂં ખુન કર્યું છે. રૂપિયા, મ્હોરો, જણુસો લઇને તે ન્હાસી ગયો છે.

તે સ્ત્રીથી વિશેષ બોલી શકાતું નહોતું. ક્ષીણ અને અસ્પષ્ટ સ્વરે તેણે જે કાંઇ કહ્યું તે ઉપરથી સમજાઇ ગયું કે તે અને **માધુસિંહ દર્શનસિંહનાં** ઘરેણાં, મ્હોરો લઇ ન્હાસી જતાં હતાં. ખભા ઉપર મ્હોટા ભારવાળી પેટીઓ હોવાથી વિશેષ ચાલી શકાયું નહિ. તેથી થોડેક દૂર જતાં એક ગામમાં એક ઘરમાં શનિ અને રવિવારે રહ્યાં. સોમવારે સવારે **માધુસિંહે** ત્રણ માણુસોને બોલાવ્યાં. થોડી રાત ગયા પછી એ લોકો તે રસ્તે ઘરનેજ ચાલ્યા ગયા. ઘરના પાછલા ભાગમાં કુહાડી જગ્યા હતી. રમણીના શરીર ઉપર તરવારના અનેક ઘા પડ્યા હતા. તે ત્યાંજ પડી હતી. **માધુસિંહ** ઘરેણાં અને મ્હોરોની પેટીઓ લઇ ચાલ્યો ગયો હતો.

એક કલાક પછી તે સ્ત્રીનું મૃત્યુ થયું. **બુન્દિયાએ અયોધ્યાનાથને** કહ્યું: આ સ્ત્રીજ **સીતાલક્ષ્મીને** લઇ **લખનૌ** આવી હતી. એજ **જયપાલ સિંહની** ઉપપત્નિ. "

સ્ત્રીનું મૃત્યુ થયા પછી **અયોધ્યાનાથ** એક પળ પણ ત્યાં ઉભો રહ્યો નહિ ! દ્રુતવેગે જંગલના રસ્તાની બીજી બાજુએ પહોંચ્યો. હવે તે મ્હોટા રાજમાર્ગે આવ્યો. મધ્યાન્હ સમય થતાં પહેલાંજ તે બન્ને **લખનૌ** પહોંચી ગયા.





# ત્રીવિંશન્તીત્તમ પરિચ્છેદ.

## વિનાશનાં બીજ.



The integrity of the upright shall guide them but the perverseness of the transgressors shall destroy them—*Proverbs. Chap. XI–3.*



મનુષ્યો પોતાના જીવનમાં જેટલાં કુકાર્ય, પાપાનુષ્ઠાન અને કર્તવ્યલંઘન કરે છે તેટલાંજ તે ધીમે ધીમે પોતાના વિનાશનાં બીજ રોપે છે. તે સમયે તેને ખબર પડતી નથી કે પાપનાં ફળ અવશ્ય ભોગવવાં પડે છે. પરંતુ જ્યારે પાપનાં ફળ ભોગવે છે ત્યારેજ પોતાની મૂર્ખતાને લીધે કરેલાં પાપકાર્યોનું સ્મરણ થાય છે અને ત્યારેજ જીવનમાં મનુષ્યનું કર્તવ્ય શું છે તે સારી પેઠે સમજી જાય છે.

દર્શનસિંહને કારાગૃહમાં નાંખ્યા પછી **નસિરે** બીજે દિવસેજ પોતાની માતા **જનાબે આલિયાને** રાજમહેલમાંથી હાંકી કહાડી. તે પોતાનાં દાસ દાસી તથા સ્ત્રી સિપાહી રક્ષકોને લઇને **લખનૌથી** ત્રણ ગાઉ વેગળે **મુસાબાગમાં** જઈ નિવાસ કરવા લાગી.

**નસિરે** દર્શનસિંહને કેદખાનામાં પુરવાની આજ્ઞા કરી તેજ સમયે **જનાબે આલિયાને** મેહેલ ખાલી કરવાની આજ્ઞા આપી. તેથી સઘળી પ્રજાના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે આ બન્ને બનાવો એકજ વિષયમાંથી બન્યા છે. **નસિરે** રેસીડન્ટને સમજાવ્યું કે દર્શનસિંહ જનાબે આલિયાની સાથે મળી જઇ પોતાને નસિરને ગાદી ઉપરથી ઉઠાડી મુકવાના પ્રપંચો રચે છે. પરંતુ **જનાબે આલિયા** દર્શનસિંહ પણ તેણીને હાંકી કાઢવાને માટે **નસિરને**

સલાહ આપતો હતો. તેથી એ બે મળીને પ્રપંચ કરે એ બનવા જેમ નહોતું. અને તેમ હો પણ આ બનાવોનું મૂળ કારણ કોઈ જાણી શક્યું નહિ. બાદશાહ કિંવા નવાબના જનાનખાનામાં કોઈ પ્રવેશ કરી શકતું નહિ. તે સ્થળે હમેશાં નાના પ્રકારના અદ્‌ભૂત બનાવો બનતા હતા. હમેશાં ત્યાં વ્યભિચાર, પ્રપંચના, અશ્લીલ વ્યવહાર ઇત્યાદિ કુકાર્યનો પાપાગ્નિ બળતોજ હતો; વાચક મહાશયોને સાથે લઇ, બાદશાહના નરકસદ્રશ જનાનખાનામાં જવું યોગ્ય નથી ! દર્શનસિંહનો કારાગૃહ નિવાસ અને જનાબેઆલિયાને દેશનિકાલ થવાનાં કારણો વાચક, સહજમાં સમજી ગયા હશે.

પણ્ડિત અયોધ્યાનાથ બુન્દિયાને સાથે લઈ લખનૌ પહોંચી ગયો છે. લખનૌથી તેઓ અજાણ્યા નહોતા. તેણે ચાર માસ પૂર્વે લગભગ છ માસ સુધી લખનૌ અને તેની આસપાસના પ્રદેશોમાં માનકુમારીની શોધ-ખોળ કરી હતી. લખનૌના મ્હોટા મ્હોટા બગિચાઓનાં નામ તે જાણતો હતો. વૃદ્ધા સ્ત્રીએ આવે વખતે બુન્દિયાની સાથે વાતચિત કરતાં કહ્યું હતું કે સીતા લક્ષ્મી બગિચામાં રહે છે. આ શબ્દો સાંભળીનેજ અયોધ્યાનાથે લખનૌ પહોચતાંજ જૂદા જૂદા બગિચાઓમાં ફરી માનકુમારી અને કૈલાશેશ્વરીને શોધવાનો પ્રયાસ ચાલુ કર્યો.

લખનૌ નગર બાગ, બગિચાઓથી ભરપૂર છે. આ સ્થળે ન્હાના મ્હોટા અનેક બગિચાઓ આવેલા છે. અયોધ્યાનાથે બે ચાર બગિચાઓમાં શોધ કર્યા પછી મુસા બાગ તરફ ચાલ્યો. પહેલાં જ્યારે અયોધ્યાનાથ લખનૌ આવ્યો હતો ત્યારે મુસાબાગ જનશૂન્ય હતો. પરંતુ હમણાં મુસાબાગે પહોંચતાંજ જોયું કે અત્યારે તો ત્યાં અસંખ્ય મનુષ્યોની વસ્તી જણાતી હતી. અયોધ્યાનાથે સાંભળ્યું કે ગાજીઉદ્દિન હુયદરની પાદસા બેગમ, જનાબે આલિયાને નસિરે મેહેલમાંથી કહાડી મુકી છે, તે હમણાં મુસાબાગમાં રહે છે ! !

મુસાબાગ રાજમહાલયથી ત્રણ ગાઉ વેગળો હતો. અયોધ્યાનાથ મુસાબાગે પહોંચતાં ઘણો થાકી ગયો, અને બુન્દિયા તો ધારવા કરતાં વિશેષ થાકી ગઇ. મુસાબાગની વચમાં એક મ્હોટું સરોવર હતું. અયોધ્યાનાથ અને બુન્દિયા તે સરોવરને કિનારે એક વિશાળ વૃક્ષ તળે બેસી વિશ્રામ લેવા લાગ્યાં.

થોડીકવારે જનાનખાનામાંથી એક સ્ત્રી હાથમાં એક ઘડો લઇને સરોવરને કિનારે આવી. તે સ્ત્રીને જોતાંજ બુન્દિયા " ગંગા ગંગા " બોલતી

તે સ્ત્રીની પાસે ગઇ. તે સ્ત્રી પણ વિસ્મય પામી બુન્દિયા તરફ જોવા લાગી. બુન્દિયાને જોતાંજ તે સ્ત્રીએ હાથમાંનો ઘડો પૃથ્વી ઉપર મુકી, બુન્દિયાને ગળે વળગી પડી રડવા લાગી. બુન્દિયા પણ તેને છાતી સાથે વળગાડી રડતાં રડતાં બોલીઃ બેટી ! મ્હને પડતી મુકી તું અહીં કેમ રહી શકે છે? હું રાત દિવસ ત્હારે માટે રડી મરૂં છું.

એ સ્ત્રી તે બુન્દિયાની એકજ કન્યા ગંગા હતી. તેનું હમણાંનું નામ અફજલ ઉલનિશા ખાનમ્ હતું. પરંતુ જનાબે આલિયાના જનાનખાનામાં સૌ તેને " છોટા કેપ્ટન " નામથી બોલાવતા.

માતા અને પુત્રી બન્ને પરસ્પર ગળે વળગીને રડતાં હતાં. એક બીજાની સુખ દુઃખની વાત કહેતાં હતાં. અને બુન્દિયાએ કહ્યુંઃ બેટી ! હવે તું મ્હારી સાથે ચાલ. કાશી કે વૃન્દાવનમાં જઇ ભિક્ષા કરીને પણ હું ત્હારૂં પોષણ કરીશ,

ગંગાએ ઉત્તર દીધું; જેણે મ્હારૂં નાક કાપ્યું છે તેનું નાક હું કાપીશ.

" કોણે ત્હારૂં નાક કાપ્યું છે ? "

" માધુસિંહ અને બાદશાહે. "

માધુસિંહ તો પેલી બુઢીનું ખુન કરી ન્હાસી ગયો છે. તે હવે ત્હને ક્યાં મળશે ? "

" ન્હાસીને કયાં જશે ? તેનું મકાન લખનૌમાં છે. મ્હેં તે જોયું છે. "

" બાદશાહે ત્હારૂં શું બગાડ્યું છે ? "

" એનાતિ બેગમનું જે કર્યું તેજ. "

" શું કર્યું છે ? "

બુન્દિયાના એ પ્રશ્ન સાથેજ ગંગાનાં નેત્રોમાંથી ચોધાર આંસુ નિકળવા માંડયાં. રડતાં રડતાં તે બોલીઃ માતા ! તે બધું સાંભળી તું શું કરશે? બાદશાહ ઘણોજ દુષ્ટ છે ! તેની ઇચ્છા બાળક મન્નાજાનનું ખૂન કરવાની હતી. તેની માતાએ મન્નાજાનને છોડી દીધો નહિ. તે કારણને લીધે માતાની સાથે લડાઇ થઇ, સ્ત્રી સિપાહીઓને મોકલી બેગમના મકાનને ઘેરો ઘાલ્યો. બેગમ પાસે પણ અમે ઘણી સ્ત્રી સિપાહીઓ હતી. જોત જોતામાં લડાઈ શરૂ થઈ. યુદ્ધમાં તેઓ હારી ગયા. વળી એક વખત તેના પિતાની મુતાઇ બેગમ પોતાના જનાનખાનામાં રાખવાની ઇચ્છા કરી. તેની માતાએ કહ્યું કે પિતાની નિકા કરેલી મુતાઈ બેગમ સાથે તેનો પુત્ર નિકાહ કરી શકે નહિ ! * પરંતુ બાદશાહે

* The following circumstance is related as having recently occured, and some say was the real cause of the royal squabble

પોતાની માતાનુ કહ્યું માન્યું નહિ । તે મુતાઇ બેગમ તેની માનાની પાસે રહેતી હતી. તેને પકડી લાવવા બાદશાહે સિપાહીઓ મોકલ્યા. મ્હેં વૃદ્ધ બેગમ સાહેબની આજ્ઞાને લીધે તેના સિપાહીઓને હાંકી કાઢયા. પછી મ્હને પકડીને પગમાં તથા ગળામાં લોઢાની સાંકળ ઘાલીને બધાં બજારોમાં ફેરવી, બરડા ઉપર ચાબુક મારતા હતા.

એનાતિ બેગમના નાક કાન કાપ્યા હતા તે પ્રમાણે મ્હારાં પણ નાક કાન કાપવા માટે કેદ કરી હતી પણ હું ત્યાંથી ન્હાસી આવી.

બુન્દિયાએ પુછ્યું; એનાતિબેગમ કોણ ?

ગંગાએ ઉત્તર આપ્યું; એનાતિબેગમ એ બાદશાહની "મુતાઇ" * સ્ત્રી હતી. બાદશાહ કુદસાબેગમના મેહેલમાંજ રહેતો હતો. એક દિવસ કુદસાએ બાદશાહ સાથે લડાઇ ટંટો કર્યા પછી વિષ ખાધું, અને મૃત્યુ પામી. એનાતિનો કાંઇ દોષ નહોતો. બાદશાહે વગર વિચારે, વિના અપરાધે એનાતિબેગમનાં નાક કાન કાપી નંખાવ્યાં †

---

between the king and his mother. The king made proposals of marriage to one of his fathers begums, which the lady declined, on the plea that such a union would violate the Mahommedan law. His Majesty, however, was determined to be consistent and so persevered in his intention of espousing his step-mother. The lady at last escaped from the palace and took refuge with the Padsha Begum, and His Majesty demanded the refugee, the old lady made a noise about it, and the king joined in the wordy war with all his might.—*Asiatic Journal April 1835, page 237.*

* મુતાઇ સ્ત્રી એટલે તે સમયના ઘણા માણસો પોતાની સુંદર પુત્રીઓને પોતાની રાજી ખુશીથી બાદશાહના જનાનખાનમાં મોકલી આપતા. તેવી સ્ત્રીઓમાંથી કોઈ ઉપર બાદશાહનો પ્રેમ વિશેષ થતો તો બાદશાહ તેને બેગમ બનાવી શકતો એને "મુતાઇ" સ્ત્રી કહેતા.

† Inayetee Begum and others, who had connived at, or were privy to, Her Majesty's ( Koodsha Begum ) taking poison, are paraded through the bazar every day with their heads uncovered, with callars on their necks, and irons on their legs and are tortured and beaten to such a degree, that they must shortly sink under their Sufferings. One lack of Rupees in cash, besides property, found in their houses, has been confiscated and lodged in the royal treasury—*Asiatic Journal, April–1835, page 237.*

બુન્દિયાએ ગંગાને વારંવાર પોતાની સાથે લખનૌ આવવાને સમજાવ્યું પરંતુ ગંગા બુન્દિયાની સાથે જવાને કબુલ થઇ નહિ. તેણે સ્પષ્ટ રીતે કહ્યું: માતા ! જેણે હજારો નિર્દોષ સતી સ્ત્રીઓનાં સતિત્વ નષ્ટ કર્યાં છે, જેણે નિરપરાધી રમણીઓ ઉપર શંકા લાવીને તેમને જગતમાં કલંકિની બનાવી છે અને જેણે હજારો પવિત્ર સતીઓનાં પતિવ્રતપણાનો નાશ કર્યો છે તે પાપી બાદશાહનો પ્રાણ વિનાશ કર્યા વિના આ સ્થળેથી એક ડગલું પણ નહિ ભરવાનો નિશ્ચય કર્યો છે. મ્હારી વ્હાલી માતા ? હું જાણું છુ કે તેમ કરવાથી મ્હારા પ્રાણ નાશ થશે પરંતુ મ્હારા જેવી એક ક્ષુદ્ર સ્ત્રીના મૃત્યુથી જગતમાં અંધારૂં થશે નહિં. જગતમાં અસંખ્ય પવિત્ર અને પતિવ્રત્તા રમણીઓ હોવાથી જગતનો સૂર્ય પ્રકાશમાનજ છે. પરંતુ હું નિશ્ચય એ પાપી બાદશાહના પ્રાણ લઇશ. મ્હારી પવિત્ર બ્હેનોનાં નિર્મળ ચરિત્ર ઉપરના ડાઘને ધોઈ નાંખીશ. હજારો પવિત્ર સ્ત્રીઓના હૃદય, દુષ્ટ દુરાચારી, વ્યભિચારી બાદશાહનું નામ સાંભળીને કમ્પાયમાન થાય છે તે બિચારીઓને હું હમેશને માટે શાન્ત પાડીશ ! માતા ! હવે તો મ્હારા શરિરની નસેનસમાં પ્રતિહિંસાનુંજ લોહી ઉછળી રહ્યું છે. એ પાપાત્મા નસિરનો નાશ એજ હજારો સતી રમણીઓનો આનંદ છે ! એક પાપીના માટે હજારો પવિત્રાત્માઓને શા માટે આનંદ ન આપવો ? હિંદુ શાસ્ત્રોમાં કહ્યું છે કે દુરાચારીઓનો નાશ કરવો, નિર્દોષોને બચાવવા એજ મહત્ પુણ્યનું કામ છે. સંસારમાં એના જેવું બીજું પુણ્યજ નથી. કોઇ મનુષ્ય પ્રાણીને ભયથી બચાવવું એનેજ ધર્મ સમજવો જોઇએ. હું મ્હારી પવિત્ર બ્હેનોને બાદશાહ જેવા ઇન્દ્રિયાશકત નરપિશાચના ભયથી સદાને માટે બચાવીશ. જાઓ ! માતા ! ત્હમે સુખે લખનૌ જાઓ ! જીવીશ તો એક દિવસ આવીને મળીશ. નહિ તો પરમાત્માની ઇચ્છા પરંતુ નસિરનો પ્રાણ નાશ થશે નહિં ત્યાં સુધી મ્હારૂં હૃદય શાન્ત થશે નહિ. ”

એટલું કહી ગંગાએ માતાના હૃદય ઉપર માથુ મુકી તેને ગળે વળગી રડવા લાગી.

બુન્દિયાએ તેના મનના ભાવ જાણી લીધા તેથી વધારે આગ્રહ કર્યો નહિ. તેણે પુછ્યું: બેટા ! ત્હને ખબર છે કે મ્હારી સીતાલક્ષ્મી કયાં છે ?

ગંગા–સાંભળ્યું છે કે કોઇ એક કાસ્મીરી વેશ્યા માન્નાની સાથે તેને બાદશાહ બાગની પાસેજ એક ન્હાના બગિચામાં રાખી છે.

ગંગા આંસુથી ભરેલાં નેત્રો સહિત ત્યાંજ ઉભી રહી. બુન્દિયા અને અયોધ્યાનાથ બાદશાહ બાગ તરફ ચાલ્યાં ગયાં. બાદશાહ બાગ ગોમતી નદીને ઉત્તર કિનારે હતો. ત્યાં પહોંચ્યા પછી થોડે વેગળે એક ન્હાનો બગિચો જોવામાં આવ્યો. ત્યાંના મનુષ્યોને મ્હોડે સાંભળ્યું કે: બગિચામાં બાદશાહની કોઇ પંજાબી સ્ત્રીઓ રહે છે.

આ ન્હાના બગિચાની ચારે બાજુએ ભીંત હતી. પરંતુ તેમાં પ્રવેશ કરવાનું દ્વાર ઉઘાડું હતું. બગિચામાં એક ન્હાનું ઘર હતું. તે ઘરનાં બારણાં બંધ હતાં. પરંતુ ઘરમાંથી કોઇના બોલવાનો અસ્પષ્ટ સ્વર તેમના કાને પડયો. અયોધ્યાનાથે ધીમે ધીમે તે બારણાને હાથ વડે ઠોકવા માંડયું. પરંતુ ઘરમાંથી કોઇએ ઉત્તર આપ્યું નહિ. લગભગ અર્ધો કલાક સુધી બુન્દિયા અને અયોધ્યાનાથ બારણા આગળ ઉભા રહ્યા અને બારણા ઉઘાડવા માટે વારંવાર બુમો પાડવા લાગ્યાં. પરંતુ કોઇએ બારણા ઉઘાડયાં નહિ.

માનકુમારી અને કૈલાશેશ્વરી ઘરમાંથી આ બધું સાંભળતાં હતાં પરંતુ તેમને બાદશાહનાં માણસોનો વિશેષ ભય હતો તેથી ગુપચુપ ઘરમાંજ બેસી રહ્યાં.

થોડીવારે બુન્દિઆએ એક મ્હોટી બુમ પાડી કહ્યું; બારણું ઉઘાડ ! હું બુન્દિયા ! કાનપુરથી આવી છું. ! ઉઘાડ જલદી "

બુન્દિયાના કણ્ઠનો શબ્દ સાંભળતાંજ કૈલાશેશ્વરી હર્ષોત્ફુલ્લવદને બોલી: બ્હેન ! ભય નથી એ શબ્દો બુન્દિયાના છે.

એટલું બોલતાંજ ઉતાવળે પગલે દોડતી દોડતી ગઇ અને બારણાં ઉઘાડયાં. બારણા બહાર બુન્દિયા અને એક ભગવાં વસ્ત્ર ધારી યુવાન જોવામાં આવ્યો.

બુન્દિયાએ દોડીને કૈલાશેશ્વરીને આલિંગન કર્યું. "મ્હારી સીતાલક્ષ્મી" " બેટી સીતા " કહીને કૈલાશને પોતાની છાતી સાથે દબાવવા લાગી. તેના ગાલ ઉપર ચુંબન કરવા લાગી. તેણે અયોધ્યાનાથને બતાવતાં કહ્યું: બેટા સીતા ! જો, આ ત્હારો ભાઇ છે. ઠગ લોકોએ એને માર્યો નથી, માત્ર ત્હારા પિતાનેજ મારી નાંખ્યા છે. "

કૈલાશેશ્વરીએ અયોધ્યાનાથના મુખ સ્હામુ જોતાંજ તેણે સ્નેહપૂર્વક, અશ્રુપૂર્ણ નેત્રે કૈલાશનો હાથ ઝાલી પોતાની પાસે બોલાવી તેનું માથું પોતાના હૃદય ઉપર મુકી તેના કોમળ મુખ સ્હામું જોઇ બન્ને ભાઇ ભગિની હર્ષથી રડવા લાગ્યાં.

ત્યાર પછી સઘળાં એક બીજા ઓરડા તરફ ચાલ્યાં. ત્યાં **માન**કુમારી મૃતપ્રાય અવસ્થામાં શય્યામાં પડેલી હતી. તેના શરિરમાં ઉઠવાની શક્તિ નહોતી, **અ**યોધ્યાનાથે તેજ ઓરડામાં પ્રવેશ કર્યો. માત્ર અસ્થિ અને ચામડું વળગેલું શરિર લઈ સુતેલી **મા**નકુમારીને જોઇ **અ**યોધ્યાનાથના નેત્રમાં જળ આવ્યું. રડતાં રડતાંજ તે **મા**નકુમારીના માથા આગળ બેઠો અને સપ્રેમ તેના કપાળ ઉપર હાથ ફેરવ્યો. **મા**નકુમારીએ ઉંચુ જોયું અને **અ**યોધ્યાનાથની પ્રેમમયી મૂર્તિ જોઇ ઉઠીને બેઠા થવાનો યત્ન કર્યો પરંતુ અકસ્માત અચૈતન્ય થઈ પડી. અયોધ્યાનાથે તેનું માથું પોતાના ખોળામાં લીધું અને વાયુ નાંખવા લાગ્યો. કૈલાશેશ્વરી તેના માથા ઉપર થંડુ જળ સીંચવા લાગી. થોડીવારે **મા**નકુમારીને ચૈતન્ય આવ્યું તેણે પુછયું; નુના! શું આ સ્વપ્ન ?

"ના બ્હેન ! સ્વપ્ન નથી ? એજ ત્હારા ભાઇ, તમારા અયોધ્યાનાથ."

**મા**નકુમારીનું માથું હજુ પણ **અ**યોધ્યાનાથના ખોળામાંજ રહ્યું છે, તે ફિક્કાં પડી ગયેલાં નેત્ર **અ**યોધ્યાનાથના મુખ સ્હામું જોઇ રહી છે. **અ**યોધ્યાનાથ પણ તેના નેત્રમાંથી ઝરતું પ્રેમામૃત પાન કરી રહ્યો છે. **અ**યોધ્યાનાથનાં નેત્રમાંથી નિકળતાં આંસુ **મા**નકુમારીના કપાળ ઉપર પડી રહ્યાં છે. **મા**નકુમારી પોતાને હાથે **અ**યોધ્યાનાથનાં આંસુ લુછે છે, **અ**યોધ્યાનાથ **મા**નકુમારીના સુકાયલા પણ સ્વચ્છ ગાલ ઉપર હાથ ફેરવી રહ્યો છે.

આ બન્ને દમ્પત્તિ દીર્ઘકાળના વિયોગ પછી આજે ભેગાં થયાં છે. આજે એ બન્નેનાં હૃદયમાં કેટલો આનંદ હશે તે ભાષા દ્વારા કિંવા લેખિની દ્વારા પ્રકાશ કરવાનું સામર્થ્ય નથી. એ બન્ને દમ્પત્તિને પણ જે આનંદ થયો છે તે એક બીજાનું હૃદય ઉઘાડીને જૂવે તોજ તેમને જણાય પરંતુ તે આનંદનું શબ્દો વડે વર્ણન થાય તે નથી. તેમ બન્ને એક બીજાનાં મુખ જોતાંજ સ્થિર થયાં છે. હૃદયમાં ઉછળતો આનંદનો વેગ, મનુષ્યની જીભને ઉત્તેજિત કરે છે છતાં પણ આનંદને સમયે મનુષ્ય પોતાના મનના ભાવ હૃદય આદી ભાષામાં પણ પ્રકાશ કરી શકતા નથી. એ માત્રજ પ્રેમનોજ મહિમા છે, એ માત્ર પ્રેમનીજ બલિહારી છે ! નિર્મળ હૃદયનાં સરલચિત્ત પ્રેમીઓનો પ્રેમ એવોજ હોય છે ! એવાં પ્રેમીઓને ગમે તેટલી વિપત્તિ પડવા છતાં દુઃખ થતુંજ નથી ! એવાં પ્રેમીઓનાં હૃદયના સંધાયલા તંતુઓ ગમે તેવા વજ્રપાતથી પણ જૂદા થતા નથી. સંસારની વિટંબણા કે સુખને અને નિર્મળ

પ્રેમને કાંઈ સંબંધ નથી. જગતની માયા જાળ તે પ્રેમીઓનાં હૃદયને ગુંથી શકતી નથી. તે પ્રેમીઓ તો ગમે તેવી માયા જાળને, ગમે તેવી વિપત્તિઓને અને ગમે તેવા બાધક તંત્રોને તોડી ફોડી પોતાના પ્રિયને મળવા ચાલ્યાં જાય છે ! ગમે તેટલા પર્વતો, ગમે તેટલા સમુદ્રો, ગમે તેટલી નદિઓ, ગમે તેટલાં જંગલો, ગમે તેટલા કિલ્લાઓ અને ગમે તેટલી ઉંડી ગુફાઓ, તે પ્રેમીઓને બાધ કરતી નથી, તે પ્રેમને માટે તો હૃદયની સબળતા અને મનનો નિશ્ચય એ બે અસ્ત્રશસ્ત્રો પ્રત્યેક બાધક વસ્તુઓનો નાશ કરતાં કરતાં આગળ ચાલ્યાંજ જાય છે. હૃદયનાં ઉંડા સ્થાનમાં પ્રવેશ થયલો પ્રેમ વિકટ માર્ગોને પણ ભેદીને પોતાના પ્રેમીક પાસે ચાલ્યો જાય છે.

વાચક ! આપણો અયોધ્યાનાથ એવાજ ઉગ્ર પ્રેમનો તપસ્વી છે ! તે તપસ્વીએ પોતાના તપનું આજે સાર્થકય કર્યું છે. આજે તેણે પોતાના સંકલ્પની સિદ્ધિ મેળવી છે. આજે બન્નેનાં હૃદયમાં ગુપ્ત રહેલો પ્રેમ ઉછાળા મારી રહ્યો છે, તે શરિર પર્વતમાંથી નિકળી નેત્ર ઉપર આવી ઠર્યો છે. એક બીજાના હૃદયનો આનંદ સમજી રહ્યાં છે ! એ ભાષાદ્વારા સમજાવી શકાય તેમ નથી.

માનકુમારીએ અયોધ્યાનાથના ખોળામાંજ ડાબુ પાસુ ફેરવી પોતાનો હાથ અયોધ્યાનાથના ખભા ઉપર મુકયો. તેણે ક્ષીણ સ્વરે કહ્યું; જુવા !

જુવા કહેતાંજ કૈલાશેશ્વરી પાસે આવી. માનકુમારીએ તેનો હાથ ઝાલી અયોધ્યાનાથના હાથમાં આપતાં કહ્યું; પ્રાણેશ્વર ! જેને માટે ત્હમે અપાર કષ્ટ વેઠયું અને દુઃખી થતા હતા તેજ. આ ત્હમારૂં ભગિની રત્ન ! લ્યો ! એને મેળવી સુખી થાઓ ! હવે મ્હારૂ મૃત્યુ થશે તોપણ સુખ મળશે. ”

અયોધ્યાનાથે કૈલાસના સ્હામુ જોયું, પછી માનકુમારીની સ્હામું જોયું, તે કાંઈ પણ બોલી શકયો નહિ. માત્ર નેત્રમાંથી આંસુની ધારાઓ નિકળતી હતી.

અર્ધો કલાક પછી માનકુમારીએ પોતાના બન્ને દુર્બળ હાથે અયોધ્યાનાથનું મુખ ઝાલી પોતાના મુખ ઉપર મુકયું; અને કહ્યું. પ્રાણનાથ ! આપનું મુખ સુકાઇ ગયું છે ! મ્હારે માટે આપે આહાર, નિદ્રા, ત્યાગ કરી છે. નાથ ! આ અભાગિણી માટે આટલું બધું કષ્ટ શા માટે વેઠયું ? ”

માનકુમારીએ અયોધ્યાનાથને ગળે હાથ વિંટાળી દીધા. તેનું માથું પોતાની છાતી સાથે દબાવ્યુ. અયોધ્યાનાથ જડવત્ મૂર્તિ પેઠે તેના હૃદયના ધબકારા સાંભળવા લાગ્યો.

**અ**યોધ્યાનાથના માથા ઉપર હાથ ફેરવતાં માનકુમારીએ કહ્યું: **નાથ !** **શું** પુરૂષોને બીજી સ્ત્રીઓ નહિ મળતી હોય ? એક સ્ત્રીના મરવા પછી બીજી સ્ત્રી તયારજ હોય છે.

" પ્રિય તમે ! પતિવ્રતા સ્ત્રીઓ જેમ એકજ પતિને હૃદયમાં સ્થાન-દાન આપે છે તેમજ **પત્નિવ્રત** પાળનાર પુરૂષોએ પણ એકજ પત્નિને હૃદયમાં સ્થાનદાન આપવું જોઇએ. પતિના મરણથી સ્ત્રીઓ બિચારી જીવન પર્યંત વૈધવ્ય સ્થીતિ ભોગવે અને પત્નિના મરણ પછી પુરૂષો ઇચ્છાનુસાર સ્ત્રીઓ પરણે એ ન્યાય કયાંનો ? મ્હારા હૃદયમાં તો માત્ર ત્હમારી મોહિની મૂર્તિ દિવસ રમ્યા કરતી હતી ! ત્હમારો મેળાપ ન થયો હોત તો નિશ્ચયજ કર્યો હતો કે હિમાલય પર્વત ઉપર જઇ પરમાત્માનું ધ્યાન ધરવું. સંસારની માયાનું બંધન મોક્ષ આપતું નથી. "

" નાથ ! આપે મ્હારે માટે ઘણું કષ્ટ વેઠયું છે. એ બદલો શી વળશે. ? "

" પ્રિય તમે ! પરસ્પર સુખ દુ:ખ વેઠવામાં બદલાની આવસ્યકતા-જ નથી. ત્હમે પતિવ્રતપણું જાળવવામાં શું ઓછું દુ:ખ વેઠયું છે. સ્ત્રીઓ પતિવ્રતપણું જાળવે, પતિનેજ હૃદયમાં સ્થાન આપે, ધનની લાલ-ચમાં ન ફસાય, સુખની મોજને ધિ:ક્કારતાં ગરિબાઇમાં રેહેવાનું પસંદ કરે, અને પોતાના સ્ત્રી ધર્મ પ્રમાણે જીવન વ્યતિત કરે એ શું ઓછો બદલો છે ? પ્રીય તમે ! હું તો એજ અમુલ્ય બદલો સમજું છું. "

પતિ પત્નિની આ પ્રમાણે વાત ચાલતી હતી. એટલે કૈલાશેશ્વરી તર-તજ ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં ગઇ. અને થોડાંક ફળ મૂળ લાવી **અ**-યોધ્યાનાથને આહાર માટે આપ્યાં.

સાયંકાળનો સમય થવા આવ્યો હતો. **અ**યોધ્યાનાથે **મા**નકુમારીને કહ્યું: ત્હમારા બંધુ **લ**ખનૌથી મ્હારી સાથેજ આવ્યા છે. તેઓ પાછળ આવે છે. આ બગિચો ત્હેમને જડશે નહિ ! હું તેમને શોધવા જાઉં છું. તેમને લઇને હમણાંજ પાછો આવીશ. "

**અ**યોધ્યાનાથ ચાલ્યો ગયો. બુન્દિયા વાતો કરવા લાગી કે: બેટા સીતા ! બીજાનું અનિષ્ટ કરે છે તેનું પોતાનુંજ અનિષ્ટ થાય છે. **દર્શ**નસિં-હને તથા તેની સ્ત્રી, પુત્ર અને વૃદ્ધ **જયપાલસિંહને** ફાંસી દેવા માટે **લ**-ખનૌ લાવ્યા છે. પેલી બુઢી ડોસીનું **માધુસિંહ** ખુન કરી ઘરેણાં તથા સોનાની મ્હોરો લઇ ન્હાસી ગયો છે.

**જયપાલસિંહને** ફાંસી દેવા માટે **લખનૌ** લાવ્યા છે એ સાંભળી કૈલાશેશ્વરીને દુઃખ થયું. તે જયપાલને માટે રડવા લાગી. **માનકુમારીએ** કૈલાશને ધૈર્ય આપવા માંડ્યું. કૈલાશે રડતાં રડતાં કહ્યું: બ્હેન! આ વિપદ્‌માંથી જે જયપાલસિંહનો ઉદ્ધાર કરશે તેને હું આત્મસમર્પણ કરીશ. હું તેની ચીરકાળ પર્યંત દાસી થઇને રહીશ. જયપાલસિંહે મ્હારૂં બહુ રક્ષણ કર્યું છે. મ્હને પુત્રી પ્રમાણે ચ્હાતા હતા. તેમને માટે હું કાંઇ પણ કરવા તઇયાર છું."

થોડા સમયમાંજ **અયોધ્યાનાથ** કાશીનાથને સાથે લેઈ ત્યાં આવી પહોંચ્યો. કૈલાશેશ્વરીએ અધિરતા પૂર્વક **અયોધ્યાનાથને** જયપાલસિંહ સંબંધી પુછ-પરછ કરી. **અયોધ્યાનાથે** ઉત્તર આપ્યો. કાશીનાથના યત્ન અને સ્હાયતા વડે **દર્શનસિંહનું** સઘળું કુટુંબ ફાંસીની શિક્ષામાંથી બચી ગયું છે. તેમને સ્વદેશમાં મોકલી દીધાં છે.

**કાશીનાથે** બગિચામાં આવતાંજ **માનકુમારીનું** માથું પોતાના ખોળામાં મુકી રડવા માંડ્યું. સઘળાંએ વિચાર્યું કે હવે આ સ્થળે એક પળ પણ થોભવાની અગત્ય નથી. તેથી તે રાત્રેજ તેઓ બીજે સ્થળે ચાલ્યાં ગયાં. બીજે દિવસે બે ગાડીઓ ભાડે કરી **સીતાપુર** તરફ પ્રયાણ કર્યું. બે દિવસ પછી **કાશીનાથ** અને **અયોધ્યાનાથ, માનકુમારી,** કૈલાશેશ્વરી અને બુન્દિયાને સાથે લઇને **સીતાપુરમાં,** દ્દિગ્વિજયસિંહના કિલ્લામાં પહોંચ્યાં.





# ચતુર્વિંશતિતમ પરિચ્છેદ.

## મહા પુરૂષ.

Ask no more of me my son !
What I can give is given unto you.

*Voice from Himaloya.*



ત્રણ વર્ષ પછી **માન**કુમારી ઘેર આવી છે. તેના શરિરમાં અસ્થિ ચર્મ વિના બીજું કશું નથી. શરિરમાં નિર્બળતા એટલી બધી છે કે તેનાથી ઉઠી શકાતું નથી. પરંતુ **મા**નકુમારીને જોવાથી તેના વૃદ્ધ પિતા અને બે ભગિનીઓના હૃદયમાં આજે અત્યંત આનંદની વૃષ્ટિ થઈ રહી છે. તેમના મનનું કષ્ટ નાશ પામ્યું છે. **માન**કુમારી નિષ્કલંકપણે ઘેર આવી એજ હેમના ચીર આનંદનો વિષય થઇ પડયો છે. મૃતક મનુષ્યનો શોક કેટલેક દિવસે મુકી દેવાય છે. પરંતુ જીવતાં મનુષ્યનો શોક જીવનપર્યંત હૃદયને દગ્ધ કરે છે.

હજુ **માન**કુમારીથી ઉઠી શકાતું નથી. ઘેર આવ્યા પછી ત્રણ દિવસ પર્યંત તો મૃતવસ્થામાંજ પડી રહી હતી. તેના વૃદ્ધ પિતા, બે ભગિની, **અ**યોધ્યાનાથ અને કૈલાશેશ્વરી તેની પાસે બેઠા છે. **કાશીનાથે** વૈદ્યરાજને બોલાવવા માટે મનુષ્યો મોકલ્યાં છે.

**માન**કુમારીએ જાણી લીધું હતું કે હવે બચવાનું નથી. મૃત્યુને થોડોજ વિલંબ છે. વૃદ્ધ પિતાને શિરોસ્થાને બેસી રડતાં જોઇ તેની શાન્ત્વના કરવા લાગી. પિતાના પગ નીચે માથું રાખી ક્ષીણ સ્વરે બોલીઃ પિતાજી !

મૃત્યુ સમયે આપનાં દર્શન થવાની આશા રાખી નહોતી, પરંતુ પરમ કૃપાળુ પરમાત્માએ તે કષ્ટ ટાળ્યું છે. હું પવિત્ર થઇ ! "

ગંગાપ્રસાદે માનકુમારીના કહેવાનો કાંઇ પ્રતિ ઉત્તર આપ્યો નહિં. તે રડવા લાગ્યા હતા. માનકુમારીએ પુનઃ કહ્યું: પિતાજી ! હુંજ તમારી માનકુમારી ! તમારા ચર્ણની રજ. "

માનકુમારીએ કાશીનાથને પોતાની પાસે બોલાવી કહ્યું: ભાઇ ! પુત્ર દ્વારા પિતૃકૂળની રક્ષા થાય છે. પુત્રજ પિતામાતાના નામને યશસ્વી કરે છે. પુત્રજ પિતામાતાને સ્વર્ગમાં પહોંચાડે છે. બોલ ભાઇ ! શું તું પિતાજીને જરા પણ અસંતોષ આપશે ? "

કાશીનાથે માનકુમારીના હૃદયના ભાવ સમજ્યા વિનાજ ઉત્તર આપ્યું: હું પિતાને કિંચિત્માત્ર પણ અસંતોષ આપીશ નહિં. તેમની આજ્ઞા શિરોધાર્ય કરીશ. "

" ભાઈ, હું એકજ વાત કહું તે માન્ય કરશો ? "

" તે શું વાત છે ? "

" પ્રથમ ઉત્તર આપ કે મ્હારા કહેવા પ્રમાણે કરશે કે નહિં ! "

" હા. "

માનકુમારીને ભરોસો હતો કે: કાશીનાથે જે વાત કરવાનું વચન આપ્યું તે કરશેજ. તેથી તેણે કહ્યું: ભાઇ ! જગતમાં બ્હેનને ભાઇ ઘણો વહાલો હોય છે. મ્હારા મૃત્યુ પછી પિતાજીને સંસારિક સુખની આશા રહેશે નહિ; તે મને બહુ કષ્ટ થશે. પુત્ર દ્વારા પિતૃકૂળની રક્ષા થાય છે. તું લગ્ન કર. એજ મ્હારે કહેવાનું છે. "

કાશીનાથ થોડાક વખત નિર્વાક્ રહ્યો. કારણ કે હમણાના વિષાદ અને મનનાં કષ્ટને સમયે કોઇના હૃદયમાં લગ્નની વાતનો ઉદય થતો નહોતો.

માનકુમારીએ ફરીથી કહ્યું: ભાઇ ! પ્રતિજ્ઞા કર. મ્હારા મૃત્યુ પછી ત્હારે કૈલાશેશ્વરી સાથે લગ્ન કરવું. "

કાશીનાથે ગંગાપ્રસાદના સ્હામુ જોયું. અત્યાર સુધી કાશીનાથના હૃદયમાં લગ્ન કરવાની ઇચ્છા થઇ નહોતી. પરંતુ જ્યારથી કૈલાશેશ્વરીને જોઇ છે ત્યારથી ધીમે ધીમે તેના તરફ તેનું મન ખેંચાવા લાગ્યું છે. તે કૈલાશેશ્વરીના રૂપમાધુર્યને આડી દ્રષ્ટિવડે નિહાળે છે. તેના રૂપસુધાનું પાન કરવા ક્વચિદ્ અનિમેષ નેત્રે જૂવે છે. પણ જ્યારે કૈલાશેશ્વરી ત્હેના સ્હામું જૂવે

છે ત્યારે તે બીજી તરફ જૂવે છે. તેમ છતાં પણ કૈલાશેશ્વરી સાથે લગ્ન કરવાની ઇચ્છા થઇ નહોતી. **માન**કુમારીએ લગ્નની વાત કહેતાંજ તેણે પિતા તરફ દ્રષ્ટિ ફેરવી. આ વિષયમાં પિતાની શું ઇચ્છા છે તે જાણવા-નીજ માત્ર હેની ઇચ્છા હતી. પરંતુ **ગં**ગાપ્રસાદે કાંઇ પણ અભિપ્રાય આપ્યો નહિ. તે માત્ર **માન**કુમારીના વ્યાધિગ્રસ્ત અને મરણોન્મુખ શરિરને જોઇ રડવા લાગ્યો.

**માન**કુમારીએ વળી પાછું કહ્યું. ભાઇ ! તું પ્રતિજ્ઞા કર કે મ્હારા મૃત્યુ પછી તું તેની સાથે લગ્ન કરશે. "

**કાશી**નાથે ઉત્તર આપ્યું. જો કવચિદ્ પણ હું લગ્ન કરીશ તો એની સાથેજ કરીશ. ત્હારૂં વચન ઉલંઘન કરીશ નહિં. "

**માન**કુમારીથી વિશેષ બોલાયું નહિં પણ તેનો જીવન દિપક ક્રમે ક્રમે નિસ્તેજ થવા લાગ્યો. સાયંકાળનો સમય થયો. તે સમયે તેણે પોતાની બ્હેનોને અને અયોધ્યાનાથને પોતાની પાસે બેસાડ્યાં. શય્યામાં સૂતાં સૂતાં તેણે પોતાની બે બ્હેનો અને **અ**યોધ્યાનાથ તરફ જોવા માંડ્યું. તેનામાં વિશેષ બોલવાની શક્તિ નહોતી. તોપણ અસ્ફૂટ સ્વરે ધીમે ધીમે બોલી: બ્હેન ! બ્હેન ! પ્રાણેશ્વર ! પ્રાણ—" પ્રા—ણ—ના—થ—"

બસ, આટલું બોલતાં બોલતાં તેનાં નેત્ર બિડાઇ ગયાં સર્વેએ જાણ્યું કે હેનો અંતકાળ પાસે આવ્યો છે. થોડીવારમાં તેનું હૃદય જોરથી હાલવા લાગ્યું. પ્રાણવાયુ શરિરની નસેનસમાં ફરી વળી છાતી આગળ આવી પહોં-ચ્યો. ત્યાંથી બહાર નિકળવાનો સમય જોવા લાગ્યો. **માન**કુમારીનાં નેત્રો એક વખત, બે વખત, જરાક ઉઘડ્યાં પણ હવે તે **અ**યોધ્યાનાથ તરફ જોતી નથી. હવે તે ગમે ત્યાં જૂવે છે. હવે તેને ચૈતન્ય નથી. દિપક ઓ-લવાઇ જવા પહેલાં જેમ એક, બે વખત સતેજ થાય છે તેમ **માન**કુમા-રીનો જીવન દિપક ઓલવાઇ જતાં પહેલાં બે વખત જરાક સતેજ થયો. જોત જોતામાં શરિરમાંનો પ્રાણવાયુ **માન**કુમારીના મ્હોડામાંથી ઉડી ગયો ! મ્હોડું જરાક મ્હોળું થઇ ગયું. પ્રાણવાયુ એ હૃદયમાંથી ઉછાળો મારી મ્હો-ડામાં થઈને બહાર નિકળી ગયો. નેત્ર મીંચી ઉઘાડે તેટલીવારમાં આ બનાવ બની ગયો. **માન**કુમારીના જડ શરિરને પડતું મુકી જીવાત્મા પર-લોકમાં ચાલ્યો ગયો. તેનો પતિ, પિતા, ભાઇ, ભગિની વિગેરે આત્મીય-જનો ઉચ્ચ સ્વરે રડવા લાગ્યાં. માથાં ફૂટવા લાગ્યાં. આખું ઘર શોકવડે છવાઇ ગયું ! પતિવ્રતા, ધર્મપરાયણ યુવતિ પરમાત્માના અક્ષર ધામમાં પ્હોંચી ગઇ !

મૃત્યુ એ શબ્દે ગૃહમાં પ્રવેશ કર્યો. કૈલાશેશ્વરી એ માનકુમારીના ચરણ તલ આગળ આળોટતી રડવા લાગી. અને બોલીઃ બ્હેન ! ત્હારી હમેશની સહિયરને શા માટે અહિં મુકી ગઇ ! બહેની ! હું આત્મહત્યા કરીને પણ ત્હારી સોબતી થઇશ. ”

વૃદ્ધ ગંગાપ્રસાદ કન્યાના શોકે મૂર્છિત થઇ પડ્યા. નારાયણકુમારી ગાંડાની પેઠે ઉચ્ચ સ્વરે રડતાં રડતાં બોલવા લાગીઃ હે ! છાયારૂપી દેવતા ! સઘળી વિપદને સમયે તમે દર્શન આપ્યાં છે. પરંતુ આવા ઘોર વિપદ્‌ને પ્રસંગે આ દાસીને શા માટે ભૂલી ગયા ? પ્રભો ! ”

માનકુમારીના મૃત્યુ પહેલાં, થયેલાં વિયોગ પ્રસંગે અયોધ્યાનાથ રડવાનું રોકી શકતો નહોતો. માનકુમારીનું સ્મરણ કરીને એકાંતમાં ઉચ્ચ સ્વરે રડતો હતો. પણ આજ તેનું મૃત્યુ થતાં તે રડતો જણાતો નથી. તેનાં નેત્રમાં આંસુ નથી. અતિધૈર્ય પૂર્વક તેની અન્ત્યેષ્ટિ ક્રિયાની ગોઠવણ કરવા લાગ્યો. કાશીનાથને સાથે લઈ માનકુમારીનું મૃતકદેહ ખાંધઉપર ઉંચકી બન્ને જણ દિગ્વિજયસિંહના મહાલયની પશ્ચિમ દિશા તરફ લઇ ગયા. ત્યાં ચિતા બનાવી અને મૃતક દેહને અગ્નિ સંસ્કાર કર્યો. તે કોમળ સુવર્ણની પ્રતિમા જેવું પતિવ્રત્તા શરિર થોડીવારમાંજ ભસ્મીભૂત થઇ ગયું. અગ્નિસંસ્કાર કરતી વખતે કાશીનાથના નેત્રમાં બે બિંદુ અશ્રુ જણાયાં પણ અયોધ્યાનાથ તો માત્ર તેના શરિર સ્હામુંજ જોયા કરતો હતો. અન્ત્યેષ્ટિ ક્રિયા થઈ રહ્યા પછી અયોધ્યાનાથે સૂર્યનારાયણ તરફ દ્રષ્ટિ, કરી, બે હાથ જોડી કહ્યુંઃ હે સર્વ સાક્ષી સૂર્યદેવ ! મ્હારી પ્રાણેશ્વરીએ અનાહારે પ્રાણ ત્યાગ કર્યા છે ! ગયાં ત્રણ વર્ષથી તેણે ઇચ્છાપૂર્વક અન્ન આહાર કર્યો નથી. પતિવ્રતપણાનું રક્ષણ કરવાની ચિંતા એજ આહારનો ત્યાગ કરવાનું કારણ છે. જગત્‌માં આવી પતિ પરાયણ કોઇકજ સ્ત્રીઓ હોય છે ! હે સૂર્યદેવ ! હું તમને શાક્ષી રાખી પ્રતિજ્ઞા કરૂં છું કે આજથી હું પણ અન્ન આહાર કરીશ નહિં. આજથી એવું વ્રત લઉં છું કે હું અન્ન વિનાનો આહાર કરીને ઈશ્વરનાં ધ્યાનમાં શેષજીવન પુરૂં કરીશ. ”

અયોધ્યાનાથે ઘેર આવ્યા પછી નારાયણ કુમારી અને ચંદ્રકુમારીના હાથમાં કૈલાશેશ્વરીનો હાથ સોંપ્યો. વૃદ્ધ ગંગાપ્રસાદનો ચરણ સ્પર્શ કરી દંડવત્ પ્રણામ કર્યા. અને કહ્યુંઃ પિતાજી ! આપને ત્રણ કન્યા હતી. એકના મૃત્યુથી બીજી એક કન્યા આવી છે. કૈલાશને પણ પૂત્રી સરખી ગણજો. હું જીવનપર્યંત પરમાત્માનું ધ્યાન ધરીશ. બસ, હવે વિદાય થાઉંછું. ”

પોતાના ભાઇને સંસાર ત્યાગી થતાં જોઈ કૈલાશેશ્વરીના હૃદયમાં ઘણું દુઃખ થયું. તે રડવા લાગી. પરંતુ અયોધ્યાનાથે તેને અનેક બોધક વાક્યો કહી સાન્ત્વના કરી અને સંસારી શ્રમ ત્યાગ કર્યો. ગાજીપૂરની પાસેના એક વિશાળ અરણ્યમાં પ્રવેશ કર્યો અને અન્ન ત્યાગ કરી ઇશ્વરના ધ્યાનમાં નિમગ્ન થયો.

માનકુમારીના મૃત્યુ પછી કાશીનાથ તેના પિતા અને બે ભગિનીઓ સમક્ષ પોતાના મરણનું વૃત્તાન્ત કહેવા લાગ્યો. તેણે કહ્યું: પણ્ડિત દેવીપ્રસાદે સાધુ જીવન મેળવ્યું છે. તેના શબ્દો કવચિદ્ પણ મિથ્યા થતા નથી. મ્હારા પિતામહ જગન્નાથ શાસ્ત્રી હજુ પણ જીવિત છે. તેમણે દેવત્વ મેળવ્યું છે. આવા ઘોર વિપદ્‌ને સમયે તેમણેજ મ્હારી રક્ષા કરી છે. કાશીનાથનું કહેવું સાંભળી નારાયણ કુમારીએ કહ્યું કે એક છાયા રૂપી દેવતાએ તેને બે વખત આત્મહત્યા કરતાં બચાવી છે. તે છાયા મૂર્તિ નિશ્ચય પિતામહ જગન્નાથ શાસ્ત્રી છે. ”

ગંગાપ્રસાદ શાસ્ત્રી પુત્ર અને કન્યાને મ્હોડેથી આ બધી વાતો સાંભળીને અત્યન્ત ગ્લાનિ પામ્યા. તેણે મનમાં જ કહ્યું: ધન્ય કાશીનાથ! ધન્ય નારાયણ કુમારી! તેઓ બાલ્યાવસ્થાથી જ પિતૃ દેવતાનું સ્મરણ કરે છે. પિતૃ દેવે તેમના ઉપર પ્રસન્ન થઈ દર્શન લાભ આપ્યો છે. હું ચીર પાપી, નરાધમ અને અકૃતજ્ઞ ! શું હું તેમનાં દર્શન કરી શકીશ ? પિતૃદેવે સંસાર ત્યાગ કર્યા પછી મ્હેં એક વખત પણ ત્હેમનું સ્મરણ કર્યું નથી. ત્હેમના સંબંધી કાંઈ શોધખોળ કરી નહિં. કયા પ્રકારે ધન સમ્પત્તિ અને જમીનદારી તથા જાગીર મળે એજ માત્ર મંત્ર જપ કર્યો ! ત્હેમની હાજરીમાં ત્હેમની અનેક આજ્ઞાનું ઉલંઘન કર્યું છે. મ્હારાં તે પાપનું હવે પ્રાયશ્ચિત થઇ શકશે ? ”

“ મ્હારાં તે પાપનું હવે પ્રાયશ્ચિત થઇ શકશે ! ” આ પ્રશ્ન સર્વદા ગંગાપ્રસાદના મનમાં ઉદય થવા લાગ્યો. પિતાનું સ્મરણ કરતાં કરતાં ગત જીવનની સર્વ વાતો તેને યાદ આવવા લાગી. તે વિચારવા લાગ્યો કે: આહા ! પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એજ તેને આવી પડેલી સઘળી વિપત્તિઓનું મૂળ છે.

માનકુમારીના મૃત્યુ પછી બે ચાર દિવસે ગંગાપ્રસાદને ચિત્તભ્રમ વાયુ થયો. તે ગાંડા જેવો બની ગયો. તેણે આહાર નિદ્રાનો ત્યાગ કર્યો. સર્વદા રામસીતાના મંદિરનાં દ્વાર આગળ પડી રહેતો. ત્હેના મુખમાંથી બીજું કાંઇ

સંભળાતું નહિ. તે કોઇક વખત બબડતો કે: પિતા, અપરાધી સંતાનને ક્ષમા કરો. "મ્હારા તે પાપનું હવે પ્રાયશ્ચિત્ત થઇ શકશે. ?"

કાશીનાથ અને નારાયણકુમારી તેને અનેક બોધક વાક્યો કહી શાન્તત્વના કરતાં. પરંતુ ગંગાપ્રસાદ તે સાંભળતો જ નહિં. ગંગાપ્રસાદ તો કહેતો કે: મ્હને હિમાચલ ઉપર લઇ ચાલ. હું પિતાના ચરણ આગળ પડી ક્ષમા પ્રાર્થના કરીશ.

* * * * *

આજે ગંગાપ્રસાદે ઘરમાં શયન કર્યું છે. કાશીનાથ, નારાયણ કુમારી, ચંદ્રકુમારી અને કૈલાશેશ્વરી તેની આસપાસ બેઠાં છે. એ સમયે બુન્દિયાએ એક પત્ર લઇને ઘરમાં પ્રવેશ કર્યો. કાશીનાથના હાથમાં પત્ર આપી કહ્યું: એક સન્યાસીએ આ પત્ર તમને આપવા કહ્યું છે. કાશીનાથે પત્ર હાથમાં લઇને કહ્યું: તે સન્યાસી ક્યાં છે ?

"સન્યાસીએ પત્ર આપી ચાલવા માંડ્યું. ક્યાં ગયો તેની ખબર નથી."

આવા નિરાશાજનક શબ્દો સાંભળી કાશીનાથે તે પત્ર વાંચ્યો. પત્રમાં લખ્યું હતું કે:—

"બેટા ગંગાપ્રસાદ! માનકુમારીને માટે શોક કરતો નહિં. માનકુમારી આ લોક ત્યાગ કર્યા પછી દિવ્યલોકમાં ગઈ છે. વિશુદ્ધ આત્માઓ સંસારના નરક સદ્રશ સ્થાનમાં દીર્ઘકાળ સ્થીતિ કરતાં નથી. તેઓ બની શકે તો દેહ ત્યાગ કરી પરલોકમાં જાય છે અને નહિં બને તો સંસાર પરિત્યાગ કરી ધર્માશ્રમમાં પ્રવેશ કરે છે."

"મુસલમાન રાજત્વના વિનાશનું બીજ રોપી માનકુમારી સ્વર્ગે ગઇ છે. પચીસ વર્ષ પૂરાં થતાં પહેલાંજ અયોધ્યામાંથી મુસલમાનોનું રાજ નાશ પામશે. પરંતુ મુસલમાન રાજ નાશ પામવા પછી અયોધ્યામાં ઘોર વિદ્રોહાનલ ઉપસ્થિત થશે. હજારો સ્ત્રી પુરૂષના પ્રાણ વિનષ્ટ થશે. તેથી પૂત્ર કન્યા સહિત કાશી જઈ રહો. તેમ કરવાથીજ જીવનનો વિશેષ ભાગ નિર્વિઘ્ને પસાર કરી શકાશે."

"મ્હારી એક વાત લક્ષમાં રાખજે. પરલોક નિવાસી થયલા પિતૃ પુરૂષોને ભૂલી જઇશ નહિં! પરલોક ગત શુદ્ધાત્માઓ અથવા હિમાચલ વાસી સિદ્ધ પુરૂષો, આ સુખ દુઃખથી ભરેલા સંસારની સર્વદા મંગળ કામના કરે છે. જડ જગતમાં તેઓ કાર્ય કરી શકતા નથી. તેઓ આધ્યાત્મિક જગતમાં કાર્ય કરી સંસારવાસી જન-મંડળનાં મનમાં શુભ બુદ્ધિ અને સદ્-ઇચ્છા પ્રેરણ કરે છે. પરંતુ તમે સંસારના મોહાન્ધકારમાં પડી જઇ તેમને

ભૂલી જાઓ છો તેથી તેઓ, પિતૃ દેવતાઓ, ત્હમારા ઉપર શુદ્ધ શક્તિ પ્રેરણ કરી શકતા નથી."

"સ્મૃત્તિ, શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમનું બંધન કદી પણ છેદન થતું નથી. સ્મૃત્તિ, શ્રદ્ધા, ભક્તિ અને સ્નેહ, એ આ લોકમાં અને પરલોકમા નિગુઢ બંધન સંસ્થાપન કરે છે. અને ભિન્ન ભિન્ન આત્માઓ મધ્યે યોગ ઉત્પાદન કરે છે. સ્મૃત્તિ, શ્રદ્ધા, ભકિત અને પ્રેમની દ્રઢતાના પ્રમાણમાં જ ભિન્ન ભિન્ન આત્માઓ મધ્યે નિકટ સંબંધ સંસ્થાપન થાય છે."

સ્મૃત્તિ, નહિં કરવાથીજ એક આત્મા બી આત્માને ભૂલી જાય છે. પરલોક ગત પિતા, માતા કિંવા અન્ય શુદ્ધાત્માઓને ત્હમે ભૂલી જાઓ તો તે તમને શી રીતે સત્ય માર્ગે ચલાવવાનો યત્ન કરે ? ત્હેમની શક્તિ ત્હમારા હૃદયને કદી પણ સ્પર્શ કરે નહિં."

"સંસારનાં કુકાર્ય, અસદ્દનુષ્ઠાન, કુસંસર્ગ અને પાપાચારની સ્મૃત્તિ હૃદયમાંથી દૂર કરી માત્ર શુદ્ધાત્મા અને સાધુ પુરૂષોનું સ્મરણ કરવું. સાધુ પુરૂષોનાં સદાચરણ, સદ્દવર્તન, અને સદ્દમાર્ગ પ્રમાણે હમેશાં વર્તવું. તેમ કરવાથીજ પરલોકવાસી શુદ્ધાત્મા અને સંસારવાસી સાધુઓ તમને સત્યને માર્ગે ચલાવવા સમર્થ થશે. મન પવિત્ર નહિં હોય તો અથવા સંસારની ચિન્તામાંથી મનને વિશ્રામ નહિ આપવાથી હૃદયમાં સદિચ્છા અને શુભવૃત્તિનો ઉદય થઈ શકતો નથી."

"સંસારના મોહાન્ધકારમાં પડીને, ધન સમ્પત્તિ મેળવવાના લોભમાં મુગ્ધ થઈ જઈ તું મ્હને ભૂલી ન ગયો હોત તો નિશ્ચય, મ્હારી શક્તિ વડે અનેક પ્રસંગોમાંથી અને અનેક વિપત્તિમાંથી નિષ્કૃત્તિ મેળવી શકત. પરંતુ ગયાં પાંત્રિસ વર્ષમાં ત્હેં મ્હને એક પળ પણ યાદ કર્યો નથી. વિસ્મૃત્તિએ ત્હારૂં હૃદયદ્વાર એકદમ બંધ કર્યું હતું."

"બેટા કાશીનાથ ! ત્હેં અને નારાયણ કુમારીએ મ્હારા મોક્ષ માર્ગમાં ઘણી અડચણો નાંખી છે. ત્હમારે માટેજ મ્હારે આ જડજગતમાં કાર્ય કરવું પડયું છે પરંતુ જડ જગત્ એ મ્હારૂં કાર્ય ક્ષેત્ર નથી. ત્હમે આ ક્ષણભંગુર સંસારનાં દુઃખ કષ્ટમાં પડી વારંવાર આત્મહત્યા કરવાની તૈયારી કરતાં હતાં. આત્મહત્યા કરવી એ એક ભયાનક પાપ કાર્ય છે. ચોર અને લુંટારાઓ પોત પોતાના કુકાર્ય માટે દંડ પામે છે. ત્હેમને કેદખાનામાં નાંખવામાં આવે છે. પરંતુ તેઓ કેદખાનામાંથી ન્હાસી જાય તો તેમને શું દંડ થતો નથી ? પકડાતાંજ તેમને બમણો દંડ કરવામાં આવે છે. પૂર્વે કરેલા દંડની સાથે ન્હાસી જવાના અપરાધ માટે બીજો દંડ ભોગવવો પડે છે.

આ સંસારમાં મનુષ્ય પોત પોતાના કર્મફળ અનુસાર વિવિધ કષ્ટ દુઃખ મેળવે છે. પરંતુ આત્મહત્યા કરવાથી તે કષ્ટમાંથી છુટવાનો યત્ન કરવાથી ન્હાસી જનાર ચોર લુંટારાની પેઠે તેને બમણો દંડ ભોગવવો પડે છે. અન્ય પાપોનું પ્રાયશ્ચિત્ત છે. પરંતુ આત્મહત્યા જેવા ભયાનક પાપનુ પ્રાયશ્ચિત નથી.

" સંસારનાં વિપદ, દુઃખ, કષ્ટ, ઉદ્દાસ થયા વગરજ સહન કરજે. આત્મહત્યા કરી સંસારનાં દુઃખમાંથી ન્હાસી જવાનો યત્ન કવચિત્ પણ કરતો નહિં."

" બચ્ચા ! બાલ્યાવસ્થામાંથી ધર્મ ઉપર ત્હારો ઘણો પ્રેમ છે. ધર્મનુંસાર તત્વ ત્હને કહું છું. મનુષ્યની પ્રકૃતિમાં રહેલી સ્વાભાવિક ઇશ્વર તૃષ્ણા !!! એજ ધર્મ અને ઇશ્વર મેળવવાનો યત્ન કરવો એજ ધર્મનું સાધન. ઇશ્વરની તૃષ્ણા એ પ્રકૃતિ પ્રમાણે હોય છે. તે સઘળાં મનુષ્યોમાં થોડી ઘણી તો હોય છેજ. પરંતુ ભિન્ન ભિન્ન દેશના મનુષ્યો, તે તૃષ્ણા શાન્ત કરવા માટે ભિન્ન ભિન્ન પ્રકારના ઉપાયો અવલંબન કરે છે. અર્થાત્ ભિન્ન ભિન્ન દેશનાં મનુષ્યોની, ધર્મ સાધન પ્રણાલી જૂદા જૂદા પ્રકારની છે. ધર્મ રાજ્યમાં એ સાધન પ્રણાલી સંબંધે પણ મત ભેદ છે. મનુષ્યને એ સાધન પ્રણાલી સંબંધે ભ્રમ ઉત્પન્ન થાય છે. હિંદુઓની સાધન પ્રણાલી પૂજન અને અર્ચ્ચના; મુસલમાનની નિમાજ, ક્રિશ્ચયનોની દેવળમાં જઇ પ્રાર્થના કરવી, પરંતુ કેટલાક સંપ્રદાયની સાધન પ્રણાલી સંબંધી મ્હોટો ભ્રમ ઉત્પન્ન થાય એમ છે. લુંટારા લોકો નરહત્યાને ધર્મ સાધન માને છે. નરહત્યા કરવી એજ તેમની સાધન પ્રણાલી છે. મ્હે પૃથિવીના અનેક દેશોમાં ભ્રમણ કર્યુ છે. ભિન્ન ભિન્ન જાતિઓની સાધન પ્રણાલીનુ અવલોકન કર્યું છે. મ્હારા મનનો નિશ્ચય છે કે **બુદ્ધદેવે** પ્રચાર કરેલી નિર્જ્જન ઇશ્વર ભકિત એજ સર્વોત્કૃષ્ટ સાધન પ્રણાલી છે. પરંતુ જે સઘળા મનુષ્યો પોતાને **બૌદ્ધ** ધર્માવલંબી કહીને પરિચય આપે છે તેઓ **બૌદ્ધ**-દેવની પ્રચાર કરેલી સાધન પ્રણાલી અવલમ્બન કરતા નથી તેમના આચાર વ્યવહાર અને સાધન પ્રણાલી **બૌદ્ધ** ધર્મ કરતાં સમ્પૂર્ણ વિપરિત છે.

" મ્હેં પૂર્વે એવો વિચાર કર્યો હતો કે એક એક દેશમાં એક એક મહા પુરૂષે જન્મ ગ્રહણ કરી એક એક સ્વતંત્ર ધર્મ પ્રચાર કર્યો છે. પરંતુ હમણાં જોવામાં આવે છે કે **હિંદુ, બૌદ્ધ, ક્રિશ્ચિયન,** અને **મહમ્મદીય,** એ ચાર ધર્મમાં પિતા પુત્રનો સંબંધ જણાય છે. હિંદુઓનાં **ઉપનિષદ્** પ્રતિપાદિત **સનાતન** ધર્મ કાળક્રમે વિકૃતાવસ્થામાં આવ્યાં.

મહા પુરૂપ **બુદ્ધદેવ** ધર્મ સંસ્કારક સ્વરૂપ તેજ **ઉપનિષદ્** પ્રતિપાદિત ધર્મનું પુનરૂત્થાન સાધન કર્યું. તેજ પુનરૂત્થિત ધર્મનું નામ **બૌદ્ધ** ધર્મ થયું. કાળક્રમે હમણાં **બૌદ્ધ** ધર્મને પણ વિકૃતાવસ્થા પ્રાપ્ત થઇ. **બૌદ્ધ** ઋષિ **યોહનની** પાસે દિક્ષા લઇ **ઇશુ** ખ્રિસ્તે, વિશુદ્ધ **બૌદ્ધ** ધર્મનો **જગતમાં** પ્રચાર કર્યો. તેજ વિશુદ્ધ **બૌદ્ધ** ધર્મ **ખ્રિસ્તિ**ના ધર્મને નામે ફેલાયો. **ખ્રિસ્તિ** ધર્મ પણ વિકૃતાવસ્થામાં આવ્યો. **ખ્રિસ્તિ** ધર્મ વાળાઓમાં ઘોર મતભેદ થઇ ધર્મયુદ્ધ ઉપસ્થિત થયું. **નેષ્ટોરિયન** લોકો દેશનિકાલ થઇ **આરબ** દેશમાં રેહેવા લાગ્યા. તેમની પાસેથી ધર્મશિક્ષા કરી **મહમદે** નવો ધર્મ ફેલાવ્યો. તેથી સ્પષ્ટ રૂપે જણાઈ આવે છે કે **વેદમાંથી ઉપનિષદ્, ઉપનિષદ્માંથી બૌદ્ધ** ધર્મ; બૌદ્ધ ધર્મમાંથી **ખ્રિસ્તિ** ધર્મ અને **ખ્રિસ્તિમાંથી મહમ્મદીય** ધર્મની ઉત્પત્તિ થઇ છે એમ જણાય છે.

"પાશ્ચાત્ય વિદ્વાનોની શોધ પ્રમાણે સો વર્ષ પૂર્ણ થતાં પહેલાંજ ધર્મ જગતમાં ઐક્યતા થશે. ભિન્ન ભિન્ન ધર્મમાં હમણાં જે ભિન્નતા રહી છે તે નિશ્ચયજ નિકળી જશે, સામ્પ્રદાયિક ભાવ, મતભેદ અને ધર્મયુદ્ધ એ સઘળું જગતમાંથી સત્વર અદ્રશ્ય થશે."

"બચ્ચા **કાશીનાથ**! જો ધર્મ પીપાસા પરિતૃપ્ત કરવાની વાસના હોય તો પ્રથમ સંસારનાં વિવિધ કર્તવ્ય સાધ્ય કર્યાપછી સંસારમાંથી એકી વખતે નિર્લિપ્ત થજે. નિર્જનમાં, ઇશ્વરોપાસનામાં લિપ્ત થઇ જીવન વ્યતિત કરજે. પછી સંસારની કોઇપણ વસ્તુમાં મન રાખવું નહિં."

"આ જીવનમાં હવે મ્હારી સાથે સાક્ષાત્ થશે નહિ: કિન્તુ સંસારની વિપદમાં પડતાંજ મ્હારૂં સ્મર્ણ કરવાથી ત્હારા હૃદયમાં શુદ્ધ બુદ્ધિનો ઉદય થશે. એ સિવાય મ્હારી પાસે બીજી કાંઇ યાચના કરવી નહિં. જે બની શકે એવું હતું તે વગર માંગેજ ત્હને આપ્યું છે.

**"શ્રી જગન્નાથ શાસ્ત્રી."**

કાશીનાથે પત્ર વાંચી **ગંગાપ્રસાદ**ના હાથમાં આપ્યો. **ગંગાપ્રસાદે** પત્રની નીચે **જગન્નાથ** શાસ્ત્રીનું નામ જોઈ કહ્યું કે: આ મ્હારા પિતાનાજ અક્ષર છે. "તેણે પત્ર પોતાને માથે મુકયો. પિતાને વારંવાર **પ્રણામ** કરવા લાગ્યો."

આ પત્ર મળ્યા પછી ધીમે ધીમે **ગંગાપ્રસાદને** ધૈર્ય આવ્યું. એક માસ પછી પોતાના કાર્યમાં મન આપવા લાગ્યો. **માનકુમારી**ના મૃત્યુ પછી **કૈલાશેશ્વરી** હમેશાં **ગંગાપ્રસાદ**ની પાસેજ રહેતી. **કૈલાશેશ્વરીનો** મધુર સ્વ-

ભાવ, હૃદયના પવિત્ર ભાવ, ત્યાગસ્વીકાર અને પરસેવા કરવા માટે પ્રગાઢ ઇચ્છા જોઇ ગંગાપ્રસાદે એક દિવસ કાશીનાથને બોલાવી કહ્યું: બેટા ! માનકુમારી શુદ્ધાતમા હતી ત્યારે યોગ્ય કન્યા તેણેજ શોધી કહાડી છે. મ્હારા આગ્રહથી તું કૈલાશેશ્વરી સાથે લગ્ન કરી સુખી થા.”

“ કાશીનાથે કૈલાશેશ્વરી સાથે લગ્ન કરવાનું કબુલ કર્યું. બે ત્રણ મહિના પછી કૈલાશેશ્વરી સાથે તેમનું લગ્ન થયું. ત્યાર પછી ગંગાપ્રસાદ પોતાના પુત્ર, પુત્રવધુ અને બે કન્યાઓને લઇને કાશી ધામ ચાલ્યો ગયો. ગંગાપ્રસાદે ફરી પોતાના દેશ તરફ આવવાની ઇચ્છાજ કરી નહિં ! પુત્ર કન્યાસહિત કાશીમાં નિવાસ કરવા લાગ્યાં.



# પંચવિંશતિતમ પરિચ્છેદ.

## સંયોગ અને વિયોગ.

I slept and I dreamt that life is beauty,
I awoke and found it is full of duty.



દૈનસિંહને કેદ કર્યા પછી નસિરની માતા જનાબે આલિયાને ફૈયજાબાદ મોકલવામાં આવી. મન્નાજાન પાદશા બેગમના ગૃહમાંજ રહ્યો પરંતુ નસિરૂદ્દિને ઢંઢેરો પિટાવી સર્વત્ર પ્રચાર કર્યો કે મન્નાજાન તેનો પુત્રજ નથી. બેગમોએ પ્રપંચ કરી મન્નાજાનને પોતાનો પુત્ર ઠેરવ્યો છે.

વિલાયતના હજામ સરફરાજખાં સાથે નસિરના બીજા અંગ્રેજ મિત્રોને ઘોર વિવાદ ઉત્પન્ન થયો. હજામે જોયું કે હવે લખનૌમાં રહેવું અસહ્ય થઇ પડયું છે, લખનૌમાં બાદશાહના દરબારના પ્રપંચી અમલદારોના ચાર પાંચ ટોળાં બંધાયાં છે, એક ટોળી મેહેન્દિ આલિખાંના પક્ષની છે.

બીજી ટોળીનાં મનુષ્યો **દર્શનસિંહનો** ઉદ્ધાર કરવાની ચેષ્ટા કરી રહ્યાં છે. ત્રીજી ટોળી બેગમોનો પક્ષ લેછે. એ બધાં મનુષ્યોમાં કોઇને ધર્મ અધર્મનું કિંવા ન્યાય અન્યાયનું જ્ઞાન નથી. **દર્શનસિંહના** કારાગૃહ નિવાસ પછી બે ત્રણ વર્ષ પછી **સરફરાજ** હજામ્ છ મહિનાની રજા લઇ **કલકત્તે** ગયો. **કલકત્તે** જઈ પોતાના એકઠા કરેલા એંશી, નેવુ લાખ રૂપિયામાંથી કેટલાક જુદી જુદી બેંકોમાં મુકયા. અને કેટલાક વિલાયત મોકલી દીધા.

**સરફરાજ** હજામ રજા ઉપર ગયો ત્યારે પોતાના ન્હાના ભાઇને બાદશાહની હજામત કરવાના કામ ઉપર મુકતો ગયો હતો પરંતુ તે સુચતુર નહોતો. તે **સરફરાજની** પેઠે બાદશાહનો પ્રિયપાત્ર થઈ પડ્યો નહિ.

**સરફરાજની** ગેરહાજરીમાં **નસિરના** અન્ય અંગ્રેજ સભાસદો **સરફરાજને** નોકરી ઉપરથી બરતરફ કરવા માટે **નસિરને** ઘણો અનુરોધ કરવા લાગ્યા. **નસિરે** પ્રતિજ્ઞા કરી કે હવે પછીથી એ **હજામની** સાથે એક ટેબલ ઉપર આહાર કરીશ નહિ. ”

પરંતુ છ મહિનાની રજા પુરી થતાંજ **સરફરાજ** હજામ **લખનૌ** આવ્યો. તેને જોતાંજ નસિર પોતાની પ્રતિજ્ઞા ભુલી ગયો. વળી પાછો અંગ્રેજ હજામ સાથે એકજ ટેબલ ઉપર આહાર કરવા લાગ્યો ! **નસિરના** બીજા અંગ્રેજ નોકરોએ **સરફરાજ** સાથે એક ટેબલ ઉપર આહાર કરવાનું અસ્વિકાર કરી પોતપોતાની નોકરી છોડી દીધી. તેઓએ પણ કેટલાંક વર્ષમાં અત્યન્ત ધન મેળવ્યું છે. તેથી તેઓ સ્વદેશ ચાલ્યા ગયા. પરંતુ એ લોકોના ચાલ્યા જવા પછી છ માસ વ્યતીત થયા એટલામાં **નસિરને** **સરફરાજ** સાથે વિરોધ ઉત્પન્ન થયો. **સરફરાજ** જીવ બચાવવા માટે **કાનપુર** ચાલ્યો ગયો. અને ત્યાંથી **કલકત્તે** જઇ સ્વલ્પ સમયમાંજ સ્ત્રી સહિત **વિલાયત** ચાલ્યો ગયો.

**વિલાયત** ગયા પછી તે **બેરોનેટ** થવાનો યત્ન કરવા લાગ્યો. તે હમેશાં **વિલાયતના** ઉચ્ચ વંશસ્થ ગ્રહસ્થોને પોતાને ઘેર બોલાવી મીજબાની આપવા લાગ્યો. અનેક રૂપિયા ખરચી નાંખતો. પણ **વિલાયતના** લોકો તો તેને “ **ઇન્ડિયન નવાબ** ”નું નામ દઇનેજ બોલાવતા હતા. કોઇ તેને “સર ડેનિયલ ડોની થ્રોન ” “Sir Daniel Donnithrone” કહીને બોલાવતું નહિં ! જે બેંકમાં **સરફરાજે** રૂપિયા મુકયા હતા તે બેંકોએ દેવાળાં કાઢયાં ! ચાર પાંચ વરસમાંજ **સરફરાજના** ભેગા કરેલા રૂપિયાનો મ્હોટો ભાગ બેંકોમાં અને વ્યાપારમાં નષ્ટ થઇ ગયો! કેટલાક રૂપિયા તો તેણે **બેરોનેટ** થવાની આશામાં ઉડાવી દીધા ! થોડા વખતમાંજ **સરફરાજખાંની**

ત્રીજોરી થંડી થઇ ગઇ ! તેના હાથમાં કાંઈ રહ્યું નહિ ! રહ્યું માત્ર તેનો જુનો અસ્રો, નરેણી અને કાતર !

હજામના **લ**ખનૌથી ગયા પછી ત્રણ માસ વિત્યા પછી નસિરને વ્યાધિ થયો. તે હમેશાં જનાનખાનામાંજ રહેવા લાગ્યો. તેની વિશ્વાસુ બાંદી **અફજલ** ઉલ**નિશા** તેની સેવા સુશ્રુષા કરતી હતી. ધીમે ધીમે વ્યાધિ મટી ગયો. એ ત્રણ દિવસ પછી દરબારમાં જઇને કામકાજ ઉપર ધ્યાન આપવાનો નિશ્ચય કર્યો.

**ન**સિરના આત્મીય, સ્વજન સૌ તેના વિરૂદ્ધમાં હતા. સૌ તેને વિષ આપવાને તૈયાર થયા હતા પરંતુ વિશ્વાસુ બાંદી **અ**ફજલ ઉલનિશાં ખાનમ બહુ હોંશીઆર રહેતી હતી.

ઇ. સ. ૧૮૩૭ ની ૭ મી જુલાઇએ મધ્યાન્હ સમયે નસિરે પોતાની બાંદી **અ**ફજલને બોલાવી. તાપ ઘણો પડતો હોવાથી બાંદી પાસે સરબત માંગ્યું. **અ**ફજલે પણ હસતે મ્હોડે સરબત લાવી **ન**સિરને આપ્યું. નસિર સરબત પીધા પછી અર્ધા કલાકે શય્યામાંજ તરફડવા લાગ્યો. તેજ સમયથી **અ**ફજલઉલ નિશા ક્યાંય ગુમ થઈ ગઈ ! તે સમયથીજ તેનો પત્તોજ નથી ! બીજી બાંદીઓએ ગડબડાટ મચાવી મુક્યો. હાકિમ **મિર્જા**અલીને બોલાવવા મનુષ્યોને મોકલ્યાં. **મિર્જા**અલિ **ન**સિરને જોતાંજ બોલ્યો કે: નિશ્ચય બાદશાહને વિષપાન કરાવ્યું છે. ”

**ન**સિરને વિષપાન કરાવ્યા પછી **અ**ફજલઉલ નિશા **લ**ખનૌના બજારમાં **માધુસિંહ**ની દુકાને ગઇ. **માધુસિંહ** પહેલાં રાજા **દર્શનસિંહ**નો નોકર હતો. **દર્શનસિંહને** કારાગૃહમાં પૂર્યા પછી તેનાજ ધનવડે **માધુસિંહે** વસ્ત્ર વેચવાની દુકાન કાઢી છે. બજારમાં પણ **માધુસિંહ** મ્હોટો વ્યાપારી છે. પચાસ હજાર રૂપિયાનો વ્યવસાય ચાલે છે. **અ**ફજલઉલ નિશા વસ્ત્રો ખરીદવા આવી છે. **માધુસિંહે** તેને જોઇને હસી દીધું. **અ**ફજલ ઉલ નિશાએ પણ હાસ્ય કર્યું. **માધુસિંહે** હસતાં હસતાં પોતાને હાથેજ પેટીઓમાંથી લુગડાં બતાવવાનું શરૂ કર્યું. એટલામાં તેની પાછળથી ફટ્ ફટ્ અવાજ થયો. વિલાયતી રીવોલ્વરની બે ગોળીઓએ **માધુસિંહ**ના માથામાં પ્રવેશ કર્યો. **અ**ફજલઉલ નિશા તત્ક્ષણ વિદ્યૂતની પેઠે અદ્રશ્ય થઇ ગઈ **માધુસિંહ**ના નોકર તથા આસપાસના દુકાનદારો તેની દુકાનમાં આવી ભેગા થયા. તેમણે જોયું તો **માધુસિંહ**નું મૃતકદેહ પડી રહ્યું છે. તેના મૃતક શરિરની બાજુમાં બાદશાહના મેહેલમાંની એક વિલાયતી રીવોલ્વર પડી રહી છે.

બીજી તરફ રાત્રિના અગિયાર વાગે અયોધ્યાના દ્વિતીય બાદશાહ નસિરૂદ્દીન હુયદરે પ્રાણત્યાગ કર્યો ! તેના મૃત્યુના સમાચાર રેસીડેન્સીમાં પહોંચ્યા. રેસીડેન્સીના બે આસિસ્ટંટોમાંથી સેકસપિયર નામના અંગ્રેજે બાદશાહના મેહેલમાં પ્રવેશ કર્યો. પેટન સાહેબ બારણા આગળ આવી પહેરો ભરવા લાગ્યો.

રેસિડન્ટ મી. લો તત્ક્ષણજ નસિરના ચાચા મહમ્મદઅલિની પાસે જઇ પહોંચ્યો અને તેને કહ્યું કે અયોધ્યાના સિંહાસન ઉપર તેનેજ બેસવાની ભલામણ કરવામાં આવશે. ”

વૃદ્ધ મહમ્મદઅલિએ રેસિડન્ટને ત્રણ વખત સલામ કરીને કહ્યું “ખોદા કમ્પની બહાદુરનું રાજ્ય અમર રાખો.” વૃદ્ધ નિમાજ ભણવા ચાલ્યો ગયો અને રેસિડન્ટ રેસિડન્સી તરફ વિદાય થયો.

રાત્રિએ ત્રણ ઘટીકાને સમયે પાદશાહ બેગમ મન્નાજાનને સાથે લઇ પાલખીમાં બેસી રાજ મહાલયના બારણા આગળ આવી પહોંચી. બારણા આગળ પેટન સાહેબ ઉભેલો હતો. તેણે બેગમને અટકાવી મહેલમાં પેસવા ના પાડી. બેગમે હાથી મંગાવી બારણાં ભાંગી નંખાવ્યાં. બેગમ સાથે લગભગ પંદરસો સિપાહી હતા. બેગમે મહેલમાં પ્રવેશ કર્યો. પેટન સાહેબે બેગમની પાલખી પકડી ઘણી હઠ કરી. બેગમની સાથેના સિપાહીઓએ પેટન સાહેબને મારવાની તૈયારી કરતાંજ સાહેબ ન્હાસી ગયો.

બેગમે સિંહાસન ગૃહમાં પ્રવેશ કરી મન્નાજાનને સિંહાસન ઉપર બેસાડયો. બીજી તરફથી રેસીડન્ટ સાહેબની આજ્ઞા થઇ કે “જો બેગમ પાંચ મીનીટમાં રાજમેહેલમાંથી બહાર નહિ નિકળશે તો અંગ્રેજોના સૈન્યદ્વારા તોપના ગોળાનો વર્ષાદ વરસવા માંડશે.” બેગમે રેસીડન્ટની આજ્ઞા તરફ લક્ષ આપ્યું નહિ. તા. ૮ મી જુલાઇના પ્રાતઃકાળમાં તોપોમાંથી દુડુમ દુડુમ શબ્દનાદ થવા લાગ્યાં. તોપોના ગોળાનો વરસાદ શરૂ થયો ! જોતજોતામાં બેગમના સૈન્યમાંના પાંચસો સિપાહીઓ પરલોક પહોંચી ગયા. તે જોઇ બીજા હજારેક સિપાહીઓ પ્રાણ બચાવવા માટે ન્હાસી ગયા.

અંગ્રેજના સેનાધ્યક્ષે મન્નાજાનના હાથ પગ બાંધી દીધા ! એક હલકી જાતિની સ્ત્રી બેગમને બંધીવાન કરી રેસિડન્સીમાં લઇ ગઇ ! બેગમ અને મન્નાજાન ચાર દિવસ પર્યંત રેસીડન્સીમાં કેદ રહ્યાં ! ત્યાર પછી તેઓને રાજકેદી તરીકે કાનપૂર મોકલવામાં આવ્યાં. નસિરૂદ્દિન હુયદરના રાજત્વ સમયનો અંત આવ્યો !

વૃદ્ધ મહમ્મદ અલિશાહે સિંહાસનારૂઢ થઇ નસિરના સઘળા નોક-

રોને રજા આપી પણ હાકેમ મેહેન્દિઅલિખાંને પુનઃ પ્રધાન મંત્રીનું પદ આપ્યું.

અફ્‌જલ ઉલનિસાખાનમ્ મુસલમાની નામ હતું. વાચક તે કોણ હતી? શું તે નસિરની વિશ્વાસુ દાસી હતી? નહિં! તેજ પેલી ગંગા! તેજ ગંગા કે જેણે પ્રતિજ્ઞા કરી હતી કે નસિરનો પ્રાણ નાશ કરીશ.” આજે તેણે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે. તેણે પ્રતિહિંસા કરી છે! તે હમણાં પોતાની માતા બુન્દિયા સાથે કાશીનાથના ઘરમાં રહે છે. પરંતુ તે મુસલમાની થઈ છે તેથી કાશીનાથે પોતાના ઘરમાં રહેવા નહિં દેતાં જુદું ઘર અપાવી ત્યાં માતાપુત્રિ નિવાસ કરે છે.

કાશીનાથ કાશીમાં રહે છે. તેને એક પુત્ર અને એક કન્યા પ્રાપ્ત થયાં છે. પૂત્રના મુખની આકૃતિ કૈલાશેશ્વરીના જેવીજ છે. ૧૮૫૭ ના બળવા વખતે કાશીનાથના પૂત્રનું વય લગભગ વીશ વર્ષનું હતું. હમણાં તે પંડિત અયોધ્યાનાથ જેવોજ દેખાય છે કાશીનાથની કન્યાઓની મુખાકૃતી પિતાના જેવીજ હતી. કાશીનાથ અને માનકુમારીની મુખાકૃતિ બરોબર એક બીજાને મળતી હતી. તેથી કાશીનાથની બે બેહેનો બન્ને કન્યાઓને બાલ્યાવસ્થાથીજ “માનકુમારી” “માનકુમારી” કહીને છાતી સાથે દબાવતાં, અને હર્ષ પામતાં હતાં.

કાશીનાથની બન્ને બેહેનો તેના પુત્રને ઘણા પ્રેમથી રમાડતી અને ઉછેરતી હતી. માતાપિતા કરતાં પણ ફોઇઓનું હેત વિશેષ હતું અને તેથી તેમની પાસેજ બાળકો રહેતાં હતાં. વાચકોએ આ નવલકથા પ્રારંભના એક પરિચ્છેદમાં એક ફોઇબાનું ચરિત્ર જોયું છે. પરંતુ તે ફોઇમાં અને આ ફોઇમાં બહુ અન્તર છે. કાશીનાથના પૂત્રોની ફોઇબા તો સ્નેહમયી સ્વર્ગીય દેવીઓ છે. જેઓ બાલ્યાવસ્થામાં માતા પિતા વગરનાં થઇ ફોઇઓના હાથમાં ઉછરે છે તેમનેજ ફોઇબાનું મહત્વ, દેવત્વ અને સહૃદયતાનો અનુભવ થાય છે.

કાશીમાં કાશીનાથને ઘેર સર્વદા સંસાર ત્યાગી સાધુ પુરૂષો આવતા જતા હતા. સાધુઓની સંગતિમાં અને શાસ્ત્રાદિના અવલોકનમાંજ કાશીનાથનો દિવસ જતો હતો. સિપાહીઓના બળવાના વખત પછી ઇ સ. ૧૮૫૯ ના જાનેવારી માસમાં એક દિવસ મધ્યાન્હે કાશીનાથ પોતાની ભગિની સ્ત્રી અને પુત્ર કન્યા સહિત બેઠો બેઠો નાના પ્રકારની ધર્મ ચર્ચા કરતો હતો. તેજ સમયે એક નોકરે આવી સમાચાર આપ્યો કેઃ મહારાજ ગાજીપુરના “ પાહાડી બાવાજી ” આપની સાથે મુલાકાત કરવા ચાહે છે. ”

**કાશીનાથે** પહેલાં પણ **પાહાડી** બાવાજીનું નામ સાંભળ્યું હતું. પરંતુ બાવાજીને કવચિદ્દ પણ જોયા નહોતા. તેણે મનુષ્યોને મ્હોડે સાંભળ્યું હતું કે **ગાજીપૂર** નિકટના એક પહાડ ઉપરની ગુહામાં **પાહાડી** બાવાજી નામક એક મહા પુરૂષ, અન્નાહારનો ત્યાગ કરી, નેત્ર બંધ કરી સર્વદા ઇશ્વરોપાસના કરે છે. તે કવચિદ્દ પણ આહાર કરતા નથી. કિંવા કોઇની સાથે વાત પણ કરતા નથી. તેજ **પાહાડી** બાવાજી તેને મળવા આવ્યા છે. એ સાંભળી **કાશીનાથને** ઘણું આશ્ચર્ય લાગ્યું. જન મંડળમાં વાત ચાલતી હતી કે **મહારાજા હોલકરે**, **પાહાડી** બાવાજીને પોતાના રાજ્યમાં લઇ જવાનો ઘણો યત્ન કર્યો હતો. પરંતુ એ વરસ સુધી બાવાજીનું ધ્યાન ભંગ થયું નહિ! **પાહાડી** બાવાજી કવચિદ્દ કવચિદ્દ બે ત્રણ વર્ષ સુધી નેત્ર બંધ કરી, યોગાસને બેસી ઇશ્વરોપાસના કરે છે.

**કાશીનાથે** પ્રથમ વિચાર્યું કે કદાચ તેજ ગાજીપુરવાળા સુપ્રસિદ્ધ યોગી **પાહાડી** બાવાજી નહિ હોય. અન્ય કોઈ સાધુ તે બાવાજીનું નામ લઇ આવ્યો હશે. સંસાર ત્યાગી સાધુઓનું નામ સાંભળતાંજ **કાશીનાથ** તત્ક્ષણ તેમનાં દર્શનાર્થે જતો. હમણાં પણ બાવાજીનું નામ સાંભળીને **કાશીનાથ** એક નોકર સહિત બહાર આવ્યો. બારણા આગળ આવી જોતાં જણાયું કે ત્યાં પણ્ડિત **અયોધ્યાનાથ** ઉભો છે. "અયોધ્યાનાથ! અયોધ્યાનાથ!" બોલતાં બોલતાં કાશીનાથે તેને આલિંગન કર્યું, પછી બન્ને જણે ગૃહમાં પ્રવેશ કર્યો. પચીસ વર્ષ પછી પોતાનાં ભાઇનાં દર્શન કરવાથી કૈલાશેશ્વરીનાં નેત્રમાંથી આનંદનાં અશ્રુ વિસર્જન થવા લાગ્યાં. **નારાયણ** કુમારી અને **ચંદ્રકુમારીએ** સ્નેહ પૂર્ણ નેત્રે **અયોધ્યાનાથ** તરફ જોવા માંડયું. વૃદ્ધા **બુન્દિયા** અયોધ્યાનાથના શરિર ઉપર હાથ ફેરવવા લાગી. **અયોધ્યાનાથને** મેળવીને કાશીનાથનું સઘળું કુટુંબ આનંદ સાગરમાં ન્હાવા લાગ્યું.

× × + × × ×

ગાજીપુરના **પાહાડી** બાવાજીનું **કાશીમાં** આગમન થયું છે એ વાર્તા સઘળે પ્રસરી ગઇ. **કાશી** નિવાસી અસંખ્ય મનુષ્યો **પાહાડી** બાવાજીનાં દર્શન કરવા આવવા લાગ્યાં. કાશીનાથના ઘરમાં હમેશાં મનુષ્યોની મ્હોટી ભીડ થઇ રહેતી. હજારો મનુષ્યો ભકિત પૂર્ણ હૃદયે બાવાજીને પગે લાગતાં કળીયુગમાં કોણ વિશ્વાસ કરે કે પચીશ વર્ષ સુધી અન્ન વિના જીવી શકાય છે? પરંતુ નિશ્ચય પૂર્વક સાંભળ્યું છે કે **પાહાડી** બાવાજીએ પચીશ વર્ષ સુધીમાં અન્નજ નહિં પણ એક ટીપું જળ પણ પીધું નથી.

કૈલાશેશ્વરીએ દીર્ઘ સમય પછી પોતાના સહોદરનાં દર્શન કર્યાં છે. તેની એવી ઇચ્છા હતી. તે સર્વદા ભાઇની પાસે બેસી રહે અને પચીશ વર્ષના ક્ષુધા, તૃષાતુર ભાઇને વિવિધ મિષ્ટાન્ન બનાવી તેના મુખમાં પ્રાસન કરાવે પરંતુ અનેક મનુષ્યો દર્શનાર્થે આવતી હોવાથી ભાઇની પાસે બેસવાનો સમયજ મળતો નહોતો. **અયોધ્યાનાથ** હમણાં સંસારની માયાના વાતાવરણમાં ઘેરાયો હતો. તેથી તેને ચારે તરફથી અન્નજળ ગ્રહણ કરવા માટે અતિ આગ્રહ થવા માંડ્યો. સગાં સહોદર અને ભ્રાતૃ, ભક્ત આદિ વર્ગની ઇચ્છાને આધીન થઇ પક્ષાન્તરે અન્નજળ લેવા માંડ્યાં. એક પખવાડીયા સુધી અન્નજળ લેવું નહિં. બીજા પખવાડીયામાંજ માત્ર ફળજળ આહાર કરવો.

સાત દિવસ સુધી **બાવાજી કાશીમાં** રહ્યા. ત્યાર પછી ભગિની અને **કાશીનાથ** પાસેથી જીવન પર્યંતને માટે વિદાય ગીરી લઇ હિમાચલ પર્વત તરફ પ્રયાણ કર્યું.

**પાહાડી** બાવાજી **કાશીમાં** રહ્યા ત્યાં સુધી **કાશીનાથે** ધર્મ સંબંધી અનેક પ્રશ્નો કર્યા. પરંતુ બાવાજી વિશેષ બોલતા નહિં. એક દિવસ બોલ્યા ત્યારે કહ્યું કે: મ્હેં અન્ન ત્યાગ કર્યું ત્યાર પહેલાંજ **હિમાચલ** ઉપર જવાનો નિશ્ચય કર્યો હતો. પરંતુ એક મહાત્માએ કહ્યું કે: સંસારનું કર્તવ્ય સંપૂર્ણ કર્યા સિવાય **હિમાચલ** ઉપર જવાથી વિશેષ ફળ નથી. તેથીજ દીર્ઘકાળ થયાં **ગાજી**પુરમાં નિવાસ કર્યો છે.

**કાશીનાથે** પુછ્યું કે: **ગાજી**પુરમાં રહીને **સંસારનું** શું કર્તવ્ય સાધન કર્યું.! બાવાજીએ ઉત્તર આપતાં પહેલાં પોતાની ઝોળીમાંથી એક ડાયરી diary કાઢી **કાશીનાથ**ના હાથમાં આપી. તે પુસ્તક વાંચી **કાશીનાથે** જોયું કે બાવાજીએ મહત્ કાર્ય કર્યાં છે. **ભારત**વર્ષમાં લુંટારાઓનું જોર ઓછું કરવા બાવાજીએ કર્નલ **સ્લી**મેનને ઘણી સ્હાયતા કરી છે. સિપાહી યુદ્ધ–બળવાના સમયે પણ બાવાજીએ વિદ્રોહ શાંત પાડવા અને અંગ્રેજોને બચાવવા **અંગ્રેજોને** ઘણી સ્હાયતા આપી છે. **બાવાજી**ની સ્હાયતા ન હોત તો અંગ્રેજો બળવો દાબી દેવા સમર્થ થાત નહિં.





# ષટ્‌વિંશતિતમ પારચ્છેદ.

## અયોધ્યા સ્વાહાઃ સ્વાહાઃ સ્વાહાઃ

Fallen, fallen, fallen, fallen !
Fallen from his high estate !
And welfering in his blood !
Deserted, at his almost need !
By those his former bounty fed !
On the bare earth exposed he lies,
With not a friend to close his eyes !

*Dryden.*




યોધ્યાનો વિષયાસક્ત, વિલાસપ્રિય બાદશાહ **નસિરૂદ્દિન** ગયો ! મોજી, શોખી, રંગીલો, છબીલો બાદશાહ **નસિરૂદ્દિન** જીન્નત નશીન થયો ! આજે **અયોધ્યાની** પ્રજામાં હાહાકાર થઈ રહ્યો છે ! આજે તેના મીત્રોની મોજ ગઈ છે ! આજે તેની સહસ્ત્ર સહસ્ત્ર યુવતીઓનાં નેત્રમાંથી આંસુ વિસર્જન થાય છે ! આજે ત્હેની બેગમોએ અન્ન જળ ત્યાગ કરી શોક પાળ્યો છે ! ત્હેના રાજ કર્મચારીઓએ કાળાં વસ્ત્ર ધારણ કરી **ન**-સિરના મૃત્યુનો ખેદ બતાવી આપ્યો છે !

પરંતુ પરમેશ્વરની સૃષ્ટિમાં વિચિત્ર નિયમો જોવામાં આવે છે. એક તરફ શોક ત્યારે બીજી તરફ આનંદ ! એક તરફ સુખ ત્યારે બીજી તરફ દુઃખ ! **નસિરના** મૃત્યુથી અનેક નરનારીઓનાં હૃદય શોકાનળમાં દગ્ધ થતાં હતાં ત્યારે બીજી તરફ અનેક નરનારીઓ હૃદય આનંદથી પ્રફુલ્લિત થયાં હતાં ! **નસિરના** વિલાસી મિત્રો અને વિલાસીની બેગમો તથા રખેલી

સ્ત્રીઓ શોક ગ્રસ્ત થઇ હતી ત્યારે અન્યાય, પાપથી ડરતા પુરૂષો અને પતિવ્રત પણાનું રક્ષણ કરતી અને અને સ્વધર્મને ધારણ કરી પતિભક્તિમાં મગ્ન રહેતી કુલભૂષણ કામિનીઓને આનંદ થયો હતો. નસિર જેવા વિલાસી નવાબના રાજ્યમાં કયે વખતે કયા ગ્રહસ્થોની કુમારિકાનાં સતિત્વ નષ્ટ થશે તે કોઇ જાણતું નહોતું ! સતિત્વ ભ્રષ્ટ થવાના ભયથી અનેક ગ્રહસ્થોએ નસિરના રાજ્યનો ત્યાગ કરી બીજા દેશમાં નિવાસ કર્યો હતો તે પણ આનંદ પામવા લાગ્યાં હતાં ! પરંતુ આજે તે ભય, ત્રાસ, કામ, ક્રોધ, આદિ સર્વ સામગ્રી સાથે લઇને રંગીલો નવાબ નસિરૂદ્દિન કબરમાં સુતો છે ! અયોધ્યામાંથી તે ત્રાસ, તે ભય, તે પતિવ્રત પણાનો ભંગ થવાની બિહક ઓછાં થયાં છે. આજે તો વૃદ્ધ નવાબ મહમ્મદ અલિશાહ બાદશાહ થયા છે.

નસિરની વિલાસિતા, ભોગલાલસા અને કાર્યની અજ્ઞાનતાવડે અયોધ્યામાં મ્હોટો ગડબડાટ થઈ રહ્યો હતો. અયોધ્યામાં ધીમે ધીમે અંગ્રેજોએ પેસતાં બાદશાહની ત્રિજોરી, બાદશાહનાં ઉપજનાં સ્થાનો અને બાદશાહનું બળ ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીની દ્રષ્ટિએ પડી ગયુ હતું ! કરોડો રૂપિયાનું દેવું ઇસ્ટ ઇન્ડિયા કમ્પની ક્યારે આપશે ! તે મહમ્મદ અલિશાહ સારી પેઠે જાણતો હતો. પરંતુ તે વૃધ્ધ હતો. માત્ર રાજ્ય મળે છે, નામના બાદશાહ થવાય છે તેનો શા માટે ત્યાગ કરવો જોઇએ, ધાર્યું તો અંગ્રેજો પોતાનુંજ કરવાના છે, છતાં પણ આપણે બાદશાહ નામ ધારણ કરી જીવનનું સાર્થક્ય કરી લેવું જોઇએ. "આવા આવા અનેક વિચારથી વૃધ્ધ ચાચા મહમ્મદ અલિશાહની ગાદી ઉપર બેઠો."

આ સમયે લૉર્ડ ઑકલાંડે ઇ. સ. ૧૮૩૭ ની ૧૮ મી સપ્ટેમ્બરે એક સંધિ કરી. આ સન્ધિની ૭ અને ૮ કલમમાં લખ્યું હતું કે. નવાબના રાજ્યમાં અત્યાચાર અને અવ્યવસ્થા થશે તો બ્રિટિશ ગવર્મેન્ટ પોતાના કર્મચારી દ્વારા અયોધ્યાની સુવ્યવસ્થા અને સદાચાર કરશે અને તે પછી રાજ્ય નવાબના હાથમાં સોંપવામાં આવશે †

લૉર્ડ ડેલહાઉસીએ પંજાબને બ્રીટિશ કમ્પનીને આધીન કર્યા પછી અયોધ્યા તરફ દ્રષ્ટિ ફેરવી ! તે સમયે લોર્ડ બહાદુરની દ્રષ્ટિ આ સન્ધિ તરફ ગઇ ! તેણે સ્પષ્ટ રીતે કહ્યું કે: ૧૮૩૭ ની સન્ધિ વિલાયતની ડિરેક્ટર સભાએ મંજુર કરી નથી તે મંજુર અને પાલન કરવા લાયક સંન્ધિઓમાં દાખલ થઇ નથી * લૉર્ડ ડેલહાઉસીએ અયોધ્યા ગ્રહણ કરવાનો

† A collection of Treaties, Vol, II. P.69.

* Petrospects and Prospects. &c. P. 54.

સંકલ્પ કર્યો હતો. તેથી ઈ. સ. ૧૮૩૭ ની સન્ધિ નામંજુર બતાવી અને એ રાજ્ય કેટલાક સમયને માટે હાથમાં લેવાનો યત્ન કરવા લાગ્યો. પરંતુ ન્યાયના પક્ષપાત રહિત વિચાર આગળ લૉર્ડ સાહેબની તે આશા ફળવતી થઇ નહિં ! તેણે જે સન્ધિ નામંજુર જણાવી કૌશલ જાળો પાથરી હતી તેજ સન્ધિ ૧૮ મી સપ્ટેમ્બરે નિયમ પ્રમાણે મંજુર થઈ બીજી સન્ધિઓની સાથેજ ફાઇલ કરવામાં આવી હતી.† વ્યવહારશાસ્ત્રવિશારદ મી. ટ્રિવૉર્સ ટવીસે પણ એ સંન્ધિને મંજુર કરી આગ્રહ સહિત અવસ્ય પાલન કરવા લાયક લખ્યું હતું. તેણે લખ્યું હતું કેઃ હું વિશેષ વિચાર પૂર્વક એવા સિદ્ધાન્ત ઉપર આવ્યો છું કે ભારતવર્ષીય ગવર્મેન્ટ કાયદા પ્રમાણે ઈ. સ. ૧૮૩૭ની સન્ધિને કવચિદ્ પણ અપ્રતિપાલ્ય ગણીને પડતી રહેવા દેશે નહિં* લૉર્ડ હાર્ડિંજે ઈ. સ. ૧૮૪૭માં અયોધ્યાના નવાબને જે પત્ર લખ્યો હતો તેમાં પણ ૧૮૩૭ની સંધિ પાલન કરવા લાયક છે એવું જણાવ્યું હતું.‡ કર્નલ સ્લીમેને પણ ૧૮૫૧માં લખ્યું હતું કેઃ—૧૮૩૭ની સન્ધિએ અમને અમારા કર્મચારીદ્વારા રાજ્યશાસન કરવાને જે ક્ષમતા આપી છે તેજ ક્ષમતાનો પ્રયોગ અમારી ગવર્મેન્ટ કર્યા વિના રહેશે નહિં.× સરહેનરી લૉરેન્સે લખ્યું છે કેઃ (૧૮૩૭) ની નવી સન્ધિ અનુસાર અમે અયોધ્યાનો શાસન ભારગ્રહણ અમારા હાથમાં લઇ શકીયે એવું કોઇ પણ કબુલ કરશે નહિં§ ઇ. સ. ૧૮૩૭મી સન્ધિ થઇ તે સમયે લૉર્ડ ઑાટન, બૉર્ડ ઓફ કન્ટ્રોલરનો સભાપતિ હતો. તેણે પણ સ્પષ્ટ લખ્યું છે કેઃ ઇ. સ. ૧૮૩૭ની સન્ધિ ગવર્મેન્ટે મંજુર કરી છે તે ઉપર અમારો સંપૂર્ણ વિશ્વાસ છે. આ સંન્ધિની એકાદ કલમ અગ્રાહ્ય હશે તો તેથી બધી કલમો અગ્રાહ્ય થશે નહિં:"+

આ પ્રમાણે મુખ્ય મુખ્ય રાજદ્વારી પુરૂષોએ ઈ. સ. ૧૮૩૭ની સન્ધિને અવસ્ય પાલન કરવા લાયક સન્ધિઓમાં ગણી હતી, વસ્તુતઃ જે સન્ધિ

---

† Collection of Treaties, Vol. II., P. 173–177.

* Dacoitee in Excelsis. P. 192.

‡ Oude papers, 1856, P. 31–32. Comp. Ibid. 1858 P. 62.

× Oude Blue-Book, P. 166. Comp. F. Malcolm Ludlow, War in Oude, P. 29, note.

§ Sir Henry Lawrence's Essays, P. 131. Comp. Calcutta Review, No. VI. Vol. III. P. 424.

\+ Beveridge, History of India. Vol. III. P. 548.

..નિયમ પ્રમાણે મંજુર થઇ, એક કે બે કલમો સિવાય જેની બધી કલમો ડિરેકટરોએ મંજુર કરી, આઠ વર્ષ ઉપર જેનો ભારતવર્ષીય ગવર્મેન્ટ દ્વારા નિયમ પ્રમાણે પ્રચાર થયો. તેજ સન્ધિનો પ્રચાર થયાને આજે અગિઆર વર્ષ થતાંજ એકદમ ના મંજુરરૂપ થઇ× પરંતુ સહૃદય મનુષ્યો આ વિષય ઉપર વિશ્વાસ કરશે નહિ.

એટલું છતાં પણ આશ્ચર્યનો વિષય તો એજ છે કે કોઈ કોઈ યુરોપીયનો ડેલહૌસીના મતને મળતા થયા છે ! સર્ ચાર્લસ્ જેકસનના મત પ્રમાણે ડિરેકટરોએ ૧૮૩૭ની સન્ધિ મંજુર કરવા ના પાડી છે.* ડ્યુક ઑફ્ અર્ગાઈલે લખ્યું છે કે: ૧૮૩૭ની સન્ધિ મંજુર નહિં થવાથી આપણને અનેક લાભ થયા છે. તે યથાર્થ નથી. હમેશાં તે પ્રબળ હોત તોજ લૉર્ડ ડેલહૌસી અવસ્ય સંતોષી રહેત. એજ સન્ધિએ તેને સમસ્ત અધિકાર આપ્યો છે, કારણ ઉત્પન્ન થવાથી અયોધ્યાનો રાજકાર્યભાર પોતાના હાથમાં લઈ શકત. § ડ્યુક ઑફ્ અર્ગાઈલનું આ કથન કેટલે દરજ્જે યોગ્ય છે તે કહી શકાતું નથી. ૧૮૩૭ની સન્ધિએ ડેલહૌસીને સમસ્ત ક્ષમતા આપી નથી. જો તે ધારત તો આ સંધિ અનુસાર રાજ્યના રૂપિયા વાપરી શકત નહિ. અને એજ સન્ધિ અનુસાર અયોધ્યાનું રાજસ્વ ગ્રહણ કરી શકત નહિ. એ સન્ધિએ તેને શાસન ભાર ગ્રહણ કરવાની ક્ષમતાઆપી હતી ખરી પરન્તુ તે હમેશને માટે નહિં ! થોડા સમય સુધી તે પોતાના જાતીય આચાર, જાતીયવિચાર, જાતીય રીતિ અને જાતીય વિધિ પ્રમાણે અયોધ્યાનો રાજ્ય કારભાર ચલાવી નવાબના હાથમાં સમર્પણ કરી શકત.ऽ

ઇ. સ. ૧૮૪૨ના મે માસમાં મહમ્મદ અલિશાહનું મૃત્યુ થયું. તેનો પુત્ર અમજ્જુદ અલિશાહ નવાબ થયો. તેના મૃત્યુ પછી ઇ. સ. ૧૮૪૭ ની ૧૩મી

---

× War in Oude, P. 29–30.

* A. Vindication, P. 128.

§ India under Dalhousie and Canning; P. 110. Note.

ऽ Retrospects and Prospects &c. P. 54. ( કોઈ... ...દેશી રાજાના રાજ્યને શુદ્ધ બુદ્ધિથી સુધારવાની ઇચ્છા... ...થાય તો હમણાં બ્રિટિશ ગવર્મેંટ તે રાજ્યનો વહિવટ પો... ...તાના હાથમાં રાખે છે તેમજ તે રાજાને ઉચિત વિદ્યાભ્યાસ કરાવી લાયક બનાવે છે. તેમજ રાજ્યના ખરચમાં કરકસર કરી રાજયની તિજોરીમાં લાખો રૂપિયાની સીલિક રાખ્યા પછી બ્રિટિશ ગવર્મેંટ તે દેશી રાજાને તેનું રાજય પાછું સોંપે છે. આ બ્રિટિશ ગવર્મેંટની વ્યવસ્થા સર્વથા ધન્યવાદને પાત્ર છે.—લેખક. )

ફેબ્રુવારીએ વાજીદઅલિશાહ અયોધ્યાની ગાદીએ બેઠો. કમ્પનીએ અયોધ્યાના શાસન સંબંધી જે અત્યાચાર અને અવિચારનો અપવાદ મુકયો હતો તેણેજ આ સમયે, એજ ભોગ લાલસા-તૃપ્તિનો માર્ગ સ્વચ્છ કર્યો. એક નવાબ પછી બીજો નવાબ અયોધ્યાના રાજસિંહાસન ઉપર અધિષ્ઠિત થવા લાગ્યો. એક ગવર્નર જનરલ પછી બીજો ગવર્નર જનરલ ભારતવર્ષનો રાજ-દણ્ડ ગ્રહણ કરવા લાગ્યો. તો પણ અયોધ્યાના શાસન સંબંધી અપવાદ દૂર થયો નહિં ! લૉર્ડ વિલિયમબેન્ટિક એ અપવાદથી અંધ બનીને નવાબને ઉપદેશ દેવા લાગ્યો. ઑકલંડે એજ અપવાદથી અંધ થઇને ૧૮૩૭ માં સંધિ બંધન કર્યું. હાર્ડિંજ એજ અપવાદથી અંધ થઇને નવાબને તિરસ્કાર આપવા લાગ્યો. ! અંતે એક સર્વભૂક આવી, સમુદય અપવાદ સહિત અયોધ્યાના નવાબનું શેષ રાજત્વ-ચિહ્ન વિલુપ્ત કરી નાંખ્યું !

લૉર્ડ ડેલહૌસી ન્યાયના મસ્તક ઉપર પદાઘાત કરીને—સંધિ ભંગ કરીને-અયોધ્યા લેઇ લેવાને કૃત—સંકલ્પ થયો. કર્નલ સ્લિમેન નવાબના દરબારમાં રેસિડન્ટ હતો. જો કે તે રાજશાસનની અવ્યવસ્થા સંબંધી અભિયોગ કરવા લાગ્યો. તો પણ જે પ્રકારે નવાબનું સિંહાસન સુરક્ષિત રહે અને તેમનું રાજ્ય સુવ્યવસ્થિત થાય તે માટે યત્ન કરવામાં કાંઇ બાકી રાખ્યું નહિં. તેણે પોતાની એટલી પણ ભલમનસાઇ બતાવી. મી. સ્લિમેને ઈ. સ. ૧૮૫૨ ના સપ્ટેમ્બર માસમાં ડેલહૌસીને સ્પષ્ટ રીતે લખ્યું કે "જો આપણે અયોધ્યા અથવા તેનો કોઈ પણ ભાગ હોઇયાં કરીશું તો તેમ કરવાથી ભારતવર્ષમાં આપણું સુનામ—સારી ખ્યાતિ-નષ્ટ થશે. એજ સુનામ—સારી ખ્યાતિ—એક ડઝન અયોધ્યાના કરતા આપણે માટે અતિ મુલ્યવાન છે." × પરંતુ લૉર્ડ ડેલહૌસીએ એ વાત તરફ ધ્યાન આપ્યું નહિ. સ્લિમેનની ભલામણ પ્રમાણે અયોધ્યાને સુવ્યવસ્થિત કરવા માટે ધ્યાન આપ્યું નહિ. બ્રિટિશ ઇન્ડિયાના સર્વ પ્રધાન અધિનાયકની એવી ઉદાસિનતા જોઇને કર્નલ સ્લિમેને પોતાના એક મિત્રને લખ્યું છે કે:-મ્હને શંકા થાય છે કે, લૉર્ડ ડેલહૌસી મ્હારા મતને મળતા નથી, હું જેને ન્યાય પૂર્વક અને સમ્માનાર્હ નથી માનતો, એવો કોઈ વિષય જો તે કરવા મ્હાતો હશે તો તેમ થવાથી હું તેની વ્યવસ્થાનો ભાર બીજાને સોંપી દઇ મ્હારી નોકરી છોડી દઇશ. ( કોઇનું ) રાજ્ય છીનવી લેવાનો આપણને (કાંઇપણ) અધિકાર નથી. ઇ, સ. ૧૮૩૭ ની સંધિ પ્રમાણે આપણે તેનું ( અયો-

× Sleeman's Oude, Vol. II., pp. 378-379.

ધ્યાના નવાબનું ) રાજ્ય આપણા હાથ લઈ વ્યવસ્થા કરી શકીશું પણ તેનુ રાજસ્વ આપણા માટે રાખી શકીશું નહિ. "અમે કેવળ આપણી ગવર્મેન્ટના સમ્માનની રક્ષા માટે અને પ્રજાના ઉપકારને માટે એટલુંજ કરી શકીશું. અન્યાય કરવો એ કેવળ અસાધુ અને અસમ્માનાર્હ કાર્ય." §

આ પત્ર ઈ. સ. ૧૮૫૪ ની ૧૧ મી સપ્ટેમ્બરે લખવામાં આવ્યો હતો. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે છ વસંત ઋતુઓ સુધી રેસિડન્ટનું કામ કરવા છતાં પણ કર્નલ **સ્લિ**મેન **લૉ**ર્ડ ડેલહૌસીના મનના વિચાર જાણવાને સમર્થ થયો નહિ. * કર્નલ સ્લિમેન એકલોજ કાંઇ **અ**યોધ્યા છીનવી લેવાના કામમાં વિરોધી હતો એમ નહોતું. **સ્લિ**મેનની પેઠેજ **સર** હેન્રી **લૉ**રેન્સ પણ એ બાબત તદ્દન નારાજ હતો. હેન્રી **લૉ**રેન્સે "કલકત્તા રીવ્યુ" નામના તે સમયના પત્રમાં "**અ**યોધ્યા રાજ્ય" સંબંધે એક લેખ પ્રકટ કર્યો હતો. તેણે લખ્યું છે કે: **અ**યોધ્યા નવાબના રાજ્ય અધિકારમાં રહે એજ યોગ્ય છે. એ રાજ્યનો એક રૂપિયો પણ કમ્પનીના ધન ભાણ્ડારમાં આવવા દેવો ઉચિત નથી." × હેન્રી **લૉ**રેન્સનો આ મત હમેશ માટેજ હતો. **પં**જાબ રાજ્ય લેવાપછી પાંચ વરસે ૧૮૪૪ના જુન મહિનામાં પ્રસિદ્ધ ઇતિહાસ લેખક **કે** સાહેબે લખ્યું છે કે: એક વ્યક્તિ પોતાના દ્રવ્યનો અયોગ્ય ઉપયોગ કરે છે અથવા પ્રજા ઉપર દૂરાચાર **ક**રે છે એમ કહીને આપણે તેનું રાજય લઇ શકતા નથી. આપણે તેનું રાજસ્વ આપણા ધનભાણ્ડારમાં નહિ લાવીયે છતાં પણ પ્રજાનું રક્ષણ કરી શકીયે છીએ." + કર્નલ **સ્લિ**મેન અને હેન્રી **લૉ**રેન્સની લેખિનીમાંથી આવા સલાહકારક વાક્ય નિકળ્યાં હતાં. તેઓએ આ પ્રમાણે લોર્ડ ડેલહૌસીને નિઃસ્વાર્થ ભાવે સલાહ આપી હતી. તેમ છતાં પણ ડેલહૌસી સાહેબે તેમની એ સારી સલાહ માની નહિ. તેણે પ્રતિદિન અવિલંબે અત્યાચાર, અવિચાર અને દૌરાત્મ્યનો પ્રપંચ કરીને **અ**યોધ્યાને સ્વાહા કરી જવા માટે હાથ લંબાવ્યો.



§ Ibid. Vol. p. p. XXI, XXII.

* Retrospects and Prospects. &c., P. 68.

× Sir Henry Lawrence's Essays, P. 132 Como Calcutta Review. No. VI. Vol. III. P. 424.

+ Kayes Lives of Indian Officers. Vol. II. p. 310.



# ઉપસંહાર.

## અયોધ્યા સ્વાહાઃ ! સ્વાહાઃ !



ઇ. સ. ૧૮૫૪ની ૨૪ મી નવેમ્બરે કર્નલ સ્લિમેનની જગ્યાએ જનરલ આઉટ્રામ અયોધ્યાનો રેસિડન્ટ થયો. જે દુષ્કાર્ય બીજાઓથી થયું નથી, જે પાપ કાર્ય કરવાનું બીજા જનરલોએ અધુરૂં મુકયું હતું તે કામ પુરૂં કરવાનો ભાર નવા રેસિડન્ટ ઉપર આવી પડયો. ૧૮૫૫માં લૉર્ડ ડેલહૌસીએ નીલગિરિની સુશિતલ હવા ખાતા ખાતા અયોધ્યામાં બનેલા બનાવોનો વિચાર કરી એક "મિનિટ" લખી કહાડી. ૧૮મી જુને તે મિનિટ ઉપર એ નામદારના હસ્તાક્ષરથી શોભિત થઈ,× તે પછીના વરસના જાનેવારી મહિનામાં અધવચમાંજ અયોધ્યા માટે યોગ્ય બન્દોબસ્ત પણ થઈ ગયો ! ડેલહૌસીએ હવે ઢીલ કરી નહિં. તેણે ૩ જી જાનેવારીએ પ્રાતઃકાળમાંજ એક સભા ભરી. પ્રયોજનીય કામોનો મ્હોટો ભાગ આગળજ મુકવામાં આવ્યો હતો. બ્રિટિશ ગવર્મેન્ટનો ઢંઢેરા-પત્ર, અયોધ્યાની નવી રાજ પ્રણાલીની હકીકત આદિ સઘળું લખાઇ તૈયાર થઇ પરરાષ્ટ્ર વિભાગના સેક્રેટરીના દફતરમાં રાખવામાં આવ્યું હતું. આ સમયે તે પ્રમાણે માત્ર કામ કરવાનુંજ સભાને સોંપવામાં આવ્યું. અને સમય ન વિતાડતાં લખેલાં લખાણો પ્રમાણે રેસિડન્ટ ઉપર ખબર મોકલવામાં આવી. આઉટ્રામને જાનેવારીની છેલ્લી તારીખોએ એ ખબર મળી. તેણે મહિનાની છેલ્લી તારીખે નવાબ દરબારના મંત્રિને બ્રિટિશ ગવર્મેન્ટના વિચારો જણાવ્યા. મંત્રિએ પોતાના રાજ ઉપર મુકવામાં આવેલાં તહોમતો ખોટાં છે એવું સાબિત કરી આપવાને વખત માંગ્યો. નવાબની માતાએ પોતાના પુત્રનો ફરીથી વિચાર

† Kayes Sepoy War, Vol I. p. 143.

કરવા—ન્યાય માંગવા માટે ગવર્મેંટને અરજ કરવા લાગી, આ પ્રમાણે સઘળી બાબત માટે અરજીઓ કરવામાં આવી હતી પરંતુ મી. આઉટ્રામ એકનો બે થયો નહિં! એક સિવાય બીજો ઉત્તરજ આપ્યો નહિં!" વિચાર કરવાનો, તપાસ કરવાનો, સમય વિતિ ગયો છે, સહિષ્ણુતાનો સમય વહી ગયો છે, હવે માત્ર નવાબ સાહેબને બ્રિટિશ ગવર્મેંટનો હુકમ પાળવાનુંજ બાકી રહ્યું છે. " રેસિડન્ટના મુખમાંથી માત્ર એજ વાક્યો નિકળ્યાં. મંત્રીએ, અદ્રષ્ટનું ચક્ર નિશ્ચય આવશેજ એવું જાણી માથું નમાવ્યું! નવાબની માતાએ પોતાના પ્રાણાધિક પુત્ર વાજીદઅલિશાહનું પતન જાણી લઈ સ્તબ્ધ ભાવે રૂદન કરવા માંડ્યું! તે બિચારી સ્ત્રીના હાથમાં રડવાનુંજ માત્ર રહ્યું હતું. તેણે મોઢા ઉપર બે હાથ ઢાંકી રડવા માંડ્યું! તેના મુખમાંથી વારંવાર નિકળવા માંડ્યું કે: ખોદા! પાક પરવર દિગાર! અગ્રેજો અમારા હમેશના દોસ્ત હતા! અંગ્રેજોએ અમારા રાજ્યની રક્ષા કરવાનાં વચનો આપ્યાં હતાં. પણ આજે તેઓ કેમ દુશ્મન થયા?

આજે ૪ થી ફેબ્રુઆરીનો દિવસ છે. આજે અયોધ્યાના નવાબી અમલનો અસ્ત થવાનો દિવસ છે. બ્રિટિશ રેસિડન્ટ નવાબ વાજિદઆલીને મળવા માટે ગયા છે. નવાબના મેહેલના દરવાજા આગળથી તોપ, બંદુકો અલોપ થઇ ગઇ હતી. સિપાહીઓનાં હથિયારો અલોપ થઇ ગયાં હતાં. પ્રથમ જે સિપાહીઓ હથિયારો નમાવીને રેસિડન્ટને માન આપતા હતા. તેજ સિપાહીઓએ આજે ફક્ત હાથની સલામ વડેજ માન આપ્યું- નવાબે પોતાના ભાઇઓ તથા બીજા વિશ્વાસુ માણસોને સાથે લઇને રેસિડન્ટ સાહેબને દરબારમાં લાવ્યા. તેજ સમયથી દિલગીરી ભરેલાં ચિન્હો જણાવા લાગ્યાં. રેસિડન્ટે ગવર્નર જનરલનો પત્ર અને ગુરૂત્તર દણ્ડ વિધાયક સંધિનો એક પત્ર નવાબના હાથમાં આપતાં કહ્યું: દણ્ડ નક્કી થયો છે. તે તમોએ અવનત મસ્તકે ગ્રહણ કરવો. એ સાંભળતાંજ નવાબના શરિરનું લોહી સુકાઇ ગયું! નવાબનું મોંઢુ ઉતરી ગયું. રેસિડેન્ટે જાણે કહ્યું કે: નવાબ સાહેબ! મુલ્કેજમાના! તમો તમારૂં રાજ્ય અંગ્રેજ સરકારને આપી દો! તમે તમારી સંધિના નિયમો પાળ્યા નથી! તમે રાજ્ય કરવાને લાયક નથી! રેસિડેન્ટના કહેવાના ગર્ભિત અર્થને જાણી નવાબ સાહેબ પત્થરના પૂતળા પેઠે ચકિત થઇ ગયા! પરંતુ તે શું કરે?

નવાબ સાહેબે પોતાનો રાજ—મુકુટ રેસિડન્ટના હાથમાં મુકયો તેજ ક્ષણે રેસિડન્ટે બ્રિટિશ ગવર્મેંટનું ઢંઢેરા પત્ર વાંચી સંભળાવ્યું. પચાસ

લાખ રહેવાસીઓ સહિત ઉત્તરે **નેપાલ**, પૂર્વે **ગોરખપૂર**, દક્ષિણે **અલ્લાહાબાદ**, અને પશ્ચિમે **આઝીમગઢ**, **જૌનપૂર**, **ફરાક્કાબાદ**, અને **શાહાજહાંપૂર** સીમાની વચમાંનો લગભગ ૨૪ હજાર વર્ગ માઈલનો વિશાળ પ્રદેશ બ્રિટિશ ગવર્મેંટની સત્તા નીચે આવ્યો. અને એજ વિશાળ પ્રદેશના અદ્વિતીય રાજા નવાબને પેન્શન સ્વરૂપ અમુક રૂપિયાનું વર્ષાસન બાંધી આપ્યું ! જે નવાબ બહાદૂર એક વખત રાજા હતા તે પ્રજા સ્વરૂપ થઇ પડયા ! જે નવાબ સ્વતંત્ર હતા તે પરતંત્ર થઈ પડયા અને જેઓ અંગ્રેજોને પોતાના રાજ્યમાં પ્રવેશ કરવા દેતા નહોતા તેમનોજ દેશ અંગ્રેજોની લાલ ધ્વજા વડે શોભિત થઇ રહ્યો !

ધીમે ધીમે આ સમાચાર પ્રત્યેક મુસલમાનોના કર્ણભેદી હૃદયકેન્દ્રમાં પહોંચી ગયા. નવાબી અમલનો અંત આવ્યો અને અંગ્રેજોની પતાકા ઉડતી થઇ એ જાણી પ્રત્યેક મુસલમાનોનાં અંતઃકરણમાં ગ્લાનિઉત્પન્ન થઇ ! તેઓ અંગ્રેજોના આ કૃત્યને ધિઃક્કારવા લાગ્યા. મોહમાં અંધ બનેલી **મેરી**એ નિર્દોષ પ્રોટેસ્ટંટોને પ્રજ્વલિત અગ્નિમાં નાંખી દઇને ધર્મને બદલે પાપ મેળવ્યું હતું તેજ પ્રમાણે લૉર્ડ **ડેલહૌસી**એ નિરપરાધી **વાજિદઅલિ**ના હૃદયમાં ક્રોધાગ્નિ સળગાવી કીર્તિને બદલે અપકીર્તિ મેળવી છે. **ડેલહૌસી**ની ગવર્મેન્ટે માત્ર નવાબનું રાજ્ય લઇ લીધું એટલુંજ નહિં પણ તેનાં બીજાં કામોમાં ન્યાય આપવાના કામમાં પણ અવધિ કરી ! નવાબે ઇન્સાફ માંગવા પાર્લામેન્ટમાં અરજી કરવાની અને વિલાયત જવાની સલાહ માંગી પણ રેસિડન્ટે કળબળ પૂર્વક તેને સમજાવી દઈ એ કામ બંધ રખાવ્યું. પણ એક સમયે નવાબની ધનસમ્પત્તિ, ગૃહનો સરસામાન, વસ્ત્ર, પાલખીઓ, પૂસ્તકાલયમાંનાં બે લાખ બહુ મૂલ્ય અને હાથનાં લખેલાં પુસ્તક, સર્વ **જાહેર લીલામથી વેચી દીધું**! અને તેમાંથી ઉત્પન્ન થયલા પુષ્કળ ધનવડે માનવંત કમ્પની સરકારની ત્રિજોરી ભરપૂર થઇ ! +

આટલું બધું કરવા છતાં પણ **ડેલહૌસી**ની વાસના પૂર્ણ થઈ નહિં. અમને લખતાં પણ લજ્જા આવે છે અને શોક ઉત્પન્ન થાય છે. કર્મચારીઓ નવાબના જનાનખાનામાં પેસી ગયા અને બેગમોને બળ પૂર્વક બહાર લઇ આવ્યા ! તેમના શરિર ઉપરનાં ઘરેણાં વિગેરે રસ્તામાં ફેંકી દીધાં. અને તેમના ઉપયોગમાં આવવા જેવું દ્રવ્ય હતું તે અટકાવી રાખ્યું.*

+ Dacoitee in Excelsis. P. 145.

* Dacoitee in Excelsis. p. 145–146.

એક અપક્ષપાત અંગ્રેજ લેખક એ વિષયે લખે છે કે: અંગ્રેજોએ અયો-ધ્યા રાજ્યની જે સમુદય સમ્પત્તિ લુંટી લીધી છે તેજ તેનો અંત; અને નવાબનો પરિવાર વર્ગ—જેઓ એક સો વરસથી અંગ્રેજોને શરણે હતા તેઓ ઇંગ્લંડના મનુષ્યો પાસે ન્યાયની માગણી કરતા હતા. તેઓ—આવી અવસ્થામાં પતન પામ્યા. આ પ્રમાણેજ "તેઓનું સર્વસ્વ હરણ કરવાનું કામ સમ્પૂર્ણ થયું.[2]

વાચક બંધુઓ! કયા અપરાધવડે અયોધ્યાની આવી શોચનીય દશા થઇ! કયા અપરાધ વડે નવાબ અને તેમના પરિવારવર્ગનું અપમાન થયું તથા શા માટે તેમના રાજ્યને લઇ લીધું તેમજ શા માટે તેમને ગાદી ઉપ-રથી વેગળા કર્યા? કોઇ કહેશે કે નવાબના રાજ્યમાં ચોરી, લુંટ અને અ-ન્યાય થતા હતા. અંગ્રેજના રાજ્ય પછી એ બધો ગડબડાટ બંધ થયો. સઘળે શાંતિ થઈ.” સઘળાં મનુષ્યો આ પ્રમાણે કહે છે.

2 I bid. p. 146.



# રાજા રજવાડામાં પંકાતી દવાઓ.



રાજા રજવાડામાં જાણીતા તથા કેટલાક રાજવંશીઓના ખાસ વૈદક સલાહકાર ડાકટર કાલિદાસે સરકારમાં મેડીકલ ઓફીસરના હોદ્દાપર નોકરી બજાવી ઉત્તમ સરટીફીકેટ મેળવેલ છે.

## બાદશાહી ચાકુતી.

### અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે, પુરૂષાતન કાયમ રાખે છે. સંસાર સુખ ભોગવવા માટે ઉંચામાં ઉંચી દવા જોઇએ તો અનંગ વિલાસ યાકુતી છે. રાજા રજવાડામાં તથા શ્રીમંત લોકોમાં આ દવા બહુ વખણાય છે. વીર્ય દોષના તમામ વ્યાધી મટાડી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. ગુમાવેલી તાકાતને પાછી લાવી જુવાનીને ટકાવી રાખવી એતો આ દવાનો ખાસ ગુણ છે. આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂ. દશ.

## બાનુઓના લાભની વાત.

પ્રદર, ધુપણી, રૂતુદોષ, દસ્તાન સંબંધી વ્યાધી અને ધાતુ વિકારના સ્ત્રીઓના દરેક રોગ મટાડી **અબલા જીવન** નામની દવા ગર્ભાશય સુધારે છે. ૬૪ ગોળીની ડબી એકના રૂપીયા બે.

### ગરમીનો દુશ્મન ! !

**રકત સુધારક** નામની વનસ્પતીની ગોળીઓ ગરમીને લીધે બગડી ગયેલ લોહી સુધારવા માટે અમૃત સમાન દવા છે. આ દવાના સેવનથી ( Syphilis ઉપદેશ) ગરમીનું ખરાબ દરદ ફરીથી થવાની ધાસ્તી રહેતી નથી. ૬૪ ગોળીની ડબી એકના રૂપીઆ બે. ગરમીના જખમને તુરત રૂઝવનાર મલમની ડબીના આઠ આના. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

**ડાકટર કાલિદાસ મોતીરામ** રાજકોટ—કાઠીયાવાડ.

# વ્યાયામકળા શાસ્ત્ર.

બાળક અને જુવાનના શરીરનો બાંધો મજબૂત થાય, અને તનદુરસ્ત રહે; તેને સારૂં અનેક જાતની દેશી પરદેશી કસરતનો સંગ્રહ છે. તેની અંદર કવાયત, છટાદાર અવયવોની હીલચાલ, દેશી અખાડાની કસરતો, લાઇટ પોલ–બાલ છડીની ડ્રીલ, ડમ્બેલ્સની કસરત અને મગદળના દાવ સમજુતી, ચેતવણી અને ચિત્ર સહિત છે. ચિત્ર ૩૩૫ વુડકટ્સમાં છે. **કીંમત રૂ. ૨) બે.** પોષ્ટેજ ૦)=

**વર્તમાન પત્રોના મત.** (૧) મિ. ચેસ્ટર્ટના અંગ્રેજી પુસ્તકના ગુજરાતી તરજુમા કરતાં આ પુસ્તક વધારે ચઢીઆતું છે. બધા સુધરેલા દેશોની રીતિઓનું શોધન કરી ઉમદા ક્રમથી ગોઠવેલું છે. પુસ્તક સંપૂર્ણ કરવા માટે સાગટો ખરચ કરવામાં પણ કચાશ રાખી નથી. પ્રયત્નના પ્રમાણમાં કીંમત બીલકુલ વધારે નથી. **(સૌરાષ્ટ્ર શાળાપત્રિકા)** રચના ઉત્તમ છે. ગૃહસ્થોએ પોતાના બચ્ચાંના ઉપયોગ સારૂ સંઘરવા યોગ્ય છે. (બુદ્ધિપ્રકાશ) ગુજરાતી ભાષામાં કસરતને માટે આવું વિગતવાર શાસ્ત્રિય રીતે લખાયલું કોઇ પુસ્તક નહતું. તેનો અનુભવ ઘરમાં પણ લઇ શકાય એવું છે. **(સમાલોચક)** સર્વ જણને સમજ પડે તેવું છે. શ્રમના પ્રમાણમાં મૂલ્ય ન્યૂન છે. **(મહાકાળ)** દરેક ઝાહેર લાયબ્રેરીએ અને કુટુંબ વત્સલે ખાસ સંઘરવું જોઇએ. **(સત્યવકતા)** પુસ્તક ઘણું કીમતી છે. બાળકને પણ સમજ પડે એવું સહેલી ભાષામાં હોવાથી લોક પ્રિય થઇ પડે એમ છે. **( રાસ્ત ગોફતાર )** કસરતનો ક્રમ એવો સરસ છે કે બાળકો અને જુવાનોને કેળવવામાં કોઇ પણ જાતની મુસ્કેલી આવે નહિ. તેની **એકેક નકલ દરેક નિશાળમાં દરેક ઘરમાં,** અને **દરેક વિદ્યાર્થી** પાસે હોવી જોઇએ. (વૈશ્ય પત્રિકા) કોઇપણ વાંચનાર બીજાની મદદ વગર કસરત કરી શકશે. ભારે શ્રમ અને પૈસાનો મોટો ખરચ કરેલો લાગે છે. **(ગુ. મિત્ર અને દર્પણ)** દરેક ભાષામાંથી જે સારૂં લાગ્યું તે સ્વીકારી પ્રથમ પંક્તિએ મૂકાવ્યું છે **(ગુજરાતી પંચ)** **ગુજરાતીમાં** અને **મરાઠીમાં** પ્રગટ **થયેલાં પુસ્તકો કરતાં** આ ઉત્તમ છે. સાધારણ શિક્ષકો **સહેજે સમજી** શકે, અને ઉલટથી ઉપયોગમાં લઇ શકે તેવું છે. (કેળવણી) છેલ્લામાં છેલ્લી શોધોને આધારે રચેલું આ પુસ્તક સર્વોત્તમ અને સંપૂર્ણ છે. **(વૈદ્ય કલ્પતરૂ)** નિશાળોમાં છુટથી ઉપયોગ થવાની ઘણી જરૂર છે. ઘેર બેઠાં પણ માબાપો, આમાં બતાવેલી રીતે પોતાનાં બાળકોને ડ્રીલ કરાવતાં રહે તો તેથી હાલ જે નમાલાં છોકરાં માલુમ પડે છે તેને બદલે મજબુત બાળકો થાય. તેથી દરેક કુટુંબમાં આ પુસ્તકની ખાસ જરૂર છે.. **(સાંજવર્તમાન.)** દેશીનામું. કીં.૦-૪-૦ પો. ૦)– ઇલાકાના કેળવણી ખાતાને સારૂ ટેકસ્ટ બુક તરીકે ચાલે છે. બાળકોના હિતમાં લાભકારક છે.

**છગનલાલ લલ્લુભાઈ શાહ. દેશીનામાવાળા—વડોદરા.**

## તાવની રામબાણ દવા. રૂ. ૧૦૦)ના ઇનામવાળી.

કોઇ પણ જાતનો તાવ એટલે દાહવો. એકાંતરીઓ, ચોથીઓ ઉનો ટાઢીઓ ને ચાલતા જમાનાના નવી નવી જાતના ઉડતા તાવો અમારી દવાથી ના ઉતરે તો લીધેલા પૈસા પાછા આપીશું. કોઇ સખસ એમ સાબીત કરી આપશે કે આ દવાથી ચોથીઓ તાવ ના ગયો તો તેને રૂ. ૧૦૦) ઇનામ આપીશું. આ દવા તાવ હોય છે તે વખત લેવાથી તાવ ઉતરી જાય છે અને ઉતર્યા પછી લેવાથી તાવ આવતો નથી. અને શકિત આપે છે. ગોળી ૪૨ ની ડબી નંગ ૧ ની કિંમત રૂ. ૧–૦–૦.

અમારી ઉપરની તાવની દવા પ્લેગ ને માટે અકસીર નીવડી છે.

## પરમીઆની રામબાણ દવા.

આ દવા તમામ જાતના પરમીઆ મટાડે છે. ઇંદ્રીયમાં થતી બળતરા અને ચાલતુ પરૂ (રસી.) બંધ કરે છે. સોજો ઉતારે છે ટીપે ટીપે આવતો પેશાબ સાફ આવે છે. કળતર અને પેઢુનો દુખાવો મટાડે છે. નીચેની રગમાં જે દરદ થાય છે તેને તરત આરામ કરે છે. તેમજ ધાતુ વધારી શકિત આપે છે અને સાંધાના દુખાવા મટાડે છે.

ડબી ૧ તેમાં ગોળી ૧૬ અને શીશી એકની કીમત રૂ. ૨–૪–૦.

## શકિત સજીવન—વિર્યનો ઝરો.

કોઇ સખસ એમ સાબીત કરી આપશે કે આ દવામાં શકિત લાવવાનો અને વીર્ય વધારવાનો ગુણ નથી તો તેને રૂ. ૧૦૦ ઇનામ આપીશું.

કમતાકાત થએલ ઇંદ્રીયને તાકાત આપી સતેજ કરવાનો શકિત સજીવનમાં ખાસ ગુણ છે. પેશાબમાં, બગલમાં, મોઢેથી અને ઇંદ્રીયથી જતી ધાતુ શક્તિ સજીવન બંધ કરે છે. નપુષક થઇ ગએલા મરદને શકિતસજીવન પુરૂષાતન આપે છે; બરડાની ફાટ. કમરનો દુખાવો, પગની કળતર, સંધીવા, ક્ષય, જુનો મરડો, ખાંસી, વાયુ, (વાયાના રોગો) જઠરામદ (મંદઅગ્નિ) અજીરણ, કબજીઆત, પીત કમળી, કમળો, પીત પાંડુ, જીર્ણજવર વીગેરે ઘણા દરદોને નાશ કરે છે. સ્ત્રી ગર્ભાશયના દરદો, થતો ગર્ભાપાત અટકાવે છે. વંઝા (વાંઝણી) એ શક્તિ સજીવનનું સેવન કરવાથી સંતાનની (છોકરાંની) પ્રાપ્તી થાય છે. શકિત સજીવન ધાતુના તમામ દોષ મટાડી સ્ત્રી અને પુરૂષોને તેમજ બાળકને અને વૃદ્ધને પુષ્ટ, તેજસ્વી કાન્તીવાન, બળવાન બનાવે છે.

ગોળી ૪૨ ની ડબી ૧ ની કીમત રૂ. ૨–૮–૦

જાતે લેનારને અમદાવાદમાં ત્રણ દરવાજે કેશવલાલ ફકીરચંદની દુકાનેથી અને રીચીરોડ ત્રીભોવનદાસ ગોરધનદાસ પાસેથી અને સસપરમાં મેતા મોરારજી જેશંકરને ઘેરથી મળશે.

**વૈદ સા. ગીરધરલાલ કહાનજી, મુ. ધોળકા—જી. અમદાવાદ.**